ललित-वाङ्मय-ग्रंथमाला. वर्ष. २ पुष्प. ३

# સત્તરમી સદીનું ફ્રાન્સ.

## (પ્રથમ ખંડ)

(સુવિખ્યાત ફ્રેંચ નવલકથાકાર એલેકઝાન્ડર ડૂમાના
"શ્રી મસ્કેટિયર્સ" નું ભાષાન્તર.)



ભાષાન્તરકર્ત્તા

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.



પ્રકટકર્ત્તા

કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી.



સને ૧૯૨૦. સંવત ૧૯૭૬.



મૂલ્ય રૂ. ૨-૧૪-૦.

# પ્રકાશકના બે બોલ.

---

## આ ગ્રંથમાળાની લોકપ્રિયતા: તેનાં કારણો:

આજથી બે વર્ષ ઉપર જ્યારે આ ગ્રંથમાળાનું પ્રથમ પુષ્પ 'ડૂબતું વહાણુ' ગુર્જર પ્રજા સમક્ષ અમે રજૂ કર્યું ત્યારે આશા દર્શાવી હતી કે, સારા કાગળો, સુન્દર છાપકામ અને મનોરંજક બાંધકામને લીધે રસિક વાચકવૃન્દ અમારાં પુષ્પોની અવશ્ય કદર કરશે. પ્રજાના લક્ષમાં અમારા શ્રમ, અમારા ઉચ્ચ આશયો અને અમારો સ્વાર્થભોગ જેમ બને તેમ સ્પષ્ટ રૂપે સાદર કરવાને અમે જાહેરખબરો, હસ્તપત્રકો ઇત્યાદિ સાધનોનો સંપૂર્ણ ઉપયોગ કર્યો છે. આજ અમને એ જણાવતાં હર્ષ ઉપજે છે કે, ગુર્જર પ્રજા ઉપર અરસિકતાનો જે દોષ, વારંવાર કેટલાકો તરફથી મૂકાય છે, તે, અમારા પ્રયાસોને ઉત્તેજન આપીને ગુર્જર પ્રજાએ ખોટો ઠરાવ્યો છે. અમારાં પુષ્પોનાં પ્રકટીકરણમાં અમે માત્ર બે ઉદ્દેશો લક્ષમાં રાખ્યા છે. પ્રથમ એ કે, ઇતર ભાષાનાં ઉત્તમમાં ઉત્તમ ગણાતાં પુસ્તકોનાં ભાષાન્તરો ગુજરાતી પ્રજાને સાદર કરવાં અને બીજો એ કે, આંખને પસંદ પડે, અને મનને ગમે, એવી ઢબે એ પુસ્તકોનાં છાપકામ, બાંધકામ ઇત્યાદિ રાખવાં. અમે આજ સુધીમાં એ રીતે નીચેનાં ૪ પુષ્પો પ્રકટ કર્યાં છે:

| | |
|---|---|
| ૧. ડૂબતું વહાણુ | કવિવર રવિન્દ્રનાથ ટાગોરની ઉત્તમ નવલકથા. |
| ૨. વહેમી વનિતા. | જાણીતી ઉત્તમ અંગ્રેજ સાંસારિક નવલકથાલેખિકા જેઈન ઑસ્ટેન-ના "પ્રાઇડ એંડ પ્રેજ્યુડિસ" પુસ્તકનું ભાષાન્તર. |

૩. વિલક્ષણ વેર. સચોટ અને કટાક્ષભર્યા સાંસારિક જીવન–પ્રસંગોની લેખિકા મેરી કૉરિલીની "વેંડેટા" નું રૂપાન્તર.

૪. કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ટૂંકી વાર્તાઓ (ભા. ૧)

આ પુસ્તકો ચાહે તેટલું ભારે ખર્ચ થાય તોપણ ઉંચા ગ્લેઝ કાગળોમાં છપાવીને અને ઉંચી પાકી બાંધણીમાં બંધાવીને અમે બહુજ ઓછા નફામાં અમારા ગ્રાહકોને આપ્યાં છે. એને પરિણામે પ્રથમ બે પુષ્પો આજ અમારી પાસે સિલિકમાં નથી. અને ગ્રાહકવર્ગ તેજ પુસ્તકોની હજી સતત માગણી કર્યા કરે છે. જે જાતના કાગળો અમે અત્યારે વાપરીએ છીએ તેનો ભાવ એક રીમના રૂ. ૩૫ થી ૩૮ નો છે અને પાછલાં બે પુસ્તકોની બીજી આવૃત્તિઓ કાઢીએ તો નવીન પુસ્તકો છપાવવાનું સાહસ અમારે થોડોક વખત અટકાવી રાખવું પડે તેમ છે. એટલે ભાવોમાં કાંઈક ઘટાડો થતાં અમે તેની બીજી આવૃત્તિઓ કાઢવા ઇરાદો રાખ્યો છે.

અમારી ગ્રંથમાળાનું પાંચમું પુષ્પ:

પાંચમા પુષ્પ તરીકે–સર વૉલ્ટર સ્કૉટની આઇવનહો નામની અતિ ઉત્તમ નવલકથાનું રૂપાન્તર અમે પ્રથમ પસંદ કર્યું હતું. એ પુસ્તક છાપવાનું કામ હજી ચાલુ છે; પરન્તુ તેનાં લગભગ ૪૦ થી ૫૦ ફૉર્મ એટલે ૬૪૦ થી ૮૦૦ પાનાં થવાનો સંભવ છે અને તે પુસ્તક વર્ણનાત્મક હોવાથી બે ભાગમાં રજૂ કરવું એથી રસત્રુટી થવા જેવું અમને લાગ્યાથી તે આખુંયે ધીમે ધીમે પૂરૂં છપાવીને પ્રજાને આપવાનો અમે ઇરાદો રાખ્યો છે. એટલાં બધાં

પાનાંનું છાપકામ થતાં ઓછામાં ઓછા છમાસ વીતી જાય એમ હોવાથી અમે હાલ તુર્ત સુવિખ્યાત ફ્રેંચ નવલકથાકાર મોં. અલેક્ઝાન્ડર ડૂમાના "થ્રી મસ્કેટિયર્સ" પુસ્તકનો પ્રથમ ખંડ, પાંચમા પુષ્પ તરીકે પ્રકટ કર્યો છે. મૂળ નવલકથા ઝીણા બીબામાં ૪૯૨ પાનામાં છપાયલી છે અને આપણી ગુજરાતી ભાષામાં તેનાં લગભગ બમણા પાનાં થઈ જાય એમ છે. કોઇ સુન્દર પુસ્તકના વિભાગો પાડી દેવાના મતના અમે નથી અને આઇવનહો પુસ્તક એજ કારણે અમે વિભાગોમાં વહેંચનાર નથી; પરન્તુ તે છતાં થ્રી મસ્કેટિયર્સને અમે વહેંચી નાંખ્યું છે તેનું મુખ્ય કારણ એજ છે કે, આ કથા વર્ણનાત્મક ન હોવાથી તેના દરેક ખંડ રસભર્યો બની શકે અને બીજું કારણ એ કે વાચન વહેલું પૂરૂં પાડી શકાય. ચોથું પુષ્પ પ્રકટ થયા બાદ જો આખું પુસ્તક છપાવીને બહાર પાડીએ તો પાંચમું પુષ્પ બહુજ લાંબે ગાળે તૈયાર થાય અને પ્રજાને તો રસપોષણ વહેલું જોઇએ છે—વર્ષમાં ૧૨ નવલકથાઓ પ્રકટ કરીએ તો પણ તે ખરીદી લેવા ગુર્જર પ્રજા આતુર છે—આ વસ્તુસ્થિતિ જોઇને, અમે આ પાંચમું પુષ્પ અસલ પુસ્તકના ખંડ પાડીને, રસિક પ્રજાને સારણે ધર્યું છે. મોં અલેકઝાન્ડર ડૂમાની કલમ કેવી મોહક છે અને વાર્તાઓ લખવાની કેવી નિરાળી પદ્ધતિ તેઓએ ગ્રહણ કરેલી છે, એ વિષે આ પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં વિવેચન હોવાથી અમે તેનું પિષ્ટપેષણ કરીશું નહી; પણ એ લેખક મહાશયની વાર્તાઓ ઘણીજ સુન્દર હોવાથી અમે એટલુંજ કહીશું કે—આ પુષ્પના પ્રકટીકરણ બાદ થ્રી મસ્કેટીયર્સના અનુસંધાન રૂપ મોં. અલેકઝાન્ડર ડૂમાએ લખેલી ટ્વેન્ટી ઇયર્સ આફ્ટર અને ધી વાઇકોમ ડ બ્રેગેલોં, એ બે બહુજ સુન્દર નવલકથાઓ પણ ક્રમે ક્રમે પ્રકટ કરીશું. એટલીજાના અનુસંધાન

૨૫ આ ચારે પુસ્તકોનું એકત્ર વાંચન લગભગ ૨૫૦ ફોર્મ એટલે ૪૦૦૦ પૃષ્ટમાં થશે અને ગુર્જરપ્રજા જેવી રીતે અમારા પ્રયાસોને આજ સુધી વધાવી લેતી આવી છે, તેવીજ રીતે વધાવતી રહેશે એવી અમે આશા રાખીએ છીએ.

**ભવિષ્યની ઉમેદો:**

અમારી ભવિષ્યની ઉમેદો ભાવનાઓથી ભરપૂર છે. અમારી એવી ઈચ્છા છે કે પ્રત્યેક ગુર્જર કુટુંબની ખાનગી પુસ્તકશાળામાં અને ગુજરાતની એક એક જાહેર પુસ્તકશાળામાં અમારી ગ્રંથમાળાનો એકજ ઢબનો, એકજ આકૃતિનો, સુન્દર અને મોહક નવલકથાઓનો "સેટ" તેમનાં કબાટોને શોભાવે–એ પુસ્તકો વાંચનારાઓનાં હૃદયને આનંદ, મનને મોજ અને વિચારોને ઉત્તમ પ્રકારનું ઉન્નતિનાં પંથે લઇ જનારૂં અને જગતના અનેક અટપટા પ્રસંગોએ કેવા માર્ગે વિચરવું તેનો પ્રકાશ આપનારૂં પોષણ આપે. અમારી એ ઉમેદો પૂર્ણ કરવામાં અમે સર્વ પ્રકારે બનતી કોશિષો કરીશું; અને અમારા ગ્રાહકગણની સર્વ પ્રકારની બનતી સહાયની અપેક્ષા રાખીશું.

**બની શકતાં સાધનોથી સાહસ:**

કાગળોની અત્યારે અત્યંત મોંઘવારી ચાલે છે એ અમે ઉપર જણાવ્યું છે. પ્રમાણ કરતાં પણ, વધુ મોંઘવારીમાં કદાપિ પુષ્કળ આર્થિક સાહસ કરીને પુસ્તકો છપાવીએ તો તેની કીંમત વધુ રાખવી પડે અને હદ કરતાં વધુ કિંમતને પરિણામે ગ્રાહકગણને પુસ્તકો લેવાં પરવડે નહીં; આથી અમે બની શકતાં સર્વ સાધનોની અનુકૂળતા જોઇનેજ સાહસ કરીશું, પણ અમારા ગ્રાહકોએ ખાત્રી રાખવી કે જ્યાં સાહસ આવશ્યક હશે ત્યાં તે કરવામાં અમે પછાત પડીશું નહીં. આ ગ્રંથમાળાના પ્રથમ વર્ષનું

બીજું પુષ્પ "વહેમી વનિતા" નામક પુસ્તક અમારા આવા ઘટતા સાહસનું પરિણામ હતું. મેટ્રિક કલાસના વિદ્યાર્થીઓની ખાસ માગણીથી અમે એ પુસ્તક છપાવવાનું શરૂ કર્યો પછી મેકમિલન કંપની તરફથી તેને માટે કોપીરાઇટનાં નાણાંની માગણી કરવામાં આવતાં ઠેઠ લંડન સુધી પણ કેંબ્રિજ યુનિવર્સિટી સાથે પત્રવ્યવહાર ચલાવીને આખરે રૂ. ૫૦૦ ની રકમ કોપીરાઇટ બદલ આપીને પણ અમે તે પુસ્તક ફતેહમંદ રીતે પ્રકટ કર્યું. અમને અમારા સાહસનો બદલો મળ્યો. તે એ કે, બધી નકલો અમારી પાસેથી ખલાસ થઇ ગઈ. આજ 'વહેમી વનિતા' પુસ્તક જેઓ અમારી પાસે મંગાવે છે, તેમને અમારે લાચારીથી નિરાશ કરવા પડે છે. આવા પ્રકારની સાહસ સાથેની ગુર્જરરાષ્ટ્રની પ્રજાની સેવા પણ અમે બજાવતાં ચૂકતા નથી, એટલું ગ્રાહકગણના ધ્યાનમાં લાવી, અમે દરેક ગુર્જરબંધુ અને બહેનને વિનંતિ કરીશું કે—તેઓએ માત્ર અકેક ગ્રાહક અમને વધારી આપવા તસ્દી લેવી.

**અમારા નિયમો:**

આ ગ્રંથમાળાના ફેરવાયલા નિયમો અમે અમારા ત્રીજા અને ચોથા પુષ્પમાં જાહેર કરેલા છે. એ નિયમો પ્રમાણે સાહિત્ય રસિક સજ્જન સન્નારીઓને ૧ રૂ. પ્રવેશ ફી ભર્યાથી અમારાં સિલ્લકમાં હોય છે તે બધાં પુષ્પ અર્ધી કિંમતે મળી શકે છે. એ અર્ધી કિંમત સૌ કોઇને પોસાય એવી હોવાથી તેનો લાભ લેવામાં આવશે, એવી આશા રાખી, "ગુર્જરીદેવીના જયશ્રી રંગ બિરાજો." એવી પ્રભુપ્રાર્થના સમેત અમે અત્રે વિરમીશું.

તા. ૨૫-૧૦-૨૦.
સાંકડીશેરી, ખીજડાપોળ,
અમદાવાદ.

કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી.

# પ્રસ્તાવના.



સુપ્રસિદ્ધ ફ્રેન્ચ નવલકથાકાર મો. અલેક્ઝાન્ડર ડૂમાની "થ્રી મસ્કેટિયર્સ" નામની નવલકથાનું ગુજરાતી ભાષાન્તર ગુર્જર સાહિત્યરસિકોને ચરણે ધરતાં મને આનંદ થાય છે. મો. અલેક્ઝાન્ડર ડૂમાની હૃદયંગમ લેખનશૈલિ, નવલકથામાંનાં અદ્ભુત કથાનક અને પ્રસંગોની સુંદર ઢબની ગોઠવણીની મોહકતાથી અંગ્રેજી ભાષા જાણનાર કોઇ પણ ગુજરાતી ભાગ્યેજ અજાણ હશે. આજથી ઘણાં વર્ષ ઉપર 'મોન્ટે ક્રિસ્ટો' નામની મો. ડૂમાની એક ઉત્તમ નવલકથા "તલિસમ" એ નામે ગુજરાતીમાં એક જાણીતા પારસી લેખકે પ્રકટ કરી છે. વિદ્યાર્થી અવસ્થામાં અંગ્રેજી ભાષાથી હું અજાણ હતો તે વખતે એ પુસ્તક વાંચતાં તેમાંની વસ્તુથી અસલ લેખક ઉપર મને એટલો બધો મોહ ઉપજ્યો હતો કે, તે વખતથી મારા મનમાં મેં દૃઢ નિશ્ચય કર્યો હતો કે, નવલકથાઓ જો લખવી તો આવી લખવી. ધીમે ધીમે અંગ્રેજી ભાષાનું શિક્ષણ મળ્યું અને તે પછી અલેક્ઝાન્ડર ડૂમાની અંગ્રેજી નવલકથાઓ મારા જોવામાં આવી અને એ સર્વના વાચનથી હૃદયને એક અનેરો આનંદ મળ્યો. ગુજરાતી ભાષામાં મો. અલેક્ઝાન્ડર ડૂમાની શૈલિથી જૂજ લેખકોએ નવલકથાઓ લખી છે. મો. ડૂમાની શૈલિ સંવાદપ્રધાન શૈલિ છે. કુદરતના દેખાવો રજૂ કરતાં લાંબાં વર્ણન કિંવા જનસ્વભાવ ચીતરી બતાવતાં ગુણદોષ વિષે લાંબા ટિપ્પણ અથવા તો નિબંધની રીતે બોધ દેવાની શૈલિથી મો. ડૂમાની શૈલિ તદ્દન ઉલટા પ્રકારની છે.

જે કાંઇ ઘટના ઘટાવવી હોય તે નાના નાના રસિક અને યોગ્ય સંવાદો દ્વારા તેઓશ્રી ઘટાવે છે. નિરર્થક શ્રમ વાચકના મનને પડેજ નહીં એવા સુંદર અને સરલ શબ્દ–પ્રયોગો વાપરે છે અને પ્રસંગપરંપરા એજ એક નવલકથા એમ સમજીને અવનવા પ્રસંગોની ગુંથણી કરીને કથામાં સર્વ પ્રકારના રસ જમાવે છે. ટીખળ, એ મો. ડ્રુમાનો એક પ્રિય રસ છે; પણ તે અર્થભર્યો અને સારગર્ભિત. પ્રેમ અને શૌર્ય એ જાણે તેમનાં ખાસ સિદ્ધિસૂત્ર હોય એમ લાગે છે. તેમની સર્વ નવલકથાઓના નાયકો ઘણું ખરૂં વિશુદ્ધ પ્રેમીઓ હોય છે, બહાદૂર અને પરાક્રમ-શાલી હોય છે અને વાચકવૃન્દને નવલકથા વાંચતાં સહસાજ એ નાયકો તરફ એવો પક્ષપાત થઇ જાય છે કે તેનું શું થયું, એ જાણવાની જીજ્ઞાસાથી નવલકથા હાથમાં લીધી હોય ત્યારથી તે પૂરી કર્યા સિવાય ઉઠવાનું મન થતું નથી. આ નમ્ર લેખકને યાદ છે કે, 'થ્રી મસ્કેટિયર્સ' રાત્રિના ફુરસદના વખતમાં પાછલી રાતના બે કે ત્રણ વાગ્યા સુધી પણ ઉજાગરા કરીને તેણે વાંચ્યા કરી હતી. નવલકથાપ્રિય અનેક રસિક વાચકવૃન્દને આવો અનુભવ મો. ડ્રુમાની નવલકથાઓ સંબંધમાં ચોક્કસ થયો હશે, એમ મારી માન્યતા છે. આમ જીજ્ઞાસાવૃત્તિ ઉશ્કેરનાર આ હૃદયંગમ ફ્રેન્ચ લેખકની રસવાહિની લેખિનીનો પ્રસાદ ગુજરાતી પ્રજાને થોડાંક વર્ષ ઉપરજ એક વિદ્વાન લેખકે સારી રીતે આપ્યો છે. એ લેખક રા. કનૈયાલાલ માણેકલાલ મુન્શી છે. "પાટણની પ્રભુતા" અને "ગુજરાતનો નાથ" એ બે પુસ્તકો દ્વારા તેમણે ગુજરાતને ગુજરાતી ઇતિહાસનાં પાત્રો અને સ્થળોદ્વારા મો. ડ્રુમાની લેખિનીનો પરિચય કરાવ્યો છે. આ નવલકથા અને એ નવલકથાઓમાં તફાવત માત્ર એટલોજ છે કે, આમાં અસલ

પાત્રો અને અસલ સ્થળો છે, તે નવલકથાઓમાં ગુજરાતી પાત્રો અને સ્થળો છે. ઉપરાંત રા. કનૈયાલાલ મુન્શીએ પોતાની કેટલીક કલ્પિત વસ્તુસંકલનાઓ એ નવલકથાઓમાં ઉમેરી છે. એ નવલકથાઓ ગુજરાતને જેમ બહુ પસંદ પડી છે, તેમ મને આશા છે કે, મો. ડૂમાની આ મૂળ નવલકથા પણ ગુજરાતને પસંદ પડશે. અસલ પાત્રો અને અસલ સ્થળો કાયમ રાખીનેજ ' થ્રી મસ્કેટિયર્સ ' નું કેવળ ભાષાન્તર રજૂ કરવામાં હું કોઇ મહત્ત્વનું કાર્ય કરતો નથી. કોઇ પણ લેખક તેમ કરી શકે; પણ આ પુસ્તક રજૂ કરવામાં માત્ર મારો આશય, અંગ્રેજી નહીં જાણનારા ગુજરાતી બંધુબહેનોને એક ઉત્તમ નવલકથાકારની લેખનપ્રસાદીથી માહિત કરવાનો છે. એ હેતુ ધ્યાનમાં લેતાં, આ ભાષાંતરની ઉપયોગિતાની કદર થશે એવી મને આશા રહે છે. મો. ડૂમાની લેખિની પ્રત્યે બાળપણથીજ મને પક્ષપાત ઉપજેલો છે; અને અસલ આંબામાં ખૂબી રહેલી હોવાથીજ તેની કેરીઓમાં ખૂબી જણાય છે, એ નિયમ ધ્યાનમાં લેતાં, મો. ડૂમાની આ નવલકથાની ખૂબીથી પ્રજાસમૂહને માહિત કર્યો હોય તો ઠીક, એમ ધારીને મેં તેમની આ એક નવલકથા ગુજરાતને ચરણે ધરી છે. પરમાત્માની ઈચ્છા હશે, તો મોં. ડૂમાની અન્ય નવલકથાઓ પણ રજૂ કરવા મને ઉમેદ છે. દરમ્યાન મારા પ્રિય મિત્ર શ્રીયુત કૃષ્ણપ્રસાદે મને તે ઉમેદની શરૂઆત માટે જે તક આપી છે તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માની, ગુજરાતી પ્રજાની ઉન્નતિ ચાહી, હું અત્રે વિરમું છું.

જળકુકડીની પોળ, રાયપુર, અમદાવાદ. } ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

# પાત્ર-પરિચય.

---

ડાર્ટો—ગાસ્કની પ્રાંતનો એક રંક પરન્તુ ખાનદાન કુટુંબનો
 સાહસિક અને શૂરવીર યુવક ( કથાનકનો નાયક )
એથો, પોર્થો, અરામી—ફ્રાન્સના બંદુકદાર સૈનિકો.
પ્લેંશે—ડાર્ટોનો નોકર. ગ્રિમો—એથોનો નોકર.
બેઝિં—અરામીનો નોકર. મોસ્કેટો—પોર્થોનો નોકર.
તેરમો લુઈ—ફ્રાન્સનો રાજા.
ઓસ્ટ્રિયાની એન—ફ્રાન્સની રાણી.
આર્મંડ જીન ડયુપ્લે કાર્ડિનલ ડ રિશેલ્યુ—ફ્રાન્સનો મંત્રી.
 ધર્માધ્યક્ષ પોપ તરફથી ફ્રાન્સમાં નીમાયલો ધર્મા-
 ધિકારી. કાર્ડિનલ તરીકે ઓળખાતો ઓદ્દેદાર.
જ્યોર્જ વિલિયર્સ ડ્યૂક ઓફ બકિંગહામ—ઇંગ્લાંડનો મંત્રી.
મિલેડી—કાર્ડિનલ રિશેલ્યુની એક સ્ત્રી-જાસૂસ.
રોકફર—કાર્ડિનલ રિશેલ્યુનો એક વિશ્વાસુ દૂત.
મોં બોનેશિયો—ફ્રાન્સનો એક કાપડીઓ.
મેડમ બોનેશિયો—તેની સ્ત્રી. રાણીની વિશ્વાસુ દાસી.
મોં. ડ ટ્રેવિલે—ફ્રાન્સના રાજાના બંદુકદારોનો અધિનાયક.
ડ લા પોર્ટ— રાણીના વસ્ત્રભંડારનો અધિકારી.

---

## કેટલાક ફ્રેંચ શબ્દોના અર્થ.

મોંસ્યો—મહાશય. મેડમ—બાઇ પિસ્ટલ—આશરે ૧૦ શિલિંગ
 ક્રાઉન— „ ૫ „

# કથાનકનો સાર.

---

ફ્રાન્સના ગાસ્કની પ્રાંતનો ડાર્ટો નામે એક રંક પરન્તુ બહાદુર તરુણ પોતાનું નસિબ અજમાવવા માટે ફ્રાન્સના પાટનગર પારિસમાં જવા મુસાફરીએ નીકળે છે. ફ્રાન્સમાં સત્તરમી સદીમાં તેરમો લુઇ રાજયગાદીએ હતો પરન્તુ તે કાચા કાનનો નૃપતિ હતો એટલે તેનો મંત્રી, કાર્ડિનલ રિશેલ્યુ કે જેને ખરી રીતે રોમના પોપ તરફથી ધર્માધિકારી તરીકે ફ્રાન્સ ખાતે મોકલવામાં આવ્યો હતો, તેજ પોતાની ચાણાક્યના જેવી બુદ્ધિથી ખરો શાસક થઇ પડયો હતો. રાજાના અંગરક્ષક બંદુકદારોના સૈન્યમાં જેટલાં માણસો હતાં તેટલાં જ કાર્ડિનલના અંગત સૈન્યમાં માણુસો હતાં. ઠેર ઠેર તેના ગુપ્ત દૂતો વિચરી રહેતા અને રાજાના અંગરક્ષકોની બદનામી કરી, કાર્ડિનલના સૈન્યની મહત્તા અને કાર્ડિનલની સત્તા વધારવા મથતા. આવા સમયે ડાર્ટો પારિસ જવા નીકળ્યો. તેના પિતાએ તેને બંદુકદારોના આધનાયક મોં. ટ્રેવિલે ઉપર એક પરિચયપત્ર લખી આપ્યો: પરન્તુ મ્યુંગ નામે ગામડા આગળ કાર્ડિનલના મુખ્ય દૂત રોકફર સાથેની તકરારને પરિણામે આ પરિચયપત્ર ડાર્ટો પાસેથી ચોરી લેવામાં આવ્યો. ડાર્ટો ઘવાયો. થોડાક દિનમાં સાજો થઇ પારિસ ગયો અને ટ્રેવિલેને મળ્યો. ડાર્ટો, મ્યુંગવાળા પ્રસંગ પછી રોકફરને પોતાનો હડહડતો શત્રુ લેખે છે પણ તેને તે ઓળખતો નથી. ટ્રેવિલેને મળ્યા બાદ ડાર્ટોને અચાનક ત્રણ બંદુકદાર નામે આથો, પોર્થો અને અરામી સાથે નાની નાની બાબતોમાં ઝઘડા થાય છે:તેઓ

આ ઉપરથી એક એકાન્ત સ્થળે દ્વન્દ્વ યુદ્ધ માટે જાય છે. ફ્રાન્સ માં દ્વન્દ્વ યુદ્ધની મનાઇ હતી. કાર્ડિનલના પાંચ માણસોની એક ટુકડી તેમને દ્વન્દ્વ યુદ્ધ કરતા જોઇ જાય છે અને કેદ કરવા માગે છે; પણ આ લોકો તેમની સામે થઇ લઢાઇ કરે છે. ડાર્ટો આ વેળા બંદુકદારોની તરફેણ કરે છે અને કાર્ડિનલનાં માણસો હારીને ઘવાય છે. કાર્ડિનલ આ વાતની ફરિયાદ રાજાને કરે છે. રાજા પોતાના અંગરક્ષકોનો વિજય થયલો જોઇને અંદરખાનેથી ખુશી થાય છે અને તેમની ટ્રેવિલેદ્વારા જાતિમુલાકાત લઇ બક્ષિસ આપે છે. ડાર્ટોની બહાદૂરીથી રાજાનો તેના વિષે સારો અભિપ્રાય બેસે છે. ડાર્ટોનું નસીબ આ પ્રસંગ પછી ફરી જાય છે, એમ કહીએ તો ચાલે, બહાદૂરી અજમાવવાનો તેને એક બીજો મોકો મળે છે. વાત એમ બને છે કે—ફ્રાન્સની રાણીને નામે કોઇકે બનાવટી પત્ર લખીને ઇંગ્લાંડના મંત્રી ડયૂક ઓફ બકિંગહામને પારિસમાં બોલાવ્યો હતો. તે એક સ્થળે છૂપાયો હતો. ફ્રાન્સની રાણી મેડમ બોનેશિયો નામે એક દાસીની મદદથી તેની છૂપી મુલાકાત લેછે. એ પ્રસંગે રાણી આગળ બકિંગહામ પોતાના તેની ઉપરના પ્રેમની વાત જાહેર કરે છે અને રાણી પાસેથી યાદગિરીની કોઇક વસ્તુ માગે છે. રાણી પોતાની એક અમૂલ્ય રત્નમાળા, એક નાની પેટીમાં મૂકીને તેને આપે છે અને ડયૂક તે લઇને વિદાય થાય છે. કાર્ડિનલને આ વાતના ખબર પડે છે. તેના મનમાં એવું હોય છે કે, રાણી કોઇ રીતે હેરાન થઇને, નમ્ર બને અને પોતાની સત્તાથી અંજાઇ પોતાને પૂછતી આવે તો ઠીક; આથી તે રાજાને ભંભેરીને તેની પાસે નૃત્ય–સમારંભ કરાવે છે અને રાણીને તે સમારંભમાં રત્નમાળા પહેરવાનું ફરમાન કરવા રાજાને સૂચવે છે. રાજા આ વાત રાણીને કાને નાંખે છે. રાણી મુંઝાય છે અને

તે વખતે મેડમ બોનેશિયો તેની વિશ્વાસુ દાસી હોવાથી તેને મદદ કરવા વચન આપી ડયૂક ઓફ બકિંગહામ ઉપરનો રાણીનો પત્ર લઇ, પોતાના વરને લંડન મોકલવા યત્ન કરે છે. તેનો વર મૂર્ખ હતો અને કાર્ડિનલની પ્રતિભાથી અંજાઇ ગયો હતો તેથી રાજ્કીય ખટપટ માટે લંડન જવા ના પાડે છે; પણ ડાર્ટો આ વખતે મેડમ બોનેશિયોની મદદે આવે છે. તે મેડમ બોનેશિયોના ઘરમાં ભાડે રહેતો હતો અને તેને જોઇને તેના ઉપર મોહિત થયો હતો. તે મુખ્યત્વે કરીને પ્રેમને ખાતર અને તેજ સાથે ગૌણપક્ષે રાણીની સેવાને ખાતર લંડન જવા તૈયાર થાય છે.

(આ પુસ્તકના પ્રથમ ખંડમાં આટલે સુધી વાત આવે છે. એ પછી ડાર્ટો કેવી રીતે લંડન જઈ, બકિંગહામ પાસેથી રત્નમાળા લાવે છે અને રત્નમાળામાંનાં બે પદક કાર્ડિનલે પોતાની એક સ્ત્રી–જાસૂસ મારફત તોડાવી લીધાં હોવાથી રાતોરાત કારીગર બેસાડીને બકિંગહામ કેવી રીતે મૂળ જેવાંજ પદક તૈયાર કરાવે છે અને એ પછી ડાર્ટો વખતસર પારિસમાં પાછો આવી રાણીની આબરૂ જાળવે છે અને એ બાદ પોતાના જીવનમાં અનેક મુશ્કેલીના પ્રસંગો વટાવીને છેવટે કાર્ડિનલને પણ પોતાની બુદ્ધિથી કેવી રીતે આંજી નાખે છે–ઇત્યાદિ રસિક પ્રસંગો આ પુસ્તકના દ્વિતીય ખંડમાં પ્રકટ કરવામાં આવશે.)



# અનુક્રમણિકા.

શૂરવીર નરનું બળ સૌ.

શૌર્ય વિશેષ સમાયું સર્વ સ્થિતિમાં;

લાલચ ધન પ્રમદાની.

તુચ્છ ગણ્યેથી ચઢતો ઉન્નતિમાં !

# સત્તરમી સદીનું ફ્રાન્સ.

## પ્રથમ ખંડ.

### પરિચ્છેદ ૧.




પિતાઃ તરફની ત્રણ બક્ષિસ.

ગ ગામડું જેમાં “ ગુલાબના અદ્ભુત કથાનક ” નો લેખક જન્મ્યો હતો, તેમાં ઇ. સ. ૧૬૨૫ ના એપ્રિલ માસના પ્રથમ સોમવારે પાખંડ મતવાદીઓના ધાંધલની પેઠે એક સંપૂર્ણ બળવા જેવી હાલત થઇ રહી હતી. સ્ત્રીઓ પોતાનાં બાળકોને ઘરનાં ઉઘાડાં બારણાં વચ્ચે રડતાં મૂકીને રાજમાર્ગ ઉપર દોડી જતી હતી અને એ જોઇને ઘણા લોકો ઝટપટ પોતાનાં મકાનોમાં જઇને, પોતાની કાંઇક અનિશ્ચિત હિમ્મત એકઠી કરીને, પોતાને ફાવ્યું તેમ એકાદ બંદુક અથવા કોઇક શસ્ત્ર લઇને ‘ ફ્રાંક-મ્યુનિયે ’ ઉપાહારગૃહ તરફ જતા હતા. એ સ્થળે દરેક પળે પુષ્કળ લોકો કૌતુકથી એકઠા થતા હતા.

એ દિવસોમાં આવાં ધાંધલ સર્વસામાન્ય હતાં; અને કોઇ ને કોઇ શહેરમાં આવી જાતના બનાવ ન બને, એવા, ભાગ્યેજ થોડા દિવસ જતા. ઉમરાવો એ દિવસોમાં પરસ્પર યુદ્ધ કરતા;

રાજાને પણ કાર્ડિનલ સાથે તકરાર થતી, અને સ્પેન દેશ ફ્રાન્સના રાજા સાથે યુદ્ધમાં ઉતરતો. આ જાહેર અથવા છૂપી લડાઈઓ ઉપરાંત લૂંટારાઓ, ભિક્ષુકો, પાખંડ મતવાદી 'હ્યુજયેનોટ્સ,' વરૂઓ અને લફંગાઓ પણ અસ્તિત્વમાં હતા. તેઓ ગમે તેની સામે ધાંધલ મચાવવા ચૂકતા નહીં. શહેરીઓ હમેશાં લૂંટારાઓ વરૂઓ અથવા લફંગાઓ સામે–અને વારંવાર ઉમરાવો અથવા પાખંડ મતવાદીઓ સામે તેમજ કોઇકવાર રાજા સામે પણ હથિયાર સાથે યુદ્ધ કરવા તત્પર થતા; પરંતુ તેઓ કદી કાર્ડિનલ અથવા સ્પેન સામે ચૂં કે ચાં કરી શકતા નહીં. આ પ્રકારને લઇને, ઉપર્યુક્ત દિવસે લોકોએ જયારે શોરબકોર સાંભળ્યો અને જયારે જોયું કે, તેમાં લાલ કિંવા પીળો વાવટો નથી અથવા તો કાર્ડિનલ રિશેલ્યુના મહેલ આગળ તે ધાંધલ નથી થયું ત્યારે એકદમ "ફ્રાંક–મ્યુનિયે" પથિકાશ્રમ તરફ તેઓ દોડી ગયા. ત્યાં જતાં વેંતજ લોકોએ જોયું કે એ ધાંધલ એક તરુણની હાજરીથી ઉપસ્થિત થયું હતું.

એ યુવકનું વય ૧૮ વર્ષનું હતું. હિમ્મતવાન ડૉન કિવઝોટ જેવો તેને ધારી લઇએ તો ચાલશે. તેણે ઉનની બંડી પહેરી હતી પણ તેનો ભૂરો રંગ ઉડી જવાથી તે વિચિત્ર રંગની લાગતી હતી. તેનો ચહેરો લંબગોળ, શરીરનો રંગ ઘઉંવર્ણો અને ગાલ ઉપરનાં હાડકાં ચહેરા ઉપર વધારે ઉપસી આવેલાં હતાં. આ ઉપરથી તે તીખા સ્વભાવનો હોય એમ અનુમાન થઇ શકતું. તેની આંખો મોટી અને સતેજ હતી. નાક પોપટ જેવું લાંબુ પણ સુંદર દીસતું હતું. તેના શરીરનો આકાર એક જુવાન છોકરાની સરખામણીમાં મોટો પણ વયે પહોંચેલા માણસના પ્રમાણમાં નાનો હતો, તેથી તેને પ્રથમ જોનાર તો એક ખેડુત જુવાનીઓ ધારી

લે; પરન્તુ તેણે કમ્મરે પહેરેલા ચામડાના પટામાંથી જે તરવાર લટકતી હતી તેને લીધે એ ધારવું ખોટું પડતું.

આ તરુણનો ઘોડો એવો વિચિત્ર હતો કે લોકોની નજર તેના ઉપર ઠરી રહી હતી. તપખીરીઆ અને પીળા રંગના એ ઘોડાની પૂંછડીના વાળ કાપી નાંખેલા હતા. તેની ઉંચાઇ બહુ નહોતી અને તે ચાલતો ત્યારે તેનું માથું એટલું બધું નીચું કરી દેતો કે તેના પગનાં ઘુંટણથી પણ તે વધારે નીચું રહેતું. એમ છતાં આ પાણીદાર ઘોડો દિવસના ૧૨ ગાઉ દોડી શકતો. કમનસિબે આ ઘોડાની વિચિત્ર ચાલ અને તેનો તપખીરીઓ પણ કંઇક પીળાશવાળો વિચિત્ર રંગ—એ બે બાબતોને લીધે, જયારે આ યુવક મ્યુંગ ગામડામાં આશરે ૦। કલાક ઉપર દાખલ થયો ત્યારે જે લોકો ઘોડાને પારખવાનો ગુણ સારી રીતે ધરાવતા હતા તેમનું ધ્યાન તેના તરફ દોરાયું. ઘોડો તેમને પસંદ પડયો નહીં અને એજ નાપસંદગી આ યુવક ઉપર પણ ઉતરી.

યુવાન્ ડાર્ટો (એ તરુણનું નામ) પોતે એક બાહોશ ઘોડેસ્વાર હોવાથી જયારે તેના પિતાએ તેને આ ઘોડો બક્ષિસ તરીકે આપ્યો ત્યારે તેની વિચિત્રતાઓથી નાખુશ થવા છતાં તેણે તેનો સ્વીકાર કર્યો હતો. તેને ખબર હતી કે—એ ઘોડાની કિંમત (વીસ ફ્રાંક) સહાડી બાવીસ રૂપિયા કરતાં વધુ નહતી; પણ એ ઘોડો આપતી વખતે તેના પિતાએ જે ઉપદેશ દીધો હતો તે અમૂલ્ય હોવાથી બક્ષિસ લેવામાં તેણે વાંધો જોયો નહતો.

તે વૃદ્ધ ગાસ્કન્ ગૃહસ્થ—તેના પિતા—એ તેને બોધ દીધો હતો કેઃ "બેટા, આ ઘોડો તારા પિતાનાજ ઘરમાં ૧૩ વર્ષ ઉપર જન્મ્યો હતો અને ત્યાર પછી તારા પિતાનાજ ઘરમાં રહ્યો છે, તેથી એના ઉપર તારે પ્રીતિ રાખવી જોઇએ. તેને કદી વેચીશ

નહીં–તે ઘરડો થાય અને માનભેર તેમજ શાન્તિમાં મરણ પામે, એજ ઇચ્છા રાખજે; અને તેના ઉપર બેસીને જો તું કોઇની સાથે યુદ્ધ કરે તો તારા જૂના નોકર ઉપર જેવી પ્રીતિ રાખતો હોય તેવીજ આ ઘોડા ઉપર રાખી, તેની ખાસ સંભાળ લેજે. ભાગ્ય-વશાત્ જો કદી તને રાજ દરબારમાં જવાનું માન મળે–યાદ રાખજે કે, તારા પૂર્વજોની ખાનદાનીથી તને તેમાં જવાનો હક્ક છે–તો એક ગૃહસ્થ તરીકે તારે પોતાને માટે તથા જે તારાં પોતાનાં હોય તેમને ખાતર, આબરૂભેર નામ કાઢજે. ગયાં ૫૦૦ વર્ષમાં તારા બાપદાદાઓએ આપણી ખાનદાની સુયોગ્ય રીતે જાળવેલી છે. તારાં પોતાનાં એટલે હું એમ કહેવા માગું છું કે–તારાં સંબંધીઓ અને મિત્રો. રાજા અને મોં. કાર્डિનલ એ બે શિવાય કોઇના તરફનું અપમાન સહન કરીશ નહીં. લક્ષમાં રાખવાનું છે કે, હાલના વખતમાં પોતાની હિમ્મતથીજ એક ગૃહસ્થ પોતાનો રસ્તો નિષ્કંટક બનાવી શકે છે. જે કોઇ એક પળ પણ આના-કાનીથી 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોઢું ધોવા જાય છે,' તે કદાચ એ સારી પળ ગૂમાવી દે છે! તું યુવાન્ છે. તારે બે કારણસર ધૈર્યવાન્ બનવું જોઇએ–પ્રથમ એ કે, તું એક ગાસ્કન છે અને બીજું એ કે, તું મારો પુત્રરત્ન છે. કદી ટંટાફિસાદથી ડરીશ નહીં, પણ હમેશાં સાહસભરેલી માનવંત તકરારોમાં ભાગ લેજે. તરવાર કેમ ચલાવવી, એ મેં તને શીખવેલું છે. તારા હાથ લોઢા જેવા છે અને મુક્કીઓ પોલાદી છે. પ્રત્યેક પ્રસંગે લઢજે–વિશેષે કરીને એટલા માટે લઢજે કે, દ્વન્દ્વ યુદ્ધની મનાઈ કરવામાં આવેલી છે પણ ખુલ્લા યુદ્ધમાં હિમ્મતની વધારે કસોટી થાય છે. મારા પુત્ર, માત્ર ૧૫ ક્રાઉન (ગીની), એક ઘોડો અને જે ઉપદેશ મેં તને દીધો તે શિવાય મારી પાસે બીજું કાંઇપણ

તને આપવા જેવું નથી. એ બક્ષિસોમાં તારી માતા એક મલમ નો વધારો કરી આપશે. એ મલમ તેને એક બોહિમિયને આપ્યો હતો. એ મલમમાં એવો ચમત્કારિક ગુણ રહેલો છે કે જે ઘા હૃદય સુધી પહોંચ્યા ન હોય તે ઘાને એક ક્ષણમાં એ મલમ ચોપડયાથી રૂઝ આવી જાય છે. આ સર્વ વસ્તુઓથી લાભ સાધી લેજે અને પુત્ર, સુખી અને દીર્ઘાયું બનજે. મારે હજી બે બોલ ઉમેરવાના છે; અને તે એ કે, તારે કોનું અનુકરણ કરવું તે વિષે હું થોડીક સૂચના આપીશ. તારે મારૂં અનુકરણ કરવાનું નથી; કારણ કે હું કદી રાજદરબારમાં ગયો નથી અને માત્ર ધાર્મિક યુદ્ધોમાં મેં એક સ્વયંસૈનિક તરીકેજ ભાગ લીધેલો છે. હું મોં. ડ ટ્રેવિલેનું અનુકરણ કરવા તને સલાહ આપુંછું. પહેલાં તે મારા પાડોશી હતા. આપણા મહારાજા લુઇ ૧૩ મા-પ્રભૂ તેમનું રક્ષણ કરો-ના તેઓ બાળપણની રમતોના સાથી હોવાનું માન ધરાવે છે. કોઇકવાર તેમની બાળપણની રમતોમાંથી લડાઇઓ જાગતી અને એ લડાઇઓમાં રાજા કાંઇ હમેશાં વિજયી નીવડતો નહીં. મોં. ડ ટ્રેવિલે, રાજાને જે મુક્કીઓ લગાવતા તેથી પ્રસન્ન થઇ, રાજા પોતાનું માન તેના તરફ વધારતા-પોતાની મિત્રતા પણ ગાઢ કર્યા જતા. એ પછી મોં. ડ ટ્રેવિલે બીજાઓ સાથે લઢેલા. પારિસની પોતાની પ્રથમ મુસાફરીમાં પાંચ વખત; માજી રાજાના અવસાનથી માંડીને આ રાજા વયમાં આવ્યા ત્યાં સુધીમાં લઢાઈઓ અને ચઢાઇઓની ગણત્રી વિના, સાત વખત; અને એ વખત થી માંડીને આજ સુધીમાં લગભગ સો વખત તેઓ લઢયા હશે! અનેક જાહેરનામાં, હુકમો, મનાઇ હુકમો વગેરે કાઢવામાં આવે છે, છતાં આજ તે પુરુષ બંદુકદાર અંગરક્ષકોનો કપ્તાન છે, સિંહ સમી છાતીવાળા શૂરાઓનો સરદાર છે અને કોઇનો પણ તેને

ભય નથી એમ કહેવાય છે. વિશેષમાં હું કહીશ કે, મોં. ડ. ટ્રેવિલે વાર્ષિક દશ હજાર ક્રાઉન ( ગીની ) નો પગાર મેળવે છે; આથી ફ્રાન્સમાં તે એક મોટા ઉમરાવ છે. તારી પેઠેજ તેમણે પોતાના જીવનકાર્યનો આરંભ કર્યો હતો. તેમની પાસે જઇને આ પત્ર તેમને આપજે–તારા આદર્શ તરીકે તેમને સ્થાપજે અને જેમ તેમણે કર્યું છે તેમ તું કરજે. ”

એટલું કહીને ડાર્ટાના પિતાએ તેના કમ્મરપટ્ટામાં તરવાર લટકાવી, તેના બન્ને ગાલ ઉપર વહાલથી ચુંબન કર્યાં અને અંતઃકરણપૂર્વક તેને પોતાની આશિષ દીધી.

પિતા પાસેથી રજા લઇને પુત્ર માતા પાસે ગયો. તેની માતા તેને આપવાનો મલમ લઇને તેની વાટ જોઈ રહી હતી. માતાનો પુત્ર પ્રતિ બહુ વહાલ હતો. તે એકનું એક સંતાન હોવાથી પિતાનો તેના ઉપર ઓછો વહાલ હતો, એમ નહોતું પણ પિતા એક પુરુષ હતો; એટલે સ્ત્રીની માફક અશ્રુ લાવીને પોતાની લાગણી પ્રકટ કરવી, તેણે પસંદ કરી નહતી અને માતા તો એક સ્ત્રીજ હતી; એટલું જ નહીં પણ તેને જન્મ આપનારી જનની હતી. પરિણામે પુત્રને વિદાય કરતી વખતે તેને બહુ લાગી આવ્યું. આંખોમાંથી અશ્રુબિન્દુ સરવા લાગ્યાં. ડાર્ટાએ માતાનાં અશ્રુ જોઈને પોતાની લાગણી દબાવવા ઘણાયે યત્ન કર્યા પણ આખરે તે યે એક વહાલસોયો પુત્ર હતો તેથી તે અંકુશ રાખી શક્યો નહીં. નિસર્ગદેવીનો જય થયો અને તે પણ સપ્રેમ ડુસકાં ખાવા લાગ્યો. પવિત્ર પ્રેમ, માતા અને પુત્રને આંસુ પડાવીને સંતુષ્ટ થયો.

એજ દિવસે આ તરુણ પ્રવાસે સંચર્યો. તેની પાસે પિતાની ત્રણ બક્ષિસો હતી. તેની પાસે માતાની અમૂલ્ય બક્ષિસ હતી. ઉપરાંત મોં. ડ. ટ્રેવિલેને આપવાનો પિતા તરફનો પત્ર હતો.

નૈતિક અને શારીરિક ગુણોમાં ડાર્ટો, કેરવેન્ટસના વીરનરની અદ્દલ અને અસ્સલ મૂર્તિ રૂપ હતો. ડોન કિવઝોટે રાક્ષસો માટે પવનચક્કીઓ ઉઠાવી હતી અને લશ્કર માટે ઘેટાં મેળવ્યાં હતાં, જ્યારે ડાર્ટો, લોકોના પ્રત્યેક સ્મિતને અપમાન લેખતો અને ટગર ટગર જોઇ રહેનારાઓ ઉપર ક્રોધ કરતો. આ વસ્તુ-સ્થિતિમાં પરિણામ એ આવ્યું કે ટાર્બેથી મ્યુંગ સુધીના માર્ગમાં ક્રોધથી પોતાના હાથની મુક્કી તે જોશભેર વાળતો અને ઘડીએ ને પલકે તરવારની મૂઠ ઉપર હાથ નાંખતો. એમ છતાં તેના મુક્કી વડે તેણે કોઇનાં જડબાં તોડયાં નહીં અને તેની તરવાર મ્યાનમાંથી નિસરી નહીં ! રસ્તે જનારાઓને તેનું વિચિત્ર ટટ્ટુ જોઇને હસવાનું મન થતું પણ તે ટટ્ટુ ઉપર બેસનાર પાસે લાંબી તરવાર હતી અને તેની આંખમાંથી અગ્નિ માફક ગુસ્સો ભભકતો હતો એટલે લોકોનાં હાસ્ય ઠંડા પડી જતાં અને ડહા-પણથી તેઓ ઘોડેસ્વારના દેખતાં નહીં પણ આડું જોઇને હસતા. પરિણામે ડાર્ટો, જાણે પોતે કોઇની દરકાર કરતો ન હોય તેમ ભપકાભેર અને ગર્વભેર પોતાનો માર્ગ કાપતો જતો હતો.

પણ જે વેળા તે "ફ્રાંક-મ્યનિયે" પથિકાશ્રમના દ્વાર આગળ પોતાના ઘોડા ઉપરથી ઉતરતો હતો તે વેળા આશ્રમના નીચેના ભાગની એક બારી આગળ એક કરડા દેખાવનો ગૃહસ્થ બીજા બે જણ સાથે વાત કરતો તેની નજરે પડયો. પોતાના સ્વભાવને લઇને ડાર્ટોને એમ લાગ્યું કે તેઓ પોતાના વિષે વાતચિત કરે છે. તે સાંભળવા લાગ્યો; પણ આ વખતે તેની થોડીક ભૂલ હતી. વાતચિત તેના વિષે નહોતી. તેના ઘોડા વિષે હતી. એ ઘોડા સંબંધી વર્ણન ટીકાખોર ઢબે તે ગૃહસ્થ પોતાના શ્રોતાઓ આગળ કરતો હતો અને દરેક વાકયે વાકયે તે બે સાંભળના-

રાઓ ખડખડાટ હતા હતા. જરાક હસવું પણ ડાર્ટોને ખૂંચતું તો પછી આ પુષ્કળ હાસ્યથી તેને ગુસ્સો ઉપજે એમાં નવાઈ નહોતી. આમ છતાં ડાર્ટોએ ખામોશી રાખીને આ હસનાર હઠીલાઓની વધુ બારિક તપાસ લેવા માંડી. તેણે તે અજાણ્યા પુરુષ તરફ કરડી નજરે જોયા કર્યું. અજાણ્યો ૪૦ થી ૪૫ વર્ષનો હતો. તેની આંખો કાળી અને ઊંડી હતી. ચહેરો ફિક્કો હતો. નાક ઠસ્સાદાર હતું અને તેની કાળી મૂછો ઝીણી ઝીણી કાપેલી હતી. તેણે વાદળી રંગનાં કોટ–પાટલૂન પહેર્યાં હતાં. આ વસ્ત્ર જો કે નવાં હતાં પણ તે લાંબા વખત સુધી પેટીમાં રાખી મૂકયાં હોય અને તે પછી પ્રવાસ કરવા માટે પહેર્યાં હોય એમ જણાતું હતું. આ બધું ડાર્ટોએ થોડીક ક્ષણમાં નિહાળી લીધું. તેના હૃદયમાં એવો ભાવ ઉત્પન્ન થયો કે ચોક્કસ એ અજાણ્યો તેના પોતાના ભવિષ્યના જીવનમાં એક મોટી અસર ઉપજાવનાર નીવડશે. ડાર્ટોને પોતાના તરફ ટગર ટગર નિહાળી રહેલો દેખીને આ અજાણ્યો માણસ પોતાની વાતચિત આગળ ચલાવતાં અટક્યો નહીં; પણ ઉલટું, તેના ઘોડા વિષે વધારે ને વધારે ટીકાઓ કરવા લાગ્યો. તેની વાત સાંભળનારાઓ પહેલાંના કરતાં વધારે અટ્ટહાસ્યમાં પરોવાયા અને તે પોતે પણ ફિક્કું હાસ્ય કરી રહ્યો. ખરેખર, આ વખતે તો ડાર્ટોનું અપમાનજ થયું હતું; આથી ડાર્ટોએ ગાસ્કનીમાં રાજદરબારીઓની જોયેલી કેટલીક રીતભાતનું અનુકરણ કરીને પોતાની ટોપી બરોબર પહેરી તથા પોષાક બરોબર વ્યવસ્થિત કરીને એક હાથ પોતાની કેડ ઉપર મૂક્યો તથા બીજો હાથ તરવારની મૂઠ ઉપર રાખીને તે પેલા વાત કરનારાઓ તરફ જવા લાગ્યો. તેના દરેક પગલાએ તેનો ગુસ્સો વધવા લાગ્યો અને પોતાના અપમાન બદલ તેઓ સાથે જે

પ્રભાવશાળી અને વાજબી ભાષામાં વાતચિત કરવાની તેણે ધારણા રાખી હતી તેને બદલે તેના મ્હોમાંથી નીચે મુજબ વાગ્ધારા સરી.

"કેમ મહાશય !–હું તમને કહું છું મહાશય ! બારી પાછળ તમારૂં મ્હોં કેમ સંતાડો છો ! કહો તો ખરા, મહાશય ! તમે કોના તરફ હસો છો ? ચાલો, હું પણ તમારી સાથે હસવા લાગું."

તે માણસે ઘોડા ઉપરથી પોતાની નજર ખસેડીને ઘોડાના માલિક તરફ ફેરવી અને જાણે આ વિચિત્ર વાક્યો પોતાને કહેવાયાં છે કે બીજા કોઇને તેનો વિચાર કરતો હોય, તેમ થોડી વાર સુધી તે ડાર્ટો તરફ જોઈ રહ્યો. એ પછી જ્યારે તેને એ સંબંધમાં કાંઇ શક રહ્યો નહીં ત્યારે તેણે પોતાની આંખો મટમટાવી અને વક્રોક્તિમાં તથા સંપૂર્ણ ઉદ્ધતાઇથી ઉત્તર આપ્યોઃ– "મહાશય, હું તમારી સાથે વાત કરતો નહોતો, સમજ્યા ?"

તે ગૃહસ્થના જવાબમાં ઉદ્ધતપણું હતું પરંતુ તેની રીતભાત તો સભ્યજ હતી; પણ તેથી ડાર્ટોનો ગુસ્સો વધ્યો અને તેણે સામો ટાંણો માર્યોઃ "પણ હું તમારી સાથે વાત કરૂં છું તો !"

તે અજાણ્યાએ ફરીથી તેના સામે જોઇ મંદ હાસ્ય કર્યું અને બારી આગળથી ખસી જઇને બહારના ભાગમાં જ્યાં ડાર્ટો ઉભો હતો ત્યાં આવીને બરોબર તેની સામે તે ઉભો રહ્યો. તેની ચૂપકીદી ભરેલી રીતભાત અને તેના ચહેરા ઉપરનો વક્ર ભાવ જોઇને તેની સાથેના માણસો બમણા જોરથી હસવા લાગ્યા. તેઓ હજી બારી આગળજ ઉભેલા હતા.

ડાર્ટોએ તે માણસને પોતાની તરફ આવતો જોયો ત્યારથીજ પોતાની તરવાર મ્યાનમાંથી અડધી બહાર કાઢી હતી. અજાણ્યાએ તેની પાસે આવતાં વેંતજ બોલવા માંડયુંઃ "આ ટટ્ટુ ચોક્કસ

જુવાન તો છે." જાણે તેનું ધ્યાન ડાર્ટા તરફ હોયજ નહીં અને હજી પણ તે પોતાના સાથીઓ સાથેજ આધેથી વાતચિત કરતો હોય તેમ, બારી આગળ ઉભેલાઓને તે મોટેથી કહેવા લાગ્યો: "જુઓ તો ખરા, આ ટટ્ટુ કેવું વિચિત્ર છે ! વનસ્પતિશાસ્ત્રમાં તેનો રંગ જાણીતો છે પણ હજી સુધી આવું ટટ્ટુ આપણા જોવામાં ક્યાંયે આવ્યું નથી !"

ગુસ્સાબાજ કહેવાતા ટ્રેવિલેના આ ભાવી શિષ્યે જવાબ દીધો: "દુનિયામાં એવાયે કેટલાક લોકો હોય છે, જેઓ કોઇ ઘોડાના માલિક સામે હસવાની હિમ્મત કરી શકતા નથી એટલે પછી એ ઘોડા તરફ હસે છે !"

અજાણ્યાએ કહ્યું: "મહાશય, મને કાંઇ વારંવાર હસવાની ટેવ નથી. મારા ચહેરા ઉપરથીજ તમે એ બાબતની નક્કી ખાત્રી કરી શકશો; પણ એમ છતાં, મારી ઇચ્છા થાય ત્યારે હસવાનો મને હક્ક છે."

ડાર્ટો: "પણ જ્યારે મને પસંદ ન પડે ત્યારે હું કોઇ પણ માણસનું હસવું સાંખી શકતો નથી."

પહેલાંના કરતાં વધારે શાંતિથી તે અજાણ્યાએ કહ્યું: "ઠીક છે મહાશય, તમારૂં કહેવું તદ્દન ખરૂં છે !" એક વક્ર દૃષ્ટિપાત કરીને તે પથિકાશ્રમની અંદર પાછો જવા માંડયો એટલે ડાર્ટોએ કહ્યું: "એ મશ્કરી કરનાર સજ્જન, એકદમ અંદર જતા રહેજો; નહીંતર મારી તરવારનો ઘા પાછળથી તમારા ઉપર પડશે !"

આ સાંભળીને તે એકદમ પાછો ફરીને, અહીં તહીં જોતો જોતો બોલ્યો: "મારા ઉપર તરવારનો ઘા ! જુવાન માણસ, મને લાગે છે કે, તું ગાંડો થયો હોઇશ. મારા સામે ઘા કરવાનું તને શું કારણ ?" તે સ્વગત બોલવા લાગ્યો: "આ તો સહન ન

થઈ શકે જ ! આવા માણસો મહારાજાના બંદુકદાર અંગરક્ષકો માં ભરતી માટે લાયક થઇ પડે !" તે આમ વિચારતો હતો એટલામાં દાર્ટો પોતાની તરવાર મ્યાનમાંથી કાઢીને તેના તરફ ધસ્યો. એ વખતે જો તે માણુસ કૂદકો મારીને ત્યાંથી ખસી ગયો ન હોત તો તેની મશ્કરીના બદલામાં જરૂર તેનું આયુષ્ય ત્યાંજ પૂરૂં થયું હોત. તે અજાણ્યાએ જોયું કે, હવે ગાફેલ રહેવામાં સાર નથી. તેણે પણ પોતાની તરવાર કાઢી અને ડાર્ટોને સલામ કરીને પોતાના રક્ષણ માટે તે સાવધ બન્યો. પણ એજ વખતે તેના બે સાથીઓ તથા પથિકાશ્રમનો માલિક દંડીકાઓ લઇને ત્યાં આવી પહોંચ્યા અને ડાર્ટો ઉપર ધસારો કરી તેને માર મારવા લાગ્યા. ડાર્ટો કાચો ન હતો. પોતાના ત્રણે શત્રુઓ તરફ ફરીને ઘણી ચપળતાથી તે પોતાની તરવારના અટપટા ખેલવા લાગ્યો. આ વખતે પેલો અજાણ્યો દૂરનો દૂરજ ઉભો રહ્યો. તેણે જાણે કાંઈ બનતુંજ નથી એમ ગણી લઇને પોતાની તરવાર મ્યાનમાં ખોસી અને કહ્યું: " મરતા કેમ નથી આ ગાસ્કન્ લોક ! એને એના વિચિત્ર રંગના ઘોડા ઉપર બળાત્કારે બેસાડીને એકદમ જવા દો. "

ડાર્ટોએ આ કહેલું સાંભળ્યું અને તેનો જવાબ આપતાં કહ્યું: " પણ તારા જેવા બાયલાને ઠાર કર્યા વિના હું અહીંથી જનાર નથી, સમજ્યો ?" આ વખતે ડાર્ટો તરફ પેલા ત્રણ જણ લાકડીઓના ઘા કર્યા જતા હતા પણ પોતાની તરવારથી તે દરેક ઘા ડાર્ટો અફળ બનાવતો હતો. અજાણ્યાએ પોતાના સાથીઓને કહ્યું: " આ ગાસ્કન્ને હવે માર મારીને બેભાનજ બનાવી દો ! એ શિવાય એની જીભ ઠેકાણે આવશે નહીં." પણ આ અજાણ્યાને ડાર્ટોની વીરતા અને હિમ્મતની માહિતી ન હતી. ત્રણ

જણના આડા અવળા ઘા તે એકલોજ પોતાની તરવારથી ખૂબી-બંધ ઝીલ્યો જતો હતો અને આ અજાણ્યાના મનમાં એથી જરાક વખત તો ભય ઉપજ્યો; પણ લાકડીઓના ઘા આગળ આખરે એક તરવાર નકામી નીવડી. ડાર્ટોની તરવાર એક લાકડીના જબરા ઘાથી વચ્ચોવચ્ચથી ભાંગી ગઇ અને એ પછી એક ઘા તેના લમણામાં પડયાથી તે બેભાન થઇને જમિન ઉપર પડી ગયો. તેના લમણામાંથી રક્તધારા વહેવા લાગી.

આ વખતે લોકોનું ધાડું ત્યાં પુષ્કળ સંખ્યામાં એકઠું થયું હતું. આશ્રમના માલિકને એવો ભય ઉપજ્યો કે રખેને અહીં વિશેષ ધાંધલ થશે; આથી પોતાના નોકરોની મદદથી તેણે ડાર્ટોને આશ્રમની અંદર ઉંચકાવી લીધો અને તેને શુદ્ધિમાં આણવાને અનેક ઉપચાર યોજવા માંડયા. પેલો અજાણ્યો માણસ પુનઃ આશ્રમમાં ગયો. પ્રથમ તે જે બારી આગળ ઉભો હતો ત્યાંથી બહાર નજર કરતાં લોકોની ગીર્દી આશ્રમ આગળ જામેલી જોઇને તે પણ ભયત્રસ્ત બન્યો. તે ગૂંચવણમાં પડયો કે, લોકોને વિખેરવા શી રીતે ? એટલામાં આશ્રમનો માલિક તેની પાસે આવીને પૂછવા લાગ્યો: "આપને તો કાંઈ ઇજા થઇ નથી ને ?"

"ના ના. પણ પેલા તોફાનીની શી સ્થિતિ છે?"

"હવે તે કાંઇક શુદ્ધિમાં આવવા લાગ્યો છે."

"એમ ?"

"હા, પણ બેશુદ્ધ થતા પહેલાં તે આપના સંબંધી ક્રોધે તેમ બોલતો હતો. તેણે કેટલીયે વાર પોતાની બધી શક્તિ એકઠી કરીને આપની સાથે લઢવા આવવાને તજવીજ કરી હતી."

"ખરેખર, એ માણસ સેતાનજ હોવો જોઇએ."

પથિકાશ્રમનો માલિકઃ "એ તેવો નથી, કૃપાળુ! કારણ બેશુદ્ધ હતો ત્યારે અમે તેનો સામાન તપાસ્યો તથા તેનાં ખિસ્સા પણ તપાસ્યાં તો તેમાંથી ૧૨ ક્રાઉન મળી આવ્યા. તે બેશુદ્ધિમાંજ બબડતો હતો કે, આ બનાવ જો પારિસમાં બન્યો હોત તો આપને જરૂર તે માટે પસ્તાવું પડત. મને લાગે છે કે, આપને હવે આ તકરાર પછી એ માણસથી ચેતતા રહેવું જોઇશે."

તે અજાણ્યાએ બહુજ શાન્ત મુદ્રા રાખીને કહ્યુંઃ "શું તે કોઇ વેષાન્તર કરીને પ્રવાસે નીકળેલો રાજકુમાર છે?"

"તે તો કોણ જાણે! તેના બોલવા ઉપરથી તો તે કોઈ લાગવગવાળો હોય લાગે છેઃ આથીજ આપને હવે તેનાથી ચેતતા રહેવાનું છે."

અજાણ્યોઃ "વારૂ. તું મને કહીશ કે, ગુસ્સામાં તેણે કોઈના નામ દીધાં હતાં ખરાં?"

આશ્રમનો માલિકઃ "હા. તે વારંવાર પોતાના ખિસ્સા ઉપર હાથ નાંખતો હતો. એક વખતે તે મો. ટ્રેવિલેનું નામ બોલ્યો હતો. જો તે તેમનો કોઇ માણસ હશે તો મો. ટ્રેવિલે પોતાના આશ્રિતની આવી ફજેતી કરવા બદલ આપની પાસેથી જવાબ માગ્યા વિના રહેશે નહીં."

"મોં. ટ્રેવિલેનોજ તે માણસ છે, એની કાંઇ સાબિતી ખરી?"

"હા. તેના ખિસ્સામાંથી બંદુકદાર અંગરક્ષકોના એ અધિનાયક ઉપરનો એક કાગળ મને મળી આવ્યો છે. તે ઉપરથી પણ તેમનો તે કોઈ આશ્રિત હશે, એમ માની શકાય."

પથિકાશ્રમના માલિકમાં બીજાઓના ચહેરામાં થતા ફેરફારનું નિરીક્ષણ કરવાની બહુ બુદ્ધિ નહોતી. આથી પોતાના જવાબની

અસર અજાણ્યા માણસ ઉપર કેવી થઇ, એની પરીક્ષા એ મૂર્ખ કરી શકયો નહીં. અજાણ્યો વિચારશીલ બની ગયો. બારીના કઠેરા ઉપર પ્રથમ તે નિશ્ચિતપણે કોણી ટેકવીને ઉભો હતો, પણ હવે તેનું મન ઉદ્વિગ્ન બની ગયું. એકાએક તેના મન ઉપર આઘાત થયો હોય તેમ તે ગુસ્સાથી બરબડવા લાગ્યોઃ "પાગલ, સેતાન! મોં. ટ્રેવિલેને મારી સામે છૂપી રીતે આવા માણસોને ઉશ્કેરીને મોકલવાનું શું કારણ? તે માણસ તરુણ છે એ ખરૂં. પણ તે કેટલો બધો ઝનૂની છે? એવો માણસ પોતાની તરવારનો ઘા જેના ઉપર કરે તેની તો એકજ દશા થાય અને તે મરણજ. વળી કોઇ મોટા માણસને બદલે એકાદ અવિચારી તરુણને આવા કામમાં સહેલાઇથી ધારેલા કામની સિદ્ધિ માટે યોજી શકાય! નાની સરખી મુશ્કેલીજ કોઇ વાર મોટાં મોટાં કામો તૂટી પડે છે." તે ફરીથી વિચારવમળમાં ગૂંચવાઈ ગયો.

થોડીવાર પછી તેને કાંઇક ઉર્મિ આવી. તેણે ઉપાહારગૃહના માલિકને પૂછ્યુંઃ "વારૂ. તું મારૂં એક કામ કરીશ કે? આ તરુણનો ઘાટ ઘડી નાંખવાની તારી હિમ્મત ચાલશે કે? તે મારા કરતાં વધારે નાનો છે, એટલે હું મારે હાથે તેને મારવા ઇચ્છતો નથી. પણ મારા મનમાં તે એક પથરાની માફક ખૂંચી રહ્યો છે. તે છે ક્યાં?"

"મારા કુટુંબીઓના ખંડમાં હું તેને લઈ ગયો છું. મારાં માણસો તેના જખમને મલમપટ્ટી લગાવે છે."

"તેનો સામાન પણ ત્યાંજ છે કે? તેણે કપડાં પણ ત્યાંજ કાઢેલાં છે કે?"

"ના. તે મારા રસોડામાં કાઢેલાં છે. પણ ખરેખર, જો આ તરુણ આપના મનને ત્રાસ દઇ રહ્યો હોય તો—

"હા. ત્રાસ તો ઉપજે છેજ. તારા આશ્રમ આગળ તેણે આ પ્રમાણે ધાંધલ કરી મૂક્યું તેથી હવે કોઇ સભ્ય માણસને ઝાઝો વખત અહીં રહેવું કઠણ થઇ પડે. જા, મારા નોકરને મારો સામાન બાંધવાની સૂચના આપી દે અને તારો હિસાબ લાવ એટલે હું તરતજ પૈસા ચૂકવી દઇ ચાલ્યો જઈશ."

"શું મહેરબાન ? આપ જશો ?"

"મારા ઘોડા ઉપર જીન નાંખવાની મેં તને સૂચના આપી છે, એ તને ખબર છે. મેં કહ્યું તે પ્રમાણે તેં વ્યવસ્થા કરી કે નહીં ?"

"પાછલે બારણે ઘોડો તો ક્યારનોયે તૈયાર ઉભો રાખ્યો છે."

"ઠીક. ત્યારે તારો હિસાબ લાવ."

અજાણ્યા માણસે આ મુજબ ઉઠાંગરી કરવાની તૈયારીઓ કરી એ ઉપરથી ઉપાહારગૃહનો માલિક પોતાના મનમાં ગણગણ્યો: "કેવો ચમત્કાર ! શું પેલા જુવાનથી આને આટલો બધો ડર લાગ્યો ?" તે કાંઇક પ્રકટપણે બોલવા જતો હતો પણ અજાણ્યા માણસનો કરડો ચહેરો જોઇને ચૂપચાપ ત્યાંથી ચાલતો થયો.

એ પછી આ અજાણી વ્યક્તિએ સ્વગત કહ્યું: "મિલેડીની નજરે આ તરેહવાર માણસ પડવો જોઇએ નહીં. તેને અહીં આવતાં કેમ મોડું થયું હશે ? તે થોડાજ વખતમાં જવાની છે. મારે ઘોડા ઉપર બેસીને જેમ બને તેમ જલ્દીથી તેને મળવું જોઇએ; પણ તે પહેલાં અહીં બેશુદ્ધ પડેલા પેલા ગાંડા જુવાનના ખિસ્સામાંના કાગળમાં શું લખેલું છે તે મારે વાંચવુંજ જોઇએ." આમ વિચારીને તેણે આશ્રમના રસોડા તરફ જવા માંડયું.

અજાણ્યો ગૃહસ્થ હવે થોડા વખતમાં આ આશ્રમમાંથી જતો

રહેશે એવુ તેને મુખેથી સાંભળ્યા બાદ આશ્રમનો માલિક તાબડતોબ ડાર્ટોને સુવાડયો હતો ત્યાં ગયો અને તે શુદ્ધિમાં આવેલો છે, એવું જોઈને તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો: "આવા મોટા ઉમરાવ (તે અજાણ્યો કોણ હતો, એ આશ્રમનો માલિક જાણતો હતો) સાથે ટંટોફિસાદ કરવા માટે તને હમણાંજ પોલિસને સ્વાધીન કરવામાં આવનાર છે; પણ તે પહેલાં હું તને સલાહ આપું છું કે—તું અહીંથી એકદમ જતો રહે. અહીં વધારે ધાંધલ થશે, તો તારી પ્રકૃતિ વધારે બગડશે." આ સાંભળીને ડાર્ટો એકદમ ઉઠયો. તે હજી તો હમણાંજ શુદ્ધિમાં આવવા માંડયો હતો; એટલે પૂરેપૂરો શુદ્ધિમાં નહતો. તેના કપાળ ઉપર પાટો બાંધેલો હતો અને શરીર ઉપરની બંડી કાઢી નાંખેલી હતી. આ સ્થિતિમાંજ તે દાદરા ઉપરથી નીચે ઉતરવા લાગ્યો; પરંતુ રસોડામાં જઇ પહોંચતાં તેની દૃષ્ટિયે પહેલો બનાવ એ પડયો કે, તેનો શત્રુ બે ઉંચા, સુંદર અને હૃષ્ટપુષ્ટ ઘોડાવાળી એક મોટી ગાડી આગળ ઉભો રહીને શાન્તપણે તેની અંદર બેઠેલી કોઇ સ્ત્રી વ્યક્તિ સાથે વાતચિત કરતો હતો. જે સ્ત્રીની સાથે તે વાત કરતો હતો, તેનું ગૌર વદન ગાડીની બારીમાંથી દેખાતું હતું. તે ચિત્રવત્ પ્રશાન્ત જણાતી હતી. તેનું વય આશરે ૨૨ વર્ષનું હતું. ડાર્ટો, કોઇ પણ વ્યક્તિના ચહેરા ઉપરથી તેની પરીક્ષા ક્ષણ માત્રમાં કરી લેતો. આ સ્ત્રીનો ચહેરો જોતાંજ તે તરુણ અને મનોહર છે, એમ તેના લક્ષમાં આવી ગયું. ડાર્ટો ફ્રાન્સ દેશના દક્ષિણ ભાગનો રહેવાસી હતો. તે ભાગની સ્ત્રીઓના અને આ સ્ત્રીના રૂપની સરખામણીમાં તેને આસ્માન્ જમિનનો તફાવત જણાયો. તે વર્ણે કેતકી સમાન હતી. તેના વાળ લાંબા અને કાળા હતા અને તે છૂટા રાખેલા હોવાથી તેના સ્કંધ ઉપર તે ઝુલી રહ્યા

હતા. તે સ્ત્રીની આંખો મોટી તથા કાળી હોવાથી એવી મોહક લાગતી કે, તેને જોનાર જરૂર તેના મોહપાશમાં પડે. તેના હોઠ ગુલાબી હતા અને હાથ એવા સફેદ હતા કે જાણે સંગેમરનારની એક પૂતળીના હાથ હોય ! આ અજાણ્યા ગૃહસ્થ સાથે તે ભારે ઉત્સાહથી વાત કરતી હતી. તે કહેવા લાગી: "શ્રીમાન્ કાર્ડિનલ તરફથી ત્યારે મને એવી આજ્ઞા કરવામાં આવેલી છે કે—"

"—તારે તાબડતોબ ઇંગ્લાંડ પાછું જવું અને ડ્યૂક લંડન છોડયું કે નહીં, એના સમાચાર તેમને કાંઇપણ વિલંબ વિના જણાવવા."

સુન્દરી: "ઠીક, એ શિવાય કાંઇ ?"

અજાણ્યો ગૃહસ્થ: "બીજો બધો ખુલાસો આ પેટીમાંના કાગળોમાં છે. આ પેટી ઇંગ્લિશ ખાડીની પેલી પાર ગયા વિના ઉઘાડવાની નથી."

સુન્દરી: "વારૂ, ત્યારે હવે તું શું કરીશ ?"

અજાણ્યો: "હું ? હું હવે પાછો પારિસ જઇશ."

સુન્દરી: "પેલા ઉદ્ધત છોકરાની ખબર લીધા વિનાજ ?"

અજાણ્યો માણસ આ પ્રશ્નનો ઉત્તર દેવા જતો હતો એટલામાં તે બન્નેનું આ સંભાષણ અથેતિ સાંભળી રહેલો ડાર્ટો એકદમ પથિકાશ્રમના બારણા આગળ આવીને ઉભો રહ્યો અને બોલ્યો: "આ ઉદ્ધત છોકરો બીજાઓની ખબર લે છે, હોં કે ? મને ખાત્રી છે કે—એવી વ્યક્તિની મારે ખબર લેવાની છે, તે આ વખતે તો મારા હાથમાંથી છટકી જઇ શકશે નહીં."

"શું છટકશે નહીં ?"

"હા. હા. સ્ત્રીઓ સમક્ષ જો તું આમ નાસી જવાની તારી

ઇચ્છા દાખવાને બદલે અમલમાં મૂકીશ, તો તું કેવો કહેવાઇશ, એની તને ખબર છે ?"

અજાણ્યો માણસ પોતાની તરવાર ઉપર હાથ નાંખવા જતો હતો; એટલે ગાડીમાંની સુન્દરી બોલી: "જો તું અહીં જરાપણ વધુ વખત ઉભો રહેશે તો બધી બાજી બગડી જશે, એ તને યાદ છે કે ?"

અજાણ્યો ગૃહસ્થ: "તું કહે છે તે બરાબર છે. તું પણ જા અને હુંયે જાઉં છું." એમ કહીને તે સુન્દરીને પ્રણામ કરીને આ વ્યક્તિ ઘોડા ઉપર બેઠી. તે સ્ત્રીના ગાડીવાને ઘોડાઓને ચાબૂક લગાવી અને બન્ને વ્યક્તિઓ જૂદી જૂદી દિશાએ જવા વિખૂટી પડી.

અજાણ્યો ગૃહસ્થ જરાક આગળ ગયો હશે એટલામાં આશ્રમના માલિકે તેને બૂમ મારીને જણાવ્યું: "આપનો આ હિસાબ—" તેણે પૈસા ચૂકવ્યા વિના જવા માંડયું હતું તેથી આશ્રમના માલિકને તેના પ્રત્યે આદરને બદલે તિરસ્કાર ઉપજ્યો હતો. અજાણ્યા માણસે માલિકનું કહેવું સાંભળીને આશ્રમના બારણા આગળ ઉભા રહેલા પોતાના નોકરને કહ્યું: "તેના પૈસા ચૂકવી દેજે." નોકરે તરતજ માલિકના હિસાબ મુજબ નાણાં ચૂકવી દીધાં અને તે બાદ તે પણ પોતાના શેઠની પાછળ ચાલ્યો ગયો.

ડાર્ટો તેની પાછળ દોડવા લાગ્યો અને બૂમો પાડીને કહેવા લાગ્યો: "ઓ નીચ ! બાયલા ! પાછો ફર. તને મારી સપાટો બતાવું." પણ તેને થયલા જખમો તેના દોડવાથી વધારે દુઃખવા લાગ્યા. શરીરમાંનું સામર્થ્ય જાણે જતું રહેતું હોય તેમ જણાયું.

તે દશેક પગલાં દોડયો હશે એટલામાંજ તે પાછો જમિન ઉપર પડી ગયો. પડતાં પડતાં પણ તે કહેવા લાગ્યોઃ “ઓ ડરી ગયેલા કૂતરા, પાછો ફર, પાછો ફર.”

ઉપાહારગૃહનો માલિક આ વખતે તેની પાસે આવી પહોંચ્યો અને તેની ખૂશામત કરતો કહેવા લાગ્યોઃ “એ બાયલો જ છે.”

ડાર્ટોઃ “પણ હવે તેને શોધવો કયાં? પેલી બાઇ પણ ઘણી સુંદર હતી.”

માલિકઃ “કઈ બાઈ?”

ડાર્ટોઃ “મિલેડી!” અજાણ્યો ગૃહસ્થ તે સ્ત્રી સાથે વાત કરતો તો ત્યારે ડાર્ટોએ તેનું નામ સાંભળી લીધું હતું.

માલિક મનમાં બરબડવા લાગ્યોઃ “આજ મારાં બે સદ્ધર ઘરાક ગયાં! પણ કાંઇ નહીં. આ છોકરાને અહીં થોડાક દિવસ રાખવોજ જોઇએ. એના ખિસ્સામાંના ૧૨ ક્રાઉન મારે મારાજ કરી લેવા જોઇએ.” ઉપાહારગૃહના માલિકે ગણત્રી કરી કે, ડાર્ટો જો ૧૨ દિવસ અહીં રહે તોજ એ ૧૨ ક્રાઉન પોતાને મળે; પણ તેની ગણત્રીનો મેળ ડાર્ટોએ બરોબર થવા દીધો નહીં. બીજે દિવસે સહવારમાં ઉઠતાં વેંતજ ડાર્ટો કોઇની મદદ વિના રસોડામાં ગયો અને ત્યાંથી થોડુંક તેલ, દારૂ અને બીજી કેટલીક વસ્તુઓ માગીને પોતાના ઓરડામાં આવ્યો. એ વસ્તુઓમાં તેણે પોતાની માતા તરફથી અપાયલો મલમ કાલવીને પોતાના જખમો ઉપર માલિશ કર્યો. આશ્રમના માલિકે તેને ડાકટરની મદદ લેવા સૂચના કરતાં તેણે તેનો તિરસ્કાર કર્યો. પણ મલમના ગુણનો શો ચમત્કાર! એજ દિવસે સાંજરે ડાર્ટોને સારૂં થઇ ગયું અને તે પહેલાંની પેઠેજ અહીં તહીં ફરીહરી શકે, એવી સ્થિતિમાં આવ્યો.

ત્રીજે દિવસે તેણે તેલ વગેરે વસ્તુઓ બદલ તથા પોતાના ઘોડાની ચંદી બદલ પૈસા ચૂકવવા પોતાના ખિસ્સામાં હાથ નાંખ્યો. તે પોતે તો આશ્રમમાં જમ્યો નહતો એટલે પોતાના જમવાના પૈસા ચૂકવવા તે તૈયાર નહતો. ખિસ્સામાં હાથ નાંખતા પાકીટમાં પૈસા તો સલામત જણાયા, પણ મોં. ટ્રેવિલેને આપવાનો પત્ર તેને જડયો નહીં. તેણે બધાં ખિસ્સાં ફરીથી તપાસ્યાં પણ વ્યર્થ. એ પત્ર કયાંયે નહતો! પત્ર ન મળ્યો એટલે તે એકદમ ઘણોજ ગુસ્સે થઇ ગયો. પોતાને અપાયલા ઓરડામાંનો સામાન તે ક્રોધમાં અહીં તહીં ફેંકવા લાગ્યો અને પોતાના અજાણ્યા શત્રુ સંબંધી કાંઇને કાંઇ બોલવા લાગ્યો. ફરીથી મલમ માટે તેલ વગેરે લેવાનો વખત આવશે એમ આ ઉપરથી જણાયું. આશ્રમના માલિકને ભય ઉપજ્યો કે, રખેને તે મારી ઉપર હુમલો કરશે! આથી તેણે પહેલાંની પેઠેજ પોતાના નોકરોને લાકડીઓ વગેરે સાધન સાથે તૈયાર થઇ રહેવા જણાવ્યું. વળી આ વખતે તેણે, સ્ત્રીઓને પહેરાવવાનો બુરખો પણ એ ઇરાદાથી તૈયાર રાખ્યો કે વખત આવ્યે ડાર્ટોને તેનાથી ગૂંચવી નાંખવાનું બની શકે.

ડાર્ટોની નજરે જેવો આશ્રમનો માલિક પડયો કે તરતજ ડાર્ટો બૂમ મારીને કહેવા લાગ્યો: "એ ખાનદાન! મારો કાગળ કયાં છે? કોણ ચોરી ગયું મારા ખિસ્સામાંથી? યાદ રાખજે કે જો એ કાગળ મને પાછો નહીં મળે તો ઇશ્વરના સોગંદ,—હું એકે એક આદમીનું માથું ભાંગી નાંખીશ." પણ ખરી રીતે જોતાં ડાર્ટોથી તેમ થઇ શકશે કે કેમ એ શંકાસ્પદ હતું. સંજોગો અને સાધન તેની વિરૂદ્ધ હતાં. તેની તરવારના બે ટુકડા થઇ ગયલા હતા, એ તેને અત્યારે યાદ આવ્યું નહીં. તે પોતાની તરવાર મ્યાનમાંથી કાઢવા ગયો તો માત્ર આઠ દશ ઇંચનો તેનો

ટુકડો તેના હાથમાં આવ્યો. આશ્રમના માલિકે ડાર્ટોની તરવારનો બીજો ટુકડો જાણી જોઇને આશ્રમથી કેટલેયે દૂર ફેંકાવી દીધો હતો અને મૂઠ તરફનો ટુકડો તેણે પોતેજ ડાર્ટોના મ્યાનમાં નંખાવેલો હતો. ડાર્ટોએ જ્યારે હવે પોતાને છોભીલો બની ગયેલો જોયો ત્યારે પોતાનો મિજાજ શાન્ત કરીને તે થોડોક વખત વિચાર કરવા લાગ્યો કે, "હવે શું કરવું?" તેણે માલિકને કહ્યું: "જો, ભાઇ, મારો એ કાગળ ઘણોજ અગત્યનો છે. મારે તને કહેવું જોઇએ કે, એ કાગળ મો. ટ્રેવિલને આપવાનો હતો. જો તે ક્યાંયેથી પણ મળશે નહીં તો તે કેવી રીતે મેળવવો, એ મો. ટ્રેવિલે બરાબર જાણે છે અને આ પછી તેઓ શું કરશે એ પણ તું જાણે છે."

ઉપાહારગૃહના માલિક ઉપર આ ધમકીની અસર થઈ. ડાર્ટોને મારવાનો વિચાર તેના મનમાંથી મરણ જ પામ્યો અને તે ઉલ્ટો ગભરાવા લાગ્યો કે—આ તોફાની માણસ મો. ટ્રેવિલેને વાત કરશે તો રાજા પાસે જઇને જરૂર એ અમલદાર ન્યાય મેળવ્યા વિના રહેશે નહીં. આથી રખેને પોતાની કમાણી બંધ પડે ને આશ્રમ બંધ કરવાનો વખત આવે, એવો ભય તેને ઉપજ્યો. તેણે તરતજ પોતાના નોકરોને લાકડીઓ વગેરે દૂર ફેંકી દેવા હુકમ આપી દીધો અને ડાર્ટો પાસે જઇ, કાગળ શોધવામાં તેને મદદ કરવા લાગ્યો.

અહીં તહીં ખૂબ તપાસ કરવામાં આવી પણ ક્યાંયે તે મળ્યો નહીં; એટલે ઉપાહારગૃહના માલિકે ડાર્ટોને પૂછ્યું: "એ પત્ર શું બહુ જરૂરનો હતો?"

"હા, એના ઉપર તો મારૂં નસિબ બંધાયલું છે."

"તેમાં શું સ્પેનની બેંક ઉપરની હુંડીઓ હતી?"

" હા. રાજાજીના જામદારખાના ઉપર હુંડીઓ હતી. " આ પત્રમાંની સિફારશને પરિણામે પોતે રાજાના સૈનિકગણુમાં દાખલ થઇ શકશે, એમ ડાર્ટાનું માનવું હતું; જેથી વ્યંગમાં તેણે સાચીજ બાબત કહી.

ઉપાહારગૃહનો માલિક, શો ઉત્તર દેવો, એ સમજી શક્યો નહી; એટલે માત્ર " આશ્ચર્ય ! " એટલાજ ઉદ્ગાર તેણે કાઢયા.

ડાર્ટો: " પણ એ હુંડીઓ ગઇ તેની મને ચિન્તા નથી. તેની સાથે જે કાગળ હતો તે ઘણોજ જરૂરી હતો અને તે કાગળને બદલે મારા એક હજાર પિસ્ટલ (પૌંડ) ખોવાયા હોત તો મને આટલી બળબળ થાત નહીં. " અહીં ડાર્ટોએ હજારને બદલે વીસ હજાર કહ્યા હોત, તોયે હરકત નહતી; કારણ એમાં તેને કાંઇ નુકશાન નહોતું; પણ તરુણપણાની સાહજિક ભીરૂતાને લીધે તેણે એવું કહ્યું નહોતું.

આશ્રમના માલિકના મગજમાં ડાર્ટોનું ઉપરનું કથન સાંભળીને કાંઇક પ્રકાશ પડયો અને તેણે કહ્યું: " એ કાગળ કાંઇ ખોવાયો નથી "

ડાર્ટો: " એમ ? ક્યાં છે ત્યારે તે ? "

માલિક: " તે ચોરાઈ ગયો છે. "

ડાર્ટો: " કોણે ચોર્યો છે ? "

માલિક: " કાલે જે ગૃહસ્થ અહીં આવ્યા હતા તેમણે ! રસોડામાં જ્યાં તમારી બંડી હતી ત્યાં એ ગૃહસ્થ એકલાજ ગયા હતા. હું ખાત્રીથી કહું છું કે—એ કાગળ તેમણેજ ચોરી લીધો છે. "

ડાર્ટો વિચાર કરવા લાગ્યો કે, મજકુર પત્ર મનેજ ઉપયોગી

થઇ પડે એવો હતો; છતાં બીજાને તે કેવી રીતે કામ લાગે અને તે ચોરવાની બીજાને શી મતલબ ? આથી તેણે માલિકને કહ્યું: " તું કહે છે તે શું સાચું છે કે? એ કાગળ પેલો કાલવાળો ગૃહસ્થજ લઇ ગયો છે કે ? "

માલિક: " હા. હા. ચોક્કસ. તમે મોં. ટ્રેવિલેના આશ્રિત છો એટલુંજ નહીં પણ તેમના નામનો એક કાગળ તમારી પાસે છે, એમ જ્યારે મેં તેને કહ્યું ત્યારે તે પહેલાં તો ખૂબ ગૂંચવાયા હતા અને પછી એ કાગળ ક્યાં છે એમ મને પૂછીને તેઓ રસો-ડામાં ગયા હતા. તમારી બંડી ત્યાં હતી, એની તેમને ખબર હતી."

" ઠીક. ત્યારે મારો એ કાગળ ચોરાયો તેની, મોં. ટ્રેવિલેને હું વાત કરીશ અને તેઓ રાજાજીને વાત કરીને આ માટે ન્યાય માગશે. " એટલું કહીને ડાર્ટોએ પોતાના ખિસ્સામાંથી બે ક્રાઉન કાઢીને આશ્રમના માલિકના હાથમાં મૂકયા અને માલિક પોતાની ટોપી ઉતારીને, લળી લળીને નમન કરતો તેને બહાર નીકળવાના બારણા સુધી પહોંચાડવા આવ્યો. પોતાના અશ્વ ઉપર આરૂઢ થઇને તેણે પારિસનો રસ્તો લીધો. પારિસમાં " સેંટ એંટાઇન " પથિકાશ્રમ પાસે જઈ પહોંચીને તેણે, પોતાની ટીકાનો કારણભૂત બનેલો ઘોડો ત્રણ ક્રાઉનની કિંમત લઇને વેચી નાંખ્યો. એ ઘોડાના રંગથી ખુશ થઇને એક માણસે એ ઘોડો વેચાતો લઈ લીધો.

બાદ પોતાનો સામાન હાથમાં લઇને ડાર્ટો પગપાળો શહે-રમાં આગળ વધ્યો. તેણે એક જગ્યાએ એક ખોલી ભાડે રાખી લીધી અને ખોલીના માલિકને અગાઉથી ભાડાના થોડાક પૈસા આપ્યા. આ ખોલી લુકસંબુર આગળ ' ડે ફૉશયે ' નામના રસ્તા

ઉપર હતી. પોતાના ભાડાના મકાનમાં તે એક બે દિન સ્વસ્થતાથી રહ્યો. એ રહેવાટ દરમ્યાન તે નકામો બેસી રહ્યો નહીં. પોતાની બંડી અને પાટલૂન ઉપર તેણે નકસીવાળી કોર ચોઢી કાઢી. આ કોર તેની માતાએ, તેના પિતા ન જાણે એવી રીતે, તેના એક કોટ ઉપરથી ઉખાડી લઇને ડાર્ટોને બક્ષિસ કરી હતી. કોર ચોઢાઇ રહ્યા પછી, તે હથિયારોના બજારમાં ગયો; અને ત્યાં પોતાની તરવારને તેણે એક મજબૂત અને તીક્ષ્ણ ધારવાળું પાણી નંખાવ્યું. આ પ્રમાણે બધી જાતનાં સાધન પ્રાપ્ત કરીને તે મોં. ટ્રેવિલેને મળવા જવા ઉત્સુક થઇ રહ્યો. લુવ્રે રજવાડામાં જઇને તેણે મોં. ટ્રેવિલે ક્યાં રહે છે, એ વિષે પૂછપરછ કરવા માંડી. ડાર્ટો જ્યાં ઉતર્યો હતો ત્યાંથી થોડેકજ દૂર "વિક્સ કોલંબિર" નામના રસ્તા ઉપર મોં. ટ્રેવિલેનું નિવાસાલય આવેલું હતું; એટલે ડાર્ટોને તેમનું મકાન શોધતાં વાર લાગી નહીં. મોં. ટ્રેવિલેના નિવાસાલયમાં બીજે દિવસે જવાનો વિચાર કરી, પોતે મ્યુંગ ખાતે ચલાવેલું વર્ત્તન કોઇ પણ રીતે અયોગ્ય નહતું એવો મનમાં સંતોષ ધારણ કરી, ભવિષ્યનાં સુખની આશામાંને આશામાં ડાર્ટો તે દિવસે શાન્તિથી સુઇ ગયો અને નિદ્રાસનસ્થ થયો.

બીજે દિવસે સહવારના નવ વાગે તે ઉઠયો અને કપડાં પહેરીને રાજ્યમાંની ત્રીજી મહત્વની વ્યક્તિ–મોં. ટ્રેવિલેના નિવાસાલય તરફને રસ્તે વળ્યો.



# પરિચ્છેદ ૨.

## મોં. ટ્રેવિલેનું નિવાસાલય.



જે વી રીતે ડાર્ટાગ્ને અત્યારે પોતાનું જીવન શરૂ કર્યું હતું તેવીજ રીતે મોં. ડ. ટ્રેવિલેએ પણ ખિસ્સામાં એક પણ સિક્કા વિના પરન્તુ હિમ્મત, બુદ્ધિની વિચિક્ષણુતા અને ચપળતાથી પોતાના જીવનની શરૂઆત કરી હતી. બીજા દેશના શ્રીમંતો કરતાં એક ગાસ્કનને તેની કંગાલ હાલતમાં પણ તેના ગુણો એક કિંમતી ખજાના રૂપ થઇ પડીને તેને જીવન જીવવાની આશામાં આગળ ધસાવે છે. મોં. ડ. ટ્રેવિલે પોતાના અપ્રતિમ શાૈર્યથી અને પ્રસંગવશાત્ પોતાની અનુપમ હિમ્મતથી રાજદરબારમાં માનની નિઃસરણી ઉપર ચઢી શકયો હતો. તે ફ્રાન્સના રાજાનો વિશ્વાસુ મિત્ર હતો. રાજા તેરમો લુઇ પોતાના પિતા ચોથા હેનરીની યાદગિરી રાખીને તેનાજ ગુણ પ્રમાણે વર્ત્તતો. મોં. ડ. ટ્રેવિલેના પિતાએ ચોથા હેનરીને યુદ્ધના પ્રસંગોમાં એટલી બધી મદદ આપી હતી કે જેથી પૈસા શિવાય બીજી સર્વ બાબતોમાં તેનું માન પાન ઘણુંજ વધી ગયું હતું. પૈસા શિવાય એમ કહેવાનું કારણ એટલુંજ કે, ચોથા હેનરીને પૈસાની હમેશાં તંગી રહેતી અને તે એટલે સુધી કે વધી ગએલા દેવાને લીધે ફરીથી બીજાં નાણું ઉછીનાં લેવાનું પણ તે નામ દઈ શકતો નહીં. પરિણામે મોં. ડ. ટ્રેવિલેના પિતાને પૈસા વિનાનું મોટું માન એ મળ્યું હતું કે તેની ઢાલ ઉપર તેને સુવર્ણનો સિંહ ચીતરવા દેવાની અને તેના ઉપર

"વિશ્વસનીય અને શૂરવીર" એ પદવીઓ કોતરવાની પરવાનગી ચોથા હેનરીએ આપી હતી. આને લીધે પ્રજામાં તેનું માન ઘણું વધ્યું પણ પૈસાના દૃષ્ટિબિન્દુથી તેની સ્થિતિમાં કાંઇ ફરક પડયો નહતો. મોં. ડ. ટ્રેવિલેના પિતાએ પોતના અવસાન વખતે પોતાના પુત્રને માત્ર તરવાર અને ઢાલ, એ બે જ વસ્તુઓ વારસા તરીકે આપી હતી. એ બે વસ્તુઓ તથા પોતાના વડીલની નિષ્કલંક કીર્ત્તિ, એ ત્રણ વાનાં વડે મોં. ડ. ટ્રેવિલેએ તેરમો લુઇ જે વખતે યુવરાજ હતો તે વખતે તેની નોકરીમાં પ્રવેશ કરીને પોતાનાં બુદ્ધિબળ અને હસ્તબળ એવાં દાખવ્યાં કે તેને પરિણામે પોતાના સન્માનમાં તે ઘણો વધારો કરી શકયો. તેરમો લુઇ પોતાના રાજ્યમાં એક ઉત્તમ શૂરા તરીકે લેખાતો હતો પણ મોં. ટ્રેવિલેની શૂરતાથી પ્રસન્ન થઇને તે વારંવાર કહેતો કે, "જ્યારે કોઈની સાથે દ્વન્દ્વયુદ્ધનો પ્રસંગ મને પ્રાપ્ત થશે ત્યારે હું મારા પ્રતિસ્પર્ધીને પહેલાં એમજ કહીશ કે, મારા મિત્ર મોં. ટ્રેવિલે સાથે યુદ્ધ કરી જીત મેળવ અને તે પછી જ મારી સાથે લઢવા આવ."

આવી રીતે મોં. ટ્રેવિલે રાજાનો ખરો પ્રેમપાત્ર અને કૃપાપાત્ર બન્યો હતો. રાજાની એ કૃપા નિર્હેતુક હતી એમ કહી શકાય નહીં; પણ તે વસ્તુતઃ કૃપા તો હતીજ. રાજા લુઇના રાજ્ય અમલમાં અનેક કટોકટ પ્રસંગ આવતા અને એવા કાળમાં તેની પાસે વિશ્વસનીય અને શૂરા પુરુષોની જરૂર હતી. મોં. ટ્રેવિલે તેવાઓમાંનો એક હતો. શૂરાઓ તે વખતે જો કે થોડા નહતા પણ તે સર્વમાં મોં. ટ્રેવિલેની સરખામણીમાં વિશ્વસનીય બહુ જ થોડા હતા. મોં. ટ્રેવિલેની સ્વામીભક્તિ એટલીબધી દૃઢ અને ઉત્તમ હતી કે, જેમ એક સજાત શ્વાન પોતાના સ્વામી પ્રત્યેનો કોઇનો ત્રાસ

સાંખી શકે નહીં અને હમેશાં પોતાના સ્વામીના સંરક્ષણાર્થે તેની નજદિકજ રહે તેમ તે રાજા લુઇના શત્રુઓ સામે થતો અને તેના રક્ષણમાંજ ચિત્ત રાખતો. સમયના વહેવા સાથે મોં. ટ્રવિલેને તેની અતુલ સ્વામીભક્તિનો સુંદર પુરસ્કાર મળ્યો. રાજાએ તેને પોતાના અંગત બંદુકદાર સંરક્ષકોનો ઉપરી સેનાપતિ નીમ્યો. રાજાના દેહની સતત રક્ષા કરનારા સ્કોટિશ સૈનિકો રાજાને પ્રિય હતા અને તેમનો નાયક તેને અતિપ્રિય હતો.

તેરમા લુઈનો મંત્રી, કાર્ડિનલ રિશેલ્યુ ફ્રાન્સ દેશનો બીજો રાજા હતો અથવા તો બીજો ન કહેતાં ખરો રાજા કહીએ તો ચાલશે. રાજાએ મોં. ટ્રવિલેના હાથ નીચે એક અંગરક્ષક સૈન્ય રાખ્યું છે એમ જ્યારે કાર્ડિનલે જોયું ત્યારે તેણે પણ પોતાના સંરક્ષણાર્થે એક સૈન્ય રાખવાનું ઠરાવ્યું. રાજા પોતાના સૈન્યમાં ફ્રાન્સ દેશનાજ નહીં પણ અન્ય દેશના ખરા હિમ્મતવાન શૂરાઓની ભરતી કરતો ત્યારે કાર્ડિનલ પણ તેવીજ રીતે પોતાનું સૈન્ય શૂરાઓથી ભરતો. એવો એક પણ દિવસ પસાર થતો નહીં કે જ્યારે રાજા અને મંત્રી દર સાંજે શેત્રંજ રમવા બેસતા ત્યારે પોતપોતાના સૈનિકગણનાં શૌર્યની અને ગુણની ચર્ચા કર્યા વિના કે બડાઇ માર્યા વિના રહેતા. તેઓ બન્ને દ્વન્દ્વયુદ્ધ અને માંહોમાંહેની મારામારીને બહારથી જો કે ખૂબ વખોડતા તોપણ અંદરખાનેથી તેઓ બન્ને પોતપોતાના સૈનિકોને એક બીજાના પક્ષ સામે યુદ્ધ કરવા. ઉત્સાહિત કરતા. જ્યારે કોઇવાર બન્ને પક્ષના યુદ્ધની ખબર આવતી ત્યારે રાજા તથા મંત્રીને પોતપોતાના સૈનિકોની જીત થતી તો અંદરખાનેથી અત્યંત હર્ષ ઉપજતો અને હાર થતી તો મનમાં બાહુ દુઃખ ઉત્પન્ન થતું. બન્નેમાં એ લાગણીઓ સમાન હતી.

રાજાના મનની આ જાતની નિર્બળતા મોં. ટ્રેવિલે કળી ગયો હતો અને તેથી રાજાની પસંદગી પ્રમાણે તે વર્ત્તતો હોવાથી તેના ઉપર રાજાની સતત પ્રીતિ અને કૃપા વરસ્યાંજ રહેતાં. જો મોં. ટ્રેવિલે અંદરખાનેથી કાર્ડિનલનાં માણસો સાથે પોતાના બંદુકદાર સૈનિકોને વઢવાનું ઉત્તેજન આપતો નહોત તો રાજા લુઇની તેના ઉપર કૃપા એક સરખી રહી હોત કે કેમ તે શંકાસ્પદ હતું; કારણ રાજા લુઇએ કોઇ માણસનો મિત્ર તરીકે સ્થિરતાથી બાહુ પકડી રાખ્યો હોય, એવું ભાગ્યેજ કહેવાતું. કાર્ડિનલના નિવાસાલય આગળથી વારંવાર મોં. ટ્રેવિલે પોતાના સૈનિકોને કવાયદ કરાવતો અને તે જોઇને કાર્ડિનલ ગુસ્સાથી અને ઇર્ષ્યાથી પોતાની સફેદ મૂછોને વળ દેતો. ટ્રેવિલે એ વખતે યુદ્ધકલામાં અત્યંત નિપૂણ તરીકે લેખાતો. શત્રુ પાસેથી લૂંટી આણેલા માલ ઉપર તે પોતાનો નિર્વાહ કરતો નહીં; પણ પોતાના દેશબાંધવોને હેરાન કરીને તે નિર્વાહ કરતો એમ કહેવાતું. એનાં દૃષ્ટાંત ઘણાં હતાં. તેના સૈનિકો કોઈની દરકાર કરતા નહીં અને ટ્રેવિલે સિવાય બીજા કોઇની આજ્ઞા પાળતા નહીં. ચારિત્રમાં શિથિલ, દારૂડીઆ, ટંટા ઝઘડો કરનારા, રાજાના આ બંદુકદારો અથવા તો મોં. ટ્રેવિલેના બંદુકદારો વિશ્રાંતિગૃહોમાં, સરિયામ રાજમાર્ગોમાં અને જાહેર રમતગમતનાં સ્થળોમાં બૂમબરાડા પાડતા, મૂછો આમળતા, તરવારોનો ખણખણાટ કરતા અને લાગ મળે કે તરતજ મોં. કાર્ડિનલના સૈનિકો સામે તરવારો કાઢી, મારામારીમાં મોજ લેતા; કોઇવાર માર્યા જતા પણ તેમને ખાત્રી રહેતી કે—મોં. ટ્રેવિલે જરૂર તેમનું વેર લેશે; વારંવાર જ્યારે તેઓ પોતાના સામાવાળાને મારતા ત્યારે તુરંગમાં જવાની તેમને બીક રહેતી નહીં; કારણકે મોં. ટ્રેવિલે હમેશાં તેમનો બચાવ

કરવા તેમની પીઠ પાછળ મોજુદ હતો. આ કારણથી મોં. ટ્રેવિલેને તેના આ માણસો ખૂબ વખાણતા, તેને દેવ તરીકે પૂજતા અને તેઓ પોતે સ્વચ્છંદી તોફાનીઓ હતા છતાં પણ જેમ એક શાળાના અધ્યાપક આગળ તેના શિષ્યો કંપે તેમ ટ્રેવિલેથી તેઓ કંપતા. તેનો એક નાનો સરખો બોલ પણ ન ઉથાપતા અને નાનું સરખું પણ અપમાન ભૂંસી નાખવા માટે ગમે તેવો આત્મત્યાગ કરવા તૈયાર થતા.

બંદુકદાર સૈન્યરૂપ આ બળવાન્ યંત્ર મોં. ટ્રેવિલે પ્રથમ તો રાજા તથા રાજાના મિત્રો માટે વાપરતો અને પછી પોતાના માટે તેમજ પોતાના મિત્રો માટે વાપરતો. બાકીની બાબતોમાં તેના શત્રુઓ પણ કબૂલ કરતા કે, કદી તે આ સૈન્યને ઉપયોગમાં લેતો નહીં. રાજ ખટપટમાં તેની કાંઇક બુદ્ધિ ચાલતી તેથી રાજ્યમાંના સોથી બાહોશ રાજદ્વારીઓની બરાબરી તે કરતો; છતાં તે એક પ્રામાણિક માણસ તરીકે લેખાતો. એકંદરે મોં. ટ્રેવિલે સર્વગુણી હતો, એમ કહી શકાય. કોઇક તેની પ્રશંસા કરતા, કોઇ તેને ચહાતા અને કોઈ તેના બુદ્ધિબળથી કે પછી અસિબળથી ડરતા.

મોં. ટ્રેવિલેનો "વિકુસ-કોલંબિર" નો નિવાસાશ્રમ એક છાવણીને મળતો જણાતો હતો અને ઉનાળામાં સવારના છથી તથા શિયાળામાં સહવારના આઠ વાગ્યાથી ત્યાં કોલાહલ શરૂ થતો. લગભગ ૫૦ થી ૬૦ બંદુકદારો સંપૂર્ણપણે શસ્ત્રાસ્ત્ર અને પોષાકથી સજજ થઇને એ આશ્રમની આસપાસ ચોકી કરતા અને ઘડીએ ઘડીએ એટલાજ સૈનિકો તેમને ફરજમાંથી મુક્ત કરી, તેમની જગ્યા લેતા. આશ્રમમાંની અનેક નિસરણી-

ઓમાંની એક સૌથી મોટી નિસરણી એવી હતી કે જેના ઉપર હાલના જમાનામાં એક આખું મકાન બાંધી શકાય. આ નિસરણી ઉપરથી ખંડુકદાર તરીકે પોતાનાં નામ નોંધાવવા માટે કેટલાંયે માણસો ચઢ ઉતર કરતાં; રાજકૃપા સંપાદન કરવા માટે કોઈક પ્રપંચ કરવાના હેતુથી અથવા તો જૂદી જૂદી જાતના પોષાકવાળા કેટલાયે નોકરો અમલદારોની ખુશામત કરવાના હેતુથી સેવા ઉઠાવતા આવજા કર્યા કરતા હતા. દિવાનખાનામાં લાંબી અર્ધ ચન્દ્રાકારમાં ગોઠવેલી પાટો ઉપર ખંડુકદાર તરીકે ચુંટાયલા ઉમેદવારો બેસતા. આ દિવાનખાનામાં સવારથી છેક મોડીરાત સુધી ગણગણાટ અને વાતચિતો ચાલ્યા કરતાં. એ દિવાનખાનામાંથી મોં. ટ્રેવિલેના ખંડમાં જવાનું હતું. અહીં તે હમેશાં ખંડુકદારોની ફરિયાદો સાંભળવામાં, નવા ઉમેદવારોની મુલાકાતો લેવામાં અને કંઇકને કંઇક પ્રકારના હુકમો લખવામાં ગુંથાયલો રહેતો. જેમ રાજા લુવ્રેમાં કઠેરામાં આવીને ઉભો રહેતો તેમ મોં. ટ્રેવિલે પણ વારંવાર ખંડુકદારોને મોઢેના હુકમ આપવા માટે પોતાના ખંડ બહારના કઠેરામાં નજરે પડતો.

જે દિવસે ડાર્ટો મોં. ટ્રેવિલેની મુલાકાતે ગયો, તે દિવસે તેના આશ્રમમાં ભારે ગીર્દી જામેલી હતી. દેશના દૂરના ભાગમાંથી રાજધાનીમાં પહેલીજવાર આવેલો ડાર્ટો આટલાં બધાં માણસોને એકજ સ્થાનમાં એકત્ર થયલાં જોઇને આશ્ચર્યચકિત થયો. મોટા દરવાજામાં થઇને તે અંદર ગયો તો ચોગાનમાં પુષ્કળ હથિયારબંધ માણસો તેને ફરતાહરતા જણાયા. તેઓમાંના કેટલાક ઘણીવાર મોટેથી બૂમ બરાડા પાડીને વાતો કરતા, કોઇક ઠઠ્ઠા મશ્કરીમાં પ્રવૃત થતા અને કોઇક પોતાનાં પરાક્રમની વાતો

કરતા અનેક વખત પોતાનાં હથિયાર ઉપર હાથ નાંખ્યા કરતા. આ લોકોની ગીર્દીમાંથી ડાર્ટો ચકિત દૃષ્ટિથી ધીમે ધીમે આગળ વઢ્યો. તેનું બાહાવરાપણું ઘણાકના જોવામાં આવ્યું એટલે તેઓ તેના તરફ તાકી તાકીને જોવા લાગ્યા; પણ ડાર્ટો, આ વખતે મ્યુંગમાંની ગીર્દીની માફક ગુસ્સે ન થતાં ચૂપકીદીથી આગળ વધવા લાગ્યો. તેનું હૃદય આ વેળા ધડકતું હતું. એક હાથે તેણે પોતાના કમરપટ્ટામાંની તરવાર પોતાના પગમાં અથડાય નહીં તે માટે અધવચથી આડી ઝાલી રાખી હતી અને બીજે હાથે તેણે પોતાની ટોપી ઝાલી રાખી હતી. તેણે હૃદયમાંની લાગણીઓ દબાવી રાખીને બહારથી હસતું મ્હોં રાખ્યું હતું. ગીર્દીનો પ્રથમ ભાગ વટાવ્યા બાદ તે નિસરણી આગળ પહોંચ્યો. તેનાં છેલ્લાં પગથીઆં આગળ ચાર બંદુકદાર સૈનિકો એક અજબ પ્રકારની રમત રમવામાં ગુંથાયા હતા અને તેમની રમત જોવાને દશ કે બાર બીજા સૈનિકો ત્યાં આસપાસ ટોળે મળીને ઉભા હતા. રમત શૂરવીરોને છાજે તેવી હતી. એક સૈનિક નિસરણીના ઉપલા ભાગમાં ખુલ્લી તરવાર સાથે ઉભો રહેલો હતો અને બાકીના ત્રણ જણાઓને ઉપર જતા અટકાવતો હતો. નીચેના ત્રણ જણા, ઉપરના ચોથા સાથે પોતાની તરવારોથી પટાબાજી ખેલીને ઉપર જવા યત્ન કરતા. ડાર્ટોએ ધાર્યું કે, એ તરવારો બુઠ્ઠી હશે; પણ તેમ નહોતું. દરેક તરવાર તીક્ષ્ણ ધારવાળી અને છેડેથી અણી-આળી હતી અને તેના ઘા ઝીલનારાઓ દરેક ઘા પડતી વખતે મોટેથી હસતા. નિસરણીના ઉપલા ભાગમાંનો સૈનિક, નીચેનાઓને બહુ ખુબીથી ઉપર ચઢતા અટકાવી શકયો હતો. આ રમતમાં કાંઇક નિયમ પણ હતો. કોઇ વ્યક્તિને શરીરે એકાદ ઘા

પડતો કે તરતજ તેની જગ્યાએ બીજી વ્યક્તિ આવતી. પાંચ ક્ષણમાં આ પ્રમાણે ત્રણ જણ જરાક ઘવાયા અને તે પણ નિઃ રણીના ઉપલા ભાગમાંના એકલા ઉભા રહેલા સૈનિક વડે! ડાર્ટ આ રમતથી તેમાં ભાગ લેનારાઓ પ્રતિ આશ્ચર્ય સાથે મ ઉપજ્યું. એ શૂરાઓ પોતાના ગાસ્કની પ્રાંતમાંના શૂરાઓ માફક જખમી થતાં ગુસ્સે થઇ જતા નહોતા પણ હસી હસી પુનઃ પુનઃ ઝઝુમતા હતા. ડાર્ટો થોડીકવાર સુધી આ રમ જોઇને પોતાના અંતિમ આશયની સિદ્ધિ માટે આગળ વધ્યો દિવાનખાનાની આગલી અગાશીમાં જ્યારે તે પહોંચ્યો ત્યા ત્યાં ઉભેલા બંદુકદારો નિસરણી આગળના બંદુકદારો કરત જૂદીજ રીતભાતના માલુમ પડયા. અહીં એકઠા થયલાઓ, સ્ત્રીઓ સંબંધી તથા હલકા પ્રકારની વાતચિતો કરતા હતા. ત્યાંથ આગળ જતાં દિવાનખાનામાં તે પહોંચ્યો તો રાજદરબાર લગતી ચર્ચા ચાલતી જણાઇ. હલકી વાતો સાંભળને તેને તિઃ સ્કાર ઉપજ્યો અને રાજદ્વારી ચર્ચા સાંભળીને તેને ભય ઉપજ્યો અગાશીમાં તેની નીતિવિષયક કલ્પનાઓને ધાક્કો પહોંચ્યો અ દિવાનખાનામાં કાર્ડિનલ સંબંધી તેનામાં જે આદર હતો કમી થયો. દિવાનખાનામાં કાર્ડિનલની ખાનગી રીતભાત અ ગુણ સંબંધી એવી બેધડક વિરૂદ્ધ ટીકાઓ થતી હતી કે, જાહે રમાં જો તેવી ટીકાઓ કરતો કોઇ માલુમ પડે તો તેને કાર્ડિન જરૂર સખત શિક્ષા કરે! વળી એ વાતોમાં એવી પણ કેટલીક વાતે હતી કે જે સંબંધમાં યૂરોપના રાજદ્વારીઓનાં મંડળોમાં ખૂ થરૂરાટ ઉપજતો. ડાર્ટોને કાર્ડિનલની બદબોઇ પસંદ પ નહીં; કારણ તેના વડીલે તેને કાર્ડિનલ માટે માન રાખતાં શી

ખવ્યું હતું અને તે પ્રવાસે નીકળ્યો ત્યારે પણ તેને શીખામણ દીધી હતી કે, કદી કાર્ડિનલની માનહાનિના કાર્યમાં ભાગ લઇશ નહીં. ડાર્ટાને લાગ્યું કે-"કાર્ડિનલનો કોઇક જાસૂસ આ વાત ચૂપકીદીથી સાંભળી જાય અથવા તો મોં. ટ્રેવિલે પણ જાણે કે, પોતાના માણસો ખોટી નિંદામાં પ્રવૃત્ત થયા છે તો જરૂર આ બધાને દેશનિકાલ કરવામાં આવે અને અહીં હું પણ ઉભેલો છું એટલે મને પણ તેમનો સાથીદાર ધારી લે. મારા પિતાએ મને જે ઉપદેશ દીધો છે, તેનાથી વિરૂદ્ધ પ્રકારની આ ચર્ચા સાંભળતો જો તેઓ મને જુએ, તો તેમના ઉપર કેવી અસર થાય ?"

આ વાતચિતમાં ભાગ નહીં લેવાનો પોતાના મનમાં નિશ્ચય કરીને ડાર્ટા દૂરજ ઉભો રહ્યો. પણ જે વાતચિત થતી હતી તે તો તે સાંભળતો હતોજ. તે જયાં ઉભો હતો ત્યાંથી થોડીકવાર પછી મોં. ટ્રવિલેનો એક નોકર પસાર થતો હતો. ડાર્ટાને કોઇ અજાણ્યા સખ્શ તરીકે ત્યાં ઉભેલો જોઇને તે નોકરે પૂછયુંઃ "તમારે કાનું કામ છે?" ડાર્ટાએ તે નોકરને પોતાનું નામ કહ્યું અને પોતે મોં. ટ્રેવિલેની મુલાકાત લેવા માગે છે, એમ જણાવ્યું. એ નોકરે ડાર્ટાને બેસવાની એક જગ્યા બતાવી અને મોં. ટ્રેવિલેને તેનો સંદેશો કહેવાની ખાત્રી આપી. ડાર્ટાનું મન આથી કાંઇક શાન્ત થયું એટલે પેલા નોકરે બતાવેલી જગ્યાએ બેસીને તે સ્વસ્થતાથી, ત્યાં એકઠા થયલાઓના પોષાક અને તેમની રીત-ભાત વગેરે જોવા લાગ્યો.

બંદુકદારોના એ ટોળાના મધ્ય ભાગમાં એક ઉંચો, દાવર બાંધાનો તેમજ કરડા દેખાવનો સૈનિક ઉભો હતો.

તેનો પોષાક સૌનું ધ્યાન ખેંચી રહે એવો હતો. તેણે આસ્માની રંગનો કોટ અને પાયજામો પહેરેલાં હતાં. આ કોટ ઉપર સોનેરી કિનાર ચોઢેલી હતી અને તે ઘડીએ ઘડીએ ઝળકાટ મારતી હતી. આ કોટ ઉપર કીરમજી રંગનો એક લાંબો ઝભ્ભો તેની ખાંધ ઉપરથી પગ સુધી લટકી રહ્યો હતો. આ ઝભ્ભામાંથી તેના સુંદર કમરપટ્ટાનો ફક્ત આગલો ભાગ અને તે પટ્ટાની એક બાજૂએ લટકાવેલી તરવાર દેખાતાં હતાં. આ બંદુકદાર પોતાના પહેરા ઉપરથી ફારેગ થઇને તરતનોજ આવેલો હતો અને તે કાંઇને કાંઇ નવીન સમાચાર કહેતો હોવાથી બધા તેની આસપાસ વીંટળાઇ વળીને તેનું કહેવું સાંભળતા હતા. તે કહેતો હતો કે હમણાં ઠંડી પુષ્કળ પડે છે તેથી મેં આ ઝભ્ભો પહેર્યો છે. તેના નકસીદાર ઝીકથી ભરેલા પટ્ટા તરફ ઘડીએ ઘડીએ તેનો હાથ જતો અને સર્વે જણ તેના તરફ જ ચકિત નયને જોઇ રહેતા. તેને વારંવાર મૂછો આમળવાની અને મોટા બૂમબરાડા પાડીને વાત કરવાની ટેવ હતી, તેથી ડાર્ટાએ તેને બડાઇખોર માણસ ધારી લીધો.

તે સૈનિકે પોતાના સાથીદારોને કહ્યુંઃ "તમે કયારના આ કમરપટ્ટા તરફ શા માટે જોઈ રહ્યા છો? અત્યારે તો એની 'ફેશન' થઇ પડી છે. કદાપિ તમને તે મૂર્ખાઇ ભરેલી 'ફેશન' લાગતી હશે, પણ તે ફેશન તો છે જ એ તમારે કબૂલ કરવું જોઇશે. વળી દરેક માણસે પોતાના વારસાનો ઉપયોગ હમેશાં કરવો જોઇએ."

એક સાથીદારે જવાબ દીધોઃ "વાહ પોર્થો! આ તારી વડીલોપાર્જીત મિલ્કતમાંનો પટ્ટો છે એવું સમજાવવાનો અને અમને છેતરવાનો તારો પ્રયત્ન અમારી આગળ નકામો છે. "સેંટ-ઑનોર" ના દરવાજા આગળ ગયા રવિવારે તું પેલી ખુર-

ખાવાળી જે સન્નારી સાથે મને મળ્યો હતો, તેણેજ આ પટ્ટો તને આપ્યો છે. ખરૂં કે નહીં ?"

પોર્થાઃ "આ પટ્ટો મારા પૈસામાંથી વેચાતો ન લીધો હોય તો તું કહે તેના સોગંદ ખાઉં ! એક ગૃહસ્થ તરીકે હું ખાત્રી આપું છું કે—એ મારી મિલ્કતમાંથીજ મેં ખરીદેલો છે."

સાથીદારઃ "મારી પ્રિયકરાએ જેમ મારા પોતાના પાકીટમાં પૈસા નાંખ્યા પછી મેં તે પૈસાથી આ નવું પાકીટ વેચાતું લીધું તેમજ તેં કરેલું છે, એ શા માટે છૂપાવે છે ?"

પોર્થાઃ "હું કહું છું તેજ સાચું છે. તેનો પુરાવો એ કે, મેં તેના ૧૨ પિસ્ટલ આપ્યા છે."

આ ઉપરથી સર્વને આશ્ચર્ય ઉપજ્યું પણ તેમનો સંશય દૂર થયો નહીં. પોર્થાએ તે પછી એક બીજા સૈનિક તરફ ફરીને કહ્યુંઃ "મેં કહ્યું તે ખરૂં છે કે નહીં, અરામી ?"

પોર્થાએ જેને અરામી નામથી સંબોધન કર્યું હતું તે સૈનિક તેના કરતાં જૂદીજ જાતનો હતો. તે આશરે ૨૩ વર્ષનો હતો પણ કદાવર અને સુંદર ચહેરાવાળો હતો. તેની આંખો કાળી પણ નમ્ર હતી. તેના ગાલ ગુલાબી રંગના હતા. તેની મૂછો નાજૂક પરંતુ ટુંકડી હતી અને જાણે હોઠ ઉપર એક સિદ્ધી કાળી લીંટી દોરી હોય, એવી જણાતી હતી. તે બહુજ થોડું બોલતો, ધીમા સ્વરે બોલતો, વારંવાર નમન કરતો અને મ્હોંમાંની શ્વેત-વર્ણી દંતાવલિ દેખાય તેવી રીતે હાસ્ય કરતો. એકંદરે તેને શાન્ત પ્રકૃતિવાળો અને ગંભીર ગૃહસ્થ કહી શકાય. તેણે પોર્થાના પ્રશ્નના ઉત્તરમાં સંમતિ આપતાં પોતાનું મસ્તક જરાક નમાવ્યું.

આ ઉત્તરથી સર્વના મનમાંથી એ કમરપટ્ટા માટેનો સંશય

દૂર થયલો જણાયો અને તેની પ્રશંસા ચાલુ રહી. એ પછી એક બીજા વિષય ઉપર વાતચિત નીકળી.

એક ખંદુકદારઃ "ચેલેના જમિનદારે જે હકિકત જાહેર કરી છે, તે સંબંધમાં તમારો શો અભિપ્રાય છે?"

પોર્થોઃ "પણ તેણે જણાવ્યું છે શું?"

"તે જણાવે છે કે, કાર્ડિનલનો જમણો હાથ, રોકફૂર તેને બ્રુસેલ્સ ખાતે પાદરીના ગુપ્ત વેશાંતરમાં મળ્યો હતો અને ત્યાં તેણે ભોળા બિચારા મો. ડ લેગ્વેને ફસાવ્યો હતો."

"તે મૂર્ખો તો ખરો, પણ શું એ હકિકત ખરી છે?"

"અરામીએ મને એ વાત કહી છે."

પોર્થોઃ "એમ?"

અરામીઃ "કેમ? મેં તને કાલે જ એ વાત કહી હતી તે ભૂલી ગયો શું? ચાલો, હવે એ વાત પડતી મૂકો."

પોર્થોઃ "પડતી તે કેમ મૂકાય? તને એવું લાગતું હશે, પણ હું એમ નહીં કરૂં. તું એકાદ વાતનો નિકાલ તરતજ કરી દે છે. પણ આ વાત શા માટે પડતી મૂકવી? એ કાર્ડિનલ, એક વિશ્વાસઘાતી, ચોર, અને લુચ્ચા માણસને એક સભ્ય સજ્જનને ફસાવવા જાસૂસ તરીકે નીમે છે; તેની સાથે પત્રવહેવાર ચલાવે છે અને પછી એ પત્રોની સહાયથી તથા એ લુચ્ચા માણસની સાક્ષીથી રાજા પાસેથી એ સજ્જન માણસને માટે શિક્ષાનું ફરમાન કઢાવે છે. આ રીત કોનાથી અજાણી છે? ચેલેનો જમિનદાર રાજાને મારી નાંખીને રાણી સાથે મોં. લેગ્વેને પરણાવવા માગતો હતો, એવું તેના ઉપર તહોમત મૂકાયું છે, એ વાત તેંજ કાલે જાહેર કરી, અરામી! અને હવે તું પોતેજ એમ કહે છે કે—એ વાતનો છેડો આણો. હવે એમ તે કદી બની શકે ખરૂં?"

અરામી: "ઠીક, ત્યારે. તારી ઇચ્છા છે તો ભલે એ સંબંધી વાત ચાલે."

"હું જો ચેલેના જમિનદારની જગ્યાએ હોત અને રોકફર મારી સાથે પ્રપંચ રમવા આવ્યો હોત તો રોકફરને હું અર્ધો કલાકમાં બતાવી દેત કે, મારા જેવા સાથે પ્રપંચ કેમ થાય છે!"

"અને પછી તારે અર્ધો કલાક કાર્ડિનલ પાસે પસાર કરવા પડત, સમજ્યો ને?"

પોર્થોઃ "ઓહો! કાર્ડિનલ! કાર્ડિનલ! અરે, એની પરવા કોને છે? અરામી, ખરૂં કહું છું કે, તું બંદુકદાર નકામો થયો છે. તારે તો પાદરી જ થવું હતું. બંદુકદાર સૈનિકોનાં હિમ્મત, શૂરતા અને પરાક્રમ, એ ગુણો પાદરીઓમાં નજ હોય! ભય તો બંદુકદારોથી દૂરજ નાસે છે!"

અરામીઃ "હજીયે હું ક્યાં પાદરી થઈ શકું એમ નથી? એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે તું મને પાદરી તરીકે જ જોશે. પોર્થો! તને ખબર છે કે ધર્મશાસ્ત્રોનો મારો અભ્યાસ હજી હું એ કારણેજ કર્યો જાઉં છું."

પોર્થોઃ "ખરૂં છે. ખરૂં છે. તું પાદરી થાય એ હું પોતે ખાસ પસંદ કરૂં છું. વારૂ, પણ કહે તો ખરો કે, હવે તને પાદરીપણું કરવાની કેટલી વાર છે?"

અરામીઃ "બહુજ થોડી."

એક બંદુકદારઃ "એ ફક્ત એક બાબતની રાહ જુએ છે. જેવો એ બાબતનો નિકાલ આવશે કે તરતજ તેના શરીર ઉપર આપણે પાદરીનો પોષાક જોઇશું."

એક બીજા બંદુકદારે ટાપશી પૂરીઃ "એ બાબત કઇ?"

"રાણી સાહેબ ફ્રાન્સના રાજ્યના ગાદીવારસને જન્મ આપે એ બાબત."

પોર્થોઃ "આ વિષય ઠઠ્ઠા મશ્કરીનો નથી. રાણી સાહેબને સંતાન થવાના દિવસ હજી વહી ગયા નથી, હોં કે?"

અરામી આંખો મટકાવતો બોલ્યોઃ "હજી ડ્યૂક ઑફ્ બકિંગહામ ફ્રાન્સમાંજ છે!" તેણે આંખો મચકાવી તેથી તેના આ સરલ દેખાતા વાક્યમાં કાંઇક ગૂઢાર્થ હશે એમ તર્ક કરી શકાય.

પોર્થોએ કહ્યુંઃ "અરામી, આ વખતે તું ભૂલ્યો. તારો વિનોદ ખરેખર હદની બહાર ગયો છે. મોં. ટ્રેવિલેને કાને આ વાત જાય તો ઘણું ખોટું થઇ પડે."

અરામીની શાન્ત આંખોમાં ક્રોધનો કાંઇક ભાસ જણાયો. તેણે કહ્યુંઃ "પોર્થો, તું મને સારી રીતભાત શીખવવા માગતો હોઇશ, ખરૂં કે?"

પોર્થોઃ "ભાઇશ્રી, તું જરા તપી જાય છે પણ હું તને ખરૂં કહું છું કે, કાં તો તું બંદુકદાર થા કે પછી પાદરી થા. પણ બન્ને ધંધા એક સાથે કરે છે, એ બરોબર નથી. મોં. અથોએ પેલે દિવસે તને કહ્યું હતું તે ધ્યાનમાં છે? તું દરેક બાબતમાં માથું મારે છે. જો ભાઇ! ગુસ્સે ના થઇશ. ખરી બાબતમાં ખાર શો? પરસ્પર ગુસ્સે નહીં થવા વિષે મેં, તેં અને અથોએ કરાર કર્યો છે, એ ભુલી જઇશ નહીં. તું મેડમ ડ આગુલોંને ત્યાં વારંવાર જાય છે અને તેને તું કાંઇ ઓછું માન આપતો નથી. એ પછી, તું મેડમ ડ શેવર્સની પિત્રાઈ બહેન મેડમ ડ બોઇ–ટ્રેસીને ત્યાં જાય છે; અને તેની તારા ઉપર પુષ્કળ મહેરબાની છે, એમ તું કહે છે. તારી મરજી ન હોય તો

ભલે, એ બધી વાતો તું કબૂલ કરીશ નહીં. તારી ખાનગી વાતો જાણવાની કોઇની મરજી નથી અને તે બીજાને કાને જાય નહીં એની તું ખબરદારી રાખે છે ખરો; પણ અમે બધાએ તે જાણીએ છીએ. આથીજ મારૂં કહેવું છે કે, આ પ્રકારનો તારામાં જે ગુણ છે તેનો થોડોક ઉપયોગ રાણી સાહેબ માટે કરવામાં તું શા માટે આનાકાની કરે છે? ભલે લોકો, રાજાજી અથવા કાર્ડિનલના સંબંધમાં ફાવે તે બોલે; પણ રાણી સાહેબની વાત જૂદી છે. તે પવિત્ર છે અને તેના સંબંધી જે કાંઇ બોલાય તે આદર યુક્તજ બોલાવું જોઈએ."

અરામીઃ "પોર્થો, તું ખરેખર બહુજ બડાઇખોર છે, એમાં સંશય નથી. અથો શિવાય કોઈ પણ મને ઉપદેશ દેવા આવે, તેનો હું તિરસ્કાર કરૂં છું, એ તું જાણે છે. તારા પગ તળેનો રેલો તું વિસરી જાય છે. પારકી પંચાત કરવાનો તને જરાકે હક્ક નથી. તારા કમ્મરપટ્ટાનો ભેદ શો છે, તે તારા હૃદય પૂછી જોને? મને ફાવશે તે હું કરીશ. તને ફાવે તે તું કર. અત્યારે હું બંદુકદાર બન્યો છું. કાલે ઉઠીને હું પાદરી પણ થઇશ. બંદુકદાર તરીકે મને જે ફાવશે તે હું બોલીશ જ. અને અત્યારે તો હું જાહેર કરૂં છું કે–તું જે કાંઇ બોલે છે, તેમાં જરાક આગળ વધીશ તો મારો ગુસ્સો હાથમાં નહીં રહે."

અત્રે આ બે જણને શાન્ત કરવા માટે કેટલાક બંદુકદારો એ વચ્ચે પડીને કહ્યું: "અરામી! પોર્થો! શાન્ત થાઓ, શાન્ત થાઓ"

એટલામાં મોં. ટ્રેવિલેના ખંડમાંથી એક નોકરે બહાર આવીને કહ્યું: "હાટો કોનું નામ? મોં. ટ્રેવિલે તેને મળવા ઇંતેજાર

છે." નોકરે આમ કહ્યા પછી આ વિષય બંધ પડયો અને સર્વનું ધ્યાન ડાર્ટી તરફ ગયું. ડાર્ટી શાંતિથી મોં. ટ્રેવિલે વાળા ખંડમાં ગયો. જતાં જતાં આ કંટાળા ભરેલી વિલક્ષણ તકરાર, પોતાને મોં. ટ્રેવિલેએ બોલાવ્યાથી વધતી અટકી એ ઠીક થયું એમ ડાર્ટીને લાગ્યું.



## પરિચ્છેદ ૩.

## મોં. ટ્રેવિલે સાથે મેળાપ.


મોંડ ટ્રેવિલેના ખંડમાં ડાર્ટાં ગયો ત્યારે તેનું મન અસ્વસ્થ હોય એમ તેને લાગ્યું; એમ છતાં પણ તેણે જમિન સુધી નીચે નમીને તેને પ્રણામ કર્યા અને તેણે તે સભ્યપણે ઝીલ્યા. ડાર્ટાંનું સંભાષણ સાંભળીને તેને આનંદ થયલો જણાયો; કારણ ગાસ્કનીના લોકોના વિવક્ષિત રીતિના શબ્દોચ્ચાર તેને કાને પડતાં તેને પોતાની યુવાનીના દિવસો યાદ આવ્યા; પોતાની માતૃભૂમિની સ્મૃતિ ચિત્તપ્રદેશમાં જાગૃત થઇ. માતૃભૂમિની યાદગિરી દૂર દૂરના પ્રાંતમાં પણ કોઇ વૃદ્ધને ઘણાં વર્ષે થાય ત્યારે તેને ખચિત આનંદ થાય છે. મોં. ટ્રેવિલેને ઘણું કામ હતું તે છતાં તેને ડાર્ટાં સાથે હજી પણ વિશેષ વખત સુધી વાતચિત કરવાનું મન થયું. તેથી તેણે ડાર્ટાંને પૂછયું: "મારે જરાક બીજાં કામ આટોપી લેવાં છે, એટલે થોડોક વખત તું બેસીસ તો ચાલશે ને?" ડાર્ટાંને તેનો આ વિનય બહુ ગમ્યો અને તેણે ઘણીજ ખુશીથી તેમ કરવા હા પાડી. મોં. ટ્રેવિલેએ આ ઉપરથી તેને એક સ્થાને બેસવાની ઇસારત કરી અને પોતાના ખંડના બારણા આગળ જઇ તીણા સ્વરે બૂમ પાડી: "અથો! પોર્થો! અરામી!"

થોડીવારમાં પોર્થો અને અરામીએ મોં. ટ્રેવિલેના ખંડમાં પ્રવેશ કર્યો. તેઓ અંદર દાખલ થયા એટલે એ ખંડનું બારણું

વાસી દેવામાં આવ્યું. તેમના ચહેરા ઉપરથી સહજ કોઇ કહી શકે કે, તેમનાં મન અત્યારે અકળાયલાં હતાં. પણ તેઓ બહારથી બેફિકર જણાતા હતા. તેમની સભ્યતા તેમને તજી ગઇ ન હતી. એકંદરે તેમની રીતભાત ભવ્ય, ગંભીર અને શૂરાઓને છાજે તેવી હોવાથી ડાર્ટાને તેઓ દેવદૂત સમાન લાગ્યા અને અને તેમનો અધિનાયક બ્રહસ્પતિ સમાન લાગ્યો. પોર્થો અને અરામીએ અંદર આવીને લશ્કરી ઢબે સલામ કરી. મોં. ટ્રેવિલે પોતાનાં ભવાં ચઢાવીને, કાંઇ પણ ન બોલતાં, તેઓ સામે થોડી થોડી વારે જોતો જોતો પોતાનાં ખંડમાં અહીં તહીં ફરવા લાગ્યો. બાદ તેમની સામે જઇને તેમના તરફ કરડી નજર રાખીને તેણે પૂછયું: "ગઈ કાલે સન્ધ્યાકાળે રાજા સાહેબે મને શું કહ્યું તે તમે જાણો છો કે?"

બન્ને જણે એક સાથે કહ્યું: "ના મહારાજ, અમે નથી જાણતા."

અરામીએ તે પછી વધારામાં કહ્યું: "પણ આપ કૃપાળુ અમને તે કહેશો એવી અમે આશા રાખીએ છીએ."

મોં. ટ્રેવિલે: "તેમણે મને કહ્યું કે–હવેથી મારે મોં. કાર્ડિનલના સૈનિકોમાંથી માણસો ચુંટીને મારી ટુકડીમાં તેમની ભરતી કરવી."

પોર્થોએ ઉગ્ર સ્વરે કહ્યું: "મોં. કાર્ડિનલના સૈનિકોમાંથી શા માટે?"

"કારણ રાજા સાહેબ એમ માને છે કે, મારા બંદુકદારોમાં ઉત્સાહ આણવા માટે કાર્ડિનલના સૈન્યમાંના ઉત્તમ માણસો સુયોગ્ય થઇ પડશે."

આ સાંભળીને બન્ને સૈનિકોના ચહેરા ફિક્કા બની ગયા.

ડાર્ટો સમજી શકયો નહીં કે પોતે કયાં છે; અને પોતે જમિનની અંદર સો ફીટ ઉંડો દટાઇ ગયો હોત તો ઠીક પડત, એમ તેને લાગ્યું.

એ પછી પોતાના સ્વરમાં ક્રોધાવેશને લીધે કડકપણું દાખલ કરીને મોં. ટ્રેવિલેએ કહ્યું: “ખરૂ પૂછાવો તો મહારાજા સાહેબે તદ્દન સાચું કહ્યું છે; કારણ હું ખાત્રી પૂર્વક કહું છું કે, રાજ-દરબારમાં બંદુકદાર સૈનિકોનો જરાકે પ્રભાવ પડતો નથી. ગઇ કાલે મહારાજા સાહેબ સાથે શેત્રંજ રમતી વખતે મોં. કાર્ડિનલે મારા તરફ જરાક વક્રદૃષ્ટિ કરીને કહ્યું કે, ‘આપણા રાજયના નાલાયક, તોફાની, લુચ્ચા અને રાક્ષસ જેવા બંદુકદાર સૈનિકોએ ગયે પરમ દિવસે ફેરો રસ્તા ઉપર એક ઉપાહારગૃહ આગળ દંગો મચાવ્યો હતો અને તેને પરિણામે તે સૈનિકોને પકડવાની ફરજ પડી હતી.’ મને એ વખતે લાગ્યું કે, મારા દેખતાંજ મારા સૈનિકોનું તે અપમાન કરે છે તેથી તેનું શું નું શું કરી નાંખું; પણ મેં ખામોશી રાખી અને પૂરી તપાસ કર્યા પછીજ શું કરવું તેનો નિશ્ચય કરવો ધાર્યો. વારૂ, મને હવે કહેશો કે, એ બધું ધાંધલ શું હતું ? બંદુકદારોની ધરપકડ ! તમે પણ તેમાં સામેલ હતા. જૂઠું ના બોલશો. કાર્ડિનલે તમને ઓળખી કાઢયા છે અને તમારૂં નામ દીધું છે. શા માટે તમે લોકો આવા અપરાધમાં ફસાઓ છો, એ હું સમજી શકતો નથી. પણ નહીં; એમાં મારોજ દોષ છે. મેં તમને મારા માણસો તરીકે પસંદ કર્યા છે. અરામી ! શા માટે તેં મારી આગળ આવીને બંદુક-દારનો પોષાક માગ્યો ? તું પાદરીના પોષાકમાંજ શોભે એવો છે; અને પોર્થો ! તું આવા ભપકાબંધ અને સુંદર કમરપટ્ટામાં

તારી તરવારને બદનામ કરવા માટે શા માટે રાખી રહ્યો છે ? અને અથો ! કયાં છે તે ! અહીં અથો કેમ દેખાતો નથી ? ”

અરામી: “ કૃપાળુ, તે માંદો છે. ”

“ માંદો છે ? બહુજ માંદો થઈ ગયો છે? એવું તે એને શું થઇ ગયું છે કે, અહીં તે આવી શકયો નથી ? ”

પોર્થા “ તેને શીતળા નીકળ્યા છે; અને એવી બીક રહે છે કે, કદાચ તેનો ચહેરો એ રોગથી બેડોળ બની જશે. ”

માં. ટ્રેવિલે: “ ઠીક વાત જોડી કાઢી છે ! આવડી મોટી ઉમ્મરે તે વળી શીતળા શાને નીકળે ? નહીં, નહીં, એ વાત હું માની શકતો નથી. નક્કી એ કયાંક લઢતાં લઢતાં ઘવાયો હશે અને ચોક્કસ તે મરણ પણ પામ્યો હશે ! પરન્તુ મને ખરી વાત કોણ કહે છે ? બધી બનાવટી વાતો ! કાંઇને કાંઇ બહાનાં ! સૈનિકો, તમે નાલાયક જગ્યાઓએ જઈને વારંવાર બદનામ થાઓ છો, એ હવે નભી શકશે નહીં. તમે રસ્તાઓમાં ઝઘડા મચાવો છો, કોઈને કોઇની સામે તમારી તરવારો ઉગામો છો— એ બધું હવે હું ચલાવી લઇશ નહીં, અને વળી સૌથી વધારે લક્ષમાં રાખવાની બાબત એ છે કે, કાર્ડિનલના અંગરક્ષકો બહાદૂર, શાન્ત, અને બુદ્ધિશાળી ગણાય તથા કદીપણ તેમને પકડવાનો વખત આવે નહીં અને મારા માણસો વા સાથે વઢનારા, અને ધાંધલીઆ કહેવાય તેમજ વારંવાર પકડાઈ જવાની સ્થિતિમાં મૂકાય, એ મને જરાકે પસંદ નથી. એ લોકો તમારા તરફ હસે છે, એ તમે શું જોઇ શકતા નથી ? મને ખાત્રી છે કે, તે લોકો પકડાવા કરતાં હમેશાં મરવું પસંદ કરે છે. તેઓ કદી પાછાં પગલાં ભરતા નથી; અને તમે—રાજાના બંદુકદારો—તમારા જીવ બચાવવા

માટે નાસી જાઓ છો અને બાયલાપણું દાખવો છો, એ માટે તમારો શો જવાબ છે ?"

પોર્થો અને અરામી ગુસ્સાના આવેશમાં કંપવા લાગ્યા. તેઓ જે વ્યક્તિને માટે અંતઃકરણપૂર્વક આદરમાન અને પ્રીતિ ધરાવતા હતા તેને બદલે જો આ ઠેકાણે કોઇ બીજી વ્યક્તિ હોત અને તેણે આટલો બધો ઠપકો તેમને આપ્યો હોત તો જરૂર તે વ્યક્તિનું ડોકું તેઓ મચડી નાંખત ! તેમનાં મ્હોં લાલચોળ બની ગયાં; તેઓ પોતાના હોઠ કરડવા લાગ્યા; વારંવાર તરવા-રોની મૂઠ ઉપર હાથ મૂકવા લાગ્યા અને ગુસ્સાથી પગ પછાડવા લાગ્યા. મોં. ટ્રેવિલેએ જે ઉગ્ર સ્વરથી અથો, પોર્થો અને અરા-મીને બૂમ પાડીને બોલાવ્યા હતા તે સાંભળ્યા બાદ દિવાનખાનામાંના સૈનિકોને શક પડયો હતો કે જરૂર તેઓનો અધિનાયક કોઇક બાબતમાં ગુસ્સે થયો હશે; આથી દશેક જણા બારણાની અડોઅડ ઉભા રહીને અંદર ચાલતી વાતચિત કાન માંડીને સાંભળતા હતા. જ્યારે બહારના સૈનિકોએ પોતાના ઉપરી અધિકારીને મુખેથી પોતાની અવગણનાના શબ્દો સાંભળ્યા ત્યારે તેઓ પણ સક્રોધ ખિન્ન બન્યા અને માંહોમાંહે એજ બાબતની ચર્ચા કરવા લાગ્યા, જેથી દિવાનખાનામાં ગણગણાટ થઇ રહ્યો.

ટ્રેવિલેએ પોતાના ઉભય સૈનિકોને શાન્ત ઉભેલા જોઇ આગળ ચલાવ્યું: "રાજાના બંદુકદારોને કાર્ડિનલ પકડે શા માટે ! કાર્ડિનલના છ સૈનિકોએ રાજાના છ સૈનિકોને પકડયા, એ બાબત કેવી ખરાબ છાપ પાડનારી થઇ પડે છે ? ખરેખર, મેં તો હવે નિશ્ચય કર્યો છે કે, અત્યારે ને અત્યારે મહારાજા પાસે જઇને મારી જગ્યાનું રાજીનામું આપી દેવું અને કાર્ડિનલના હાથ નીચે

તેના એક સૈનિક તરીકે નોકરી કરવી. જો તે મને એવી નોકરી નહીં આપે તો હું પાદરી થઈ જઇશ."

આ સંભાષણ સાંભળીને બહારના સૈનિકો જેઓ અત્યાર સુધી માત્ર ધીમેથી વાતો કરીને ગણગણાટ કરી રહ્યા હતા તેઓ મોટેથી બોલીને ઘોંઘાટ કરવા લાગ્યા. દરેક જણ સંતાપને લીધે કાંઇને કાંઇ બોલવા લાગ્યો. ડાર્ટીને એવી ઇચ્છા થઈ કે એકાદ પડદાની પાછળ સંતાવવાનું મળે તો ઠીક; પણ ત્યાં એકે પડદો નહતો; તેથી મોં. ટ્રેવિલેના ટેબલ નીચે છૂપાઇ જવાનું તેને મન થયું. એટલામાં પોર્થોએ કહ્યું: "કૃપાળુ, ખરૂં પૂછાવો તો અમે છ વિરૂદ્ધ છ જણજ હતા; પરન્તુ અમારી ઉપર અણચિંતવ્યો હુમલો કરવામાં આવ્યો હતો. અમે મ્યાનમાંથી તરવાર બહાર કાઢવા જતા હતા, તે પહેલાંજ અમારામાંના બેને એકદમ ઠાર કરી નાંખવામાં આવ્યા અને એથો ઉપર એક પ્રહાર પડવાથી તે જખ્મી થયો. એમ છતાં પણ તેણે બે વખત ઉઠવાનો યત્ન કર્યો અને બન્ને વખતે તે બેભાન થઇને પડી ગયો. એથોનાં પરાક્રમથી આપશ્રી જાણીતા છો. અમે કાર્ડિનલનાં માણસોને શરણે ગયાજ નથી. તેઓએ જબરદસ્તીથી અમને પોતાની આગળ ચલાવ્યા પરન્તુ માર્ગમાં અમે તેઓને ભૂલથાપ આપીને છટકી ગયા. એથો મરણ પામ્યો હશે, એમ ધારીને તેઓએ તેને ત્યાંજ પડતો મૂક્યો હતો. ખરી હકિકત આ પ્રમાણેજ બની હતી. દરેક માણસને દરેકે દરેક લઢાઇમાં જય નથી મળતો, એ આપ જાણો છે. મોટા મોટા વીર પુરુષોને પણ ઘણી લઢાઇઓમાં પરાજય મળ્યાની વાતો મેં સાંભળેલી છે."

અરામીએ તે પછી કહ્યું: "મારી તરવાર પ્રથમ ઝટકા વખતેજ ભાંગી ગઈ હતી પરંતુ અમારા ઉપર હુમલો કરનારા-

ઓમાંના એકની તરવાર ખૂંચવી લઇને મેં એક જણને ઠાર માર્યો હતો. ”

મોં. ટ્રેવિલેને આ બધી હકિકત સાંભળ્યા બાદ જરાક શાન્તિ વળી. તેણે કહ્યું: “ એ વાતની મને ખબર નહતી. તમારી હકિકત સાંભળ્યા પછી મને શક ઉપજે છે કે, કાર્ડિનલે મહારાજાને બધી વાત ખોટી રીતેજ કહી છે. ”

અરામીએ કહ્યું: “ પણ મહારાજ ! મારી એવી વિનતિ છે કે, અથો જખમી થયો છે, એ વાત બહાર પાડવાની જરૂર નથી. પોતાના જખમની વાત મહારાજા સાહેબ જાણી ગયા છે, એવી વાત જો અથોને કાને જશે, તો તેને ઘણું દુઃખ ઉપજશે. તેને ખભા ઉપર જખમ થયો છે અને તેમાં અત્યારે જરાક વધારે દર્દ થવાથી તે જખમ છાતી તરફ વધ્યો છે. પરન્તુ જો તેનું મન તેની અપકીર્તિની વાત ફેલાયાથી વિશેષ ચિન્તાતુર થશે તો મને ભય છે કે તેની સ્થિતિ ગંભીર બની જશે—”

આ વખતે મોં. ટ્રેવિલેનાં ખંડનું બારણું ઉઘડ્યું અને એક ભવ્ય તથા સુંદર દેખાવનો પણ પ્રચંડકાય પુરુષ તેના ઉમરા ઉપર ઉભેલો જણાયો.

બન્ને સૈનિકો તેને જોઇને બોલી ઉઠયા: “ અથો ! ”

મોં. ટ્રેવિલે પણ ધીમા સ્વરે આશ્ચર્યથી બોલ્યા: “ અથો ! ”

તે આવનાર પુરુષે કહ્યું: “ નામવર, આપે મને બોલાવ્યો હતો, તેથી હું અત્રે હાજર થયો છું. મારા એક મિત્રે મને ખબર આપ્યા અને તે સાંભળીને મારાથી બનતી ઉતાવળે હું અહીં આવી પહોંચ્યો છું. આપનો શો હુકમ છે, તે ફરમાવીને આભારી કરશો ? ” એમ કહીને આ પ્રતિભાવાન્ બંદુકદારે

નમન કરીને તે ખંડમાં પ્રવેશ કર્યો. તેનાં પગલાં એક સરખી ગતિનાં અને દૃઢ હતાં. મોં. ટ્રેવિલેની આંખમાં તેના આગમનથી ચમકારો જણાયો. તેનું હૃદય અથોની હિમ્મતની સાબિતીથી દ્રવ્યું હોય એમ જણાયું અને તેના આગળના ગુસ્સાના શબ્દો નીચે પ્રમાણે શાન્ત અને મધુર વાક્યોમાં બદલાઈ ગયા.

મોં. ટ્રેવિલેઃ "હું આ લોકોને હમણાંજ એ કહેવા જતો કે, મારા બંદુકદારોએ પોતાની જિંદગી નાહક જોખમમાં નાંખવી નહીં; કારણ શૂરા માણસો મહારાજાને અતિપ્રિય છે અને મહારાજા જાણે છે કે, તેમના બંદુકદાર અંગરક્ષકો દુનિયામાં સૌથી વધારે બહાદૂર છે. અથો, તારો હાથ આપ!"

અથો પ્રત્યેની પોતાની પ્રીતિને પરિણામે મોં. ટ્રેવિલે, તે હસ્તધૂનન માટે હાથ આપે છે કે નહીં તેની વાટ જોયા વિના તેની પાસે ગયો અને સ્નેહથી તેનો જમણો હાથ પોતાના હાથમાં લઇને પોતાના સઘળા જોરથી તેને હલાવીને દાબ્યો. આનું પરિણામ તેણે નહીં ધાર્યું હોય એવું આવ્યું; કારણ અથોના જમણા ખભામાંજ જખ્મ થયો હતો અને તેને દુઃખ થતું હતું તે છતાં પણ તે અહીં આવ્યો હતો. એજ દુઃખવાળો હાથ જોરથી હલાવીને દખાવાયો તેથી પીડામાં વધારો થયો. અથો એક સહનશીલ અને હિમ્મતવાન્ વીર હતો; તેમ છતાં પણ પીડાને લીધે તેનાથી તીણી બૂમ પડાઈ ગઇ અને પહેલાંના કરતાં તેનો ચહેરો વધારે ફિક્કો બની ગયો.

આ વખતે મોં. ટ્રેવિલેના ખંડના બારણા આગળ દિવાનખાનામાંના સૈનિકો ઉભરાઇ ગયા હતા. અથોના આગમનથી તેઓ અંદરની વાતચિતમાં વિશેષ રસ જામશે, એમ ધારતા હતા અને મોં. ટ્રેવિલેએ જયારે અથો પ્રતિ સ્નેહ અને મમતા

ભર્યું સંભાષણ કર્યું ત્યારે તે સાંભળીને બંદુકદારોનાં હૃદય આનંદથી છલકાઇ ગયાં. તેઓ બહાર ધક્કાધક્કી કરતા હતા તેને લીધે મોં. ટ્રેવિલેના ખંડનું અધખોલું બારણું તદ્દન ઉઘડી ગયું. મોં. ટ્રેવિલેની તે તરફ નજર ગઇ અને સૈનિકોને ત્યાં જોઇને તે ઠપકો આપવા જતો હતો, એટલામાં તેને લાગ્યું કે પોતાના હાથમાંનો અથોનો હાથ ખેંચાઈ જતો હતો. આથી તેણે અથોના તરફ નજર કરી તો તે મૂર્છાગત થવાની તૈયારીમાં હોય, એમ તેને લાગ્યું. એજ વખતે અથો પોતાની ધીરજ અને સહનશીલતા વધુ વાર ટકાવી શક્યો નહીં અને એકદમ ધરણીપર ઢળી પડયો.

મોં. ટ્રેવિલે બૂમ પાડી ઉઠયોઃ “ ડાકટરને બોલાવો, ઝટ ડાકટરને બોલાવો ! મારો ડાકટર કે પછી મહારાજા સાહેબનો— ગમે તે આવે. એકદમ દોડો અને મારા બહાદૂર અથોને મરતો બચાવો ! ”

મોં. ટ્રેવિલેની આ બૂમાબૂમથી બારણા આગળના સૈનિકોનું ધાડું કશાની દરકાર ન રાખતાં અંદર ઘુસ્યું અને અથોની આસપાસ વીંટળાઇ વળ્યું. બેચાર સૈનિકો ડાકટરની શોધમાં નીકળી પડયા. સારે નસિબે ડાકટર એજ સ્થળે એ વખતે અચાનક આવી ચઢયો હતો. તેને એકદમ ત્યાં લાવવામાં આવ્યો અને અથોની આસપાસ સૈનિકોની જામી ગયલી ગીર્દી દૂર કરવા તેણે બૂમ મારીને તે ગીર્દીમાં પ્રવેશ કર્યો. ડાકટરનો અવાઝ સાંભળીને સૈનિકો દૂર થઇ ગયા. ડાકટરે અથોને જોઇને પ્રથમ તો તેને બીજા કોઇ ખંડમાં લઇ જવો જોઇએ, એવો અભિપ્રાય દર્શાવ્યો. તરતજ મોં. ટ્રેવિલેએ પોતાના ખંડની અંદર આવેલા બીજા ખંડનું બારણું ઉઘડાવ્યું અને પોર્થો તથા અરામીને ઇશારત

કરી, અથોને તે ખંડમાં લઇ જવા ફરમાવ્યું. બન્ને જણે પોતાના મિત્રને ઉઠાવીને અંદરના ખંડમાં લઇ જઇ એક કોચ ઉપર સુવાડયો. એ પછી ડાકટર તે ખંડમાં ગયો અને તેની પાછળ તે ખંડનાં બારણાં વાસી દેવામાં આવ્યાં.

મો. ટ્રેવિલેના ખંડમાં અત્યાર પહેલાં હમેશાં સંપૂર્ણ શાંતિ રહેતી પણ અત્યારે તેમાં કોલાહલ મચી રહ્યો. કોઇ કાર્ડિનલને ગાળો દેવા લાગ્યા, કોઇ તેના જાસૂસને તો કોઇ તેના સૈનિકોને ગાળો ભાંડવા લાગ્યા. થોડી વાર પછી પોર્થો અને અરામી અંદરના ખંડમાંથી બહાર આવ્યા અને માત્ર ડાકટર તથા મોં. ટ્રેવિલે અથો પાસે રહ્યા. આખરે મોં. ટ્રેવિલે પણ બહાર આવ્યા. અથો હવે શુદ્ધિમાં આવ્યો હતો. ડાકટરે જાહેર કર્યું હતું કે અથોની સ્થિતિથી ગભરાવા જેવું નથી. તેના જખમમાંથી વધારે લોહી વહી જવાથીજ તે બેશુદ્ધ થઇ ગયો હતો અને હવે તેને થોડા વખતમાં દવાથી આરામ થઇ જશે. સર્વ બંદુકદાર સૈનિકોને આ ખબર જાણીને શાંતિ વળી. મોં. ટ્રેવિલેએ પોતાના હાથના ઇશારાથી સર્વને જતા રહેવા ફરમાવ્યાથી, માત્ર ડાર્ટો સિવાય એકેકએક સૈનિક તે ખંડમાંથી જતો રહ્યો. ડાર્ટોને હજી મોં. ટ્રેવિલે સાથે વાતચિત કરવાની બાકી હતી તેથીજ એક હિંમતવાન્ ગાસ્કન્‌ની માફક તે ધીરજથી ત્યાં ઉભો રહ્યો.

જયારે બધા જતા રહ્યા અને બારણું વાસી દેવામાં આવ્યું ત્યારે મો. ટ્રેવિલેએ પોતાના ખંડમાં આસપાસ નજર કરતાં ડાર્ટોને એકલો જોયો. હમણાંજ બનેલા ઉશ્કેરણી ભરેલા બનાવોથી તેના વિચારસંકલના તુટી ગઇ હતી. આથી તેણે ડાર્ટોને પૂછયું. "તું શા કારણે અહીં ઉભો છે?" ડાર્ટોએ તરતજ પોતાના

નામનો ઉચ્ચાર કર્યો જેને પરિણામે મોં. ટ્રેવિલેને તેને લગતી બધી વાતો યાદ આવી.તેણે કહ્યું: "મારા દેશબંધુ,વિસ્મૃતિ માટે મને માફ કરજે. હમણાં જે બધું બન્યું તે ઉપરથી તેં જોયું હશે કે,આ બંદુકદારો સંબંધમાં એક કુટુંબના વડીલ જેવી મારી સ્થિતિ છે. સૈનિકો મારાં વયમાં આવેલા બાળકો જેવા છે પણ હું હમેશાં કહેતો આવ્યો છું કે, મહારાજા અને ખાસ કરીને મોં. કાર્ડિનલના હુકમોનું તેઓએ પરિપાલન કરવુંજ જોઇએ—"

ડાર્ટો આ કથનથી પોતાનું મંદ હાસ્ય ખાળી શકયો નહી. આ હાસ્ય ઉપરથી મોં. ટ્રેવિલે સમજી ગયો કે આ કોઇ મૂરખ જુવાનીઓ નથી અને વિષયને બદલીને તે મૂળ મુદ્દા ઉપર બોલવા લાગ્યો. તેણે કહ્યું: "મને તારા પિતા માટે ઘણુંજ માન છે. તું તેનો પુત્ર છે. કહે, મારે તારૂં શું શ્રેય કરવાનું છે? જો, વખત બહુ ટુંકો છે. મને ઘણાં કામ છે."

ડાર્ટો: "કૃપાળુ, ટાર્બે છોડયા પછી અહીં આવતાં મેં એવો નિશ્ચય કરી લીધો હતો કે, મારા પૂજ્ય વડીલ સાથેની આપની મિત્રતા બદલ મારે આપને વિનતિ કરવી કે, મને બંદુ-કદાર સૈનિકોની ટુકડીમાં દાખલ કરવો. પણ અહીં જે બધું બન્યું છે તે પછી, મને એ માન મળે તેની કેટલી બધી મહત્તા છે એ મેં જોઇ લીધું છે, જેથી મને ભય રહે છે કે, હું બંદુકદાર તરીકે લાયક નીવડીશ નહીં."

મોં. ટ્રેવિલે: "યુવક, ખરૂં જોતાં તો એ એક મોટું માન છે; પણ તારી આશાઓ ભાંગી પાડવા જેવું કઠણ માન એ નથી. હું તને બંદુકદારોની ટુકડીમાં ઘણી ખુશીથી દાખલ કરી શકત, પરંતુ મહારાજા સાહેબનો એક હુકમ આડે આવે તેમ છે. તે નામદારનો એવો હુકમ છે કે, કોઇ પણ માણસે પુષ્કળ લડાઇઓ

માં લઢીને ઝળકતી ફતેહો મેળવી ન હોય ત્યાં સુધી તેને બંદુકદારની ટુકડીમાં દાખલ કરવો નહી. આ કારણે હું તારી માગણી સ્વીકારી શકતો નથી, પણ મારા જૂના મિત્રનો તું પુત્ર છે, એ ધ્યાનમાં લેતાં હું તારે માટે બીજી વ્યવસ્થા કરવા ધારૂં છું. બેઅર્ન ખાતેથી અહીં આવનારા મારા દેશના યુવકો ઘણું ખરૂં પૈસાદાર હોતા નથી. મેં એ પ્રાંત છોડયો ત્યાર પછી મારો આ અભિપ્રાય ફેરવવાનાં મને કારણ મળ્યાં નથી. હું હિંમતથી કહું છું કે અત્યારે તારી પાસે કાંઇ પુષ્કળ પૈસા નહીં હોય."

ડાર્ટાના મ્હોં ઉપર ગર્વની લાગણી છવાઈ રહી અને તેણે જવાબ દીધોઃ "હું કોઇની પાસેથી દયાદાનની અપેક્ષા રાખતો નથી."

મોં. ટ્રેવિલે એ જણાવ્યુંઃ "વાહ ! એતો ઘણું સારૂં ! મને એ રીત બહુજ પસંદ છે. તારા મનમાં અત્યારે કેવા ઉમદા વિચારો મંથન કરી રહ્યા હશે, તેની કલ્પના હું સારી પેઠે કરી શકું છું. હું પોતેજ પારિસ આવ્યો ત્યારે મારી પાસે ૪ ક્રાઉન હતા. એમ છતાં જો એ વખતે કોઇએ મને એમ કહ્યું હોત કે, હું લુવ્રે મહેલ ખરીદી શકું એવી સ્થિતિમાં નથી, તો હું જરૂર એ કહેનારની સામે દ્વન્દ્વ યુદ્ધમાં ઉતરત."

ડાર્ટા પાસે મ્યુંગ ખાતેથી નાણાંની જે રકમ બચી હતી તેમાં ઘોડાના વેચાણથી સારો ઉમેરો થયો હોવાથી અત્યારે તેની પાસે ૪ ક્રાઉન કરતાં વધારે રકમ હતી. મોં. ટ્રેવિલેએ શરૂ કરેલી જિંદગી વખતે તેની પાસેની રકમ કરતાં આ રકમ ખચિત વધારે હોવાથી ડાર્ટા પોતાની સ્થિતિ તેના કરતાં વધારે ઉંચી લેખવા લાગ્યો.

મોં. ટ્રેવિલેઃ "તારી પાસે ગમે તેટલી મોટી રકમ હોય

તો પણ તારે તેના વપરાશમાં અંકુશ રાખવો જોઇએ અને એક ગૃહસ્થને છાજે એવી રીતનાં ખર્ચ કરતાં વિશેષ ખર્ચ કરવાં જોઇએ નહીં. તારે માટે જે વ્યવસ્થા કરવાનું હું કહેતો હતો તે એ છે કે—આજરોજ હું બાદશાહી શસ્ત્રશાળાના મુખ્ય અધ્યાપકને એક પત્ર લખું છું. તે આવતી કાલે તને કાંઇ પણ ખર્ચ લીધા વિના એ શાળામાં દાખલ કરશે. મને આશા છે કે, તને આ ગોઠવણ પસંદ પડશે. મોટાં ખાનદાન કુટુંબોના અને પૈસાપાત્ર ગૃહસ્થોનાં બાળકોને પણ ઘણીવાર તેમાં શિક્ષણ લેવાની ભલામણ કરવામાં આવે છે પરન્તુ તેઓને ઘણીવાર દાખલ થવામાં નિરાશ થવું પડે છે. તને તો તેવી કશી ભાંજગડમાં ઉતરવું પડશે નહીં. ત્યાં તને તરવારના અટપટા, ઘોડેસ્વારી અને નૃત્યનું શિક્ષણ મળશે. ઘણાઓ સાથે ત્યાં તને ઓળખાણ થશે અને વખતો વખત તું મારી પાસે આવતો રહેજે તથા તને ફાવટ આવે છે કે નહીં તેની ખબર મને આપતો રહેજે. તારે એ સિવાય પણ મારી બીજી કોઇ જાતની મદદ જોઇતી હોય તો બે લાશક કહેજે અને હું મારાથી બની શકતી મદદ કરવા હમેશાં તૈયાર રહીશ."

ડાર્ટો રાજદરબારી રીતભાતથી જોકે તદ્દન અજાણ્યો હતો તોપણ તેને મોં. ટ્રેવિલેનું આ કહેવું કેવળ લુખ્ખું અને લાગણી વિનાનું લાગ્યું. તેણે કહ્યું: "ખરેખર, કૃપાળુ, મને બહુજ દિલગીરી થાય છે કે, આપને માટે મારા પિતાએ લખી આપેલો પરિચય-પત્ર ખોવાઇ ગયો !"

મોં. ટ્રેવિલે: "મને પણ પહેલાં તો ભારે આશ્ચર્ય ઉપજ્યું હતું કે, તારા પિતાએ પોતાના જૂના મિત્ર ઉપર એક પત્ર લખી આપ્યા વિના પોતાના પુત્રને આટલી બધી લાંબી મુસાફરી-

એ કેમ મોકલ્યો હશે ! પણ હવે સમજાય છે કે, તારી બેદરકારીથી તેં તે પત્ર ક્યાંક ગુમાવી નાંખ્યો છે.”

ડાર્ટી: “ખરી રીતે તો તે ગુમ થયો નથી પણ મારી પાસેથી તેની ચોરી કરવામાં આવેલી છે !”

અત્રે ડાર્ટીએ મ્યુંગ ખાતેના પથિકાશ્રમમાં શું બન્યું હતું તેનું સવિસ્તર વર્ણન કર્યું. મોં. ટ્રેવિલે જેમ જેમ તે સાંભળતો ગયો તેમ તેમ તેને આશ્ચર્ય થયું. થોડીકવાર સુધી વિચાર કર્યા બાદ મોં. ટ્રેવિલે એ કહ્યું: “વાહ ! આ તો ભારે અજાયબીની વાત છે ! તારે મારૂં નામ મોટે સાદે ઉચ્ચારવું જોઇતું ન હતું.”

ડાર્ટી: “શ્રીમાન્ ! જોકે મારી એ મોટી ભૂલ થઇ ગઇ તોપણ મને લાગ્યું હતું કે, આપનું નામ દેવાથી સર્વત્ર મારૂં રક્ષણ થઈ શકશે. લોકો મને અજાણ્યો ધારીને મારી મશ્કરી કે મારૂં અપમાન ન કરતાં ઘટતી સગવડ કરી આપશે. આવા સ્વાર્થથી મેં આશ્રમમાં આપનું નામ મોટેથી ઉચ્ચાર્યું હતું.”

એ દિવસોમાં લોકોને ‘માખણ લગાવવાની’ બહુ ટેવ પડી ગઇ હતી. મહારાજા લુઇને એ ટેવ પ્રિય હતી; મોં. ટ્રેવિલેને વધારે પ્રિય હતી અને મોં. કાર્ડિનલને તે સૌથી વધારે પસંદ હતી. મોં. ટ્રેવિલેએ ડાર્ટીને મ્હોંયેથી પોતાના નામોચ્ચારની મહત્તાનાં વાક્યો સાંભળી, સંતુષ્ટ થઇને, મંદ હાસ્ય કર્યું; પણ એ હાસ્ય પાછું તરતજ ગુલ થયું અને મ્યુંગના બનાવ વિષે ઉલ્લેખ કરતાં મોં. ટ્રેવિલે એ કહ્યું: “મને કહે જોઇએ. એ માણસના ગાલ ઉપર એક કાળો તલ હતો કે?

“હા, કૃપાળુ.”

“તે દેખાવડો હતો કે?”–“હા”

“અને ઊંચો?”–“હા”

" ફિક્કા ચહેરાના તથા ભુખરા વાળવાળો ? "

" હા, હા, તે જ માણુસ. આપે તેને ખરાબર ઓળખી કાઢયો છે. જો ભવિષ્યમાં એ કોઇવાર મને મળશે તો હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મારૂં વેર લીધા વિના હું રહીશ નહીં.".

મોં. ટ્રેવિલેએ તે પછી પૂછયું: " એ માણસ કોઇ સ્રીની વાટ જોતો હતો કે ? "

ડાર્ટો: "હા. એક ગાડીમાં બેઠેલી દમામદાર સ્રીની કેટલોક વખત રાહ જોયા પછી જયારે તે આવી ત્યારે તેની સાથે વાતચિત કરીને તે તરતજ જતો રહ્યો હતો. "

મોં. ટ્રેવિલે: " તેમની વાતચિતના વિષયનો તો તને ખબર નહીંજ હોય ! "

ડાર્ટો: " તેણે તેને એક પેટી આપી હતી અને કહ્યું હતું કે—લંડનમાં પહોંચ્યા પહેલાં એ પેટી ઉઘાડીશ નહીં. બધી સૂચનાઓ તે પેટીમાં છે, એમ તેણે કહ્યું હતું. "

ટ્રેવિલે: " એ સ્રી અંગ્રેજ સ્રી હતી ? "

ડાર્ટો: " એણે તેને 'મિલેડી' નામથી સંબોધન કર્યું હતું "

ટ્રેવિલે: " ત્યારે તો તે એજ. વિના શકે તે એજ હોવો જોઇએ. મારૂં એમ ધારવું હતું કે, તે બ્રસેલ્સ ખાતે હશે. "

ડાર્ટો: " મહારાજ, આપ જો જાણુતા હો કે, તે કોણુ છે તો કૃપા કરીને મને તેનું નામ કહો. તે માણુસનું નામ જાણ્યા પછી મારે આપની પાસેથી બીજું કાંઇ લેવાનું રહેશે નહિ. મારે બંદુકદાર થવાની અરજ પણુ આપને કરવાની રહેશે નહીં કારણુ કે, અત્યારે મારા મનમાં મુખ્ય સવાલ એજ છે કે, કોઇને કોઇ પ્રકારે પણુ મારા અપમાનનો બદલો એ માણુસ પાસેથી લેવો."

" તરૂણુ છોકરા ! તું શુદ્ધિમાં છે કે નહીં ? હું કહું છું તે

સાંભળ. એ માણસને રસ્તાની એક બાજૂએ તું જૂએ તો બીજી બાજૂએ ચાલજે અને વેર લેવાની ધૂન મનમાંથી કાઢી નાંખજે. પથ્થર સાથે માથું અફાળવામાં લાભ નથી. જો તેમ કરીશ તો તારા માથાના ચૂરેચૂરા થઇ જશે."

"હું તેની પરવા કરતો નથી. તે મારી નજરે પડશે તો હું તેને હવે છટકવા દઇશ નહીં."

"જો મારું માને તો તેને શોધી કાઢવાની પંચાતમાં પડીશ નહીં."

એટલામાં ટ્રેવિલેના મનમાં કાંઈક સંશય ઉપજવાથી તે એકદમ બોલતો અટકયો અને મનમાં ને મનમાં કહેવા લાગ્યોઃ "આ તરુણ પ્રવાસીને તેના પ્રત્યે આટલો બધો દ્વેષ હોય એ શું માની શકાય ? મને તો તે જૂઠું બહાનું લાગે છે. કાર્ડિનલે આ માણસને મારે ત્યાં જાસૂસ તરીકે તો નહીં મોકલ્યો હોય ? આ ડાર્ટો નામધારી માણસ કાર્ડિનલના તાબામાં તો નહીં હોય ? મારે ત્યાં આ માણસને મૂકીને મારી બધી ચિકિત્સા તપાસવાનો તેમાં આંતર હેતુ તો રાખવામાં નહીં આવ્યો હોય ? કદાચ આ માણસના હાથથી પ્રસંગ આવ્યે મારૂં ખૂન કરાવવાનો પણ તેનો ઇરાદો હોય !" આવા તર્કવિતર્કથી ઘેરાયલો ટ્રેવિલે ડાર્ટો પ્રતિ વધારે બારિકાઇથી નિહાળવા લાગ્યો. પણ તેના વદન ઉપર લબાડપણાનાં કાંઇ ચિહ્ન તેના દેખવામાં આવ્યાં નહીં; આથી ટ્રેવિલે ગુંચવાયે. તે સ્વગત વિચારવા લાગ્યોઃ "તે ગાસ્કન્ છે એ તો નિઃશંક છે; પણ ગાસ્કન્ છે માટે મારાજ પક્ષનો હોય એમ શા ઉપરથી કહી શકાય ? આથી હું તેની વધુ પરીક્ષા કરીશ."

તેણે ડાર્ટોને કહ્યું: "યુવક ! મારા જૂના સ્નેહીનો તું પુત્ર છે તેથી હું તને રાજકાર્યને લગતી જે કેટલીક હકિકત કહું છું

તે બીજા કોઇને કાને ન જાય તેની સંભાળ રાખજે. તારા તરફ મારી કાળજી છે, એ તું આ ઉપરથી જોઇ શકશે. તારા કાગળની ચોરીની જે વાત તેં કહી, તે મને ખરી લાગે છે. રાજાજી અને કાર્ડિનલ વચ્ચે મોટી મિત્રતા છે; પણ બહારથી તેઓ વચ્ચે તે મૈત્રિ નથી દેખાતી, એમ કેટલાકને લાગે છે. એ સંબંધમાં હું માનું છું કે—મૂર્ખાઓને ફસાવવાની તે જાળ છે. મારા પ્રાંતની સુંદર, શૂરવીર, તરુણ અને યોગ્યતાવાળી એક વ્યક્તિ અહીંની ભાંજગડમાં પડે, તેને પરિણામે બીજાઓની પેઠે તે પોતાના નાશના કૂવામાં પડે, એ હું પસંદ કરતો નથી. રાજાજી અથવા તો કાર્ડિનલ, એ બન્ને શક્તિમન્ત સેવ્ય છે; અને તેમના પ્રત્યે સરખા આદરથી આ રાજ્યમાં વસતી કોઈપણ વ્યક્તિ જૂએ, એ ઇચ્છવાજોગ છે. મારા સર્વ યત્ન રાજા સાહેબને ઉપયોગી થઇ પડવાના અને તેજ સાથે કાર્ડિનલને પણ ઉપયોગી થઈ પડવાના છે. કાર્ડિનલ જેવો વિલક્ષણ બુદ્ધિમાન્ પુરુષ આ ફ્રાન્સ દેશમાં આજ સુધી કોઇ પણ થયો નથી. મને આશા છે, કે તું આ સર્વ બાબત લક્ષમાં રાખીશ. કાર્ડિનલ માટે તારા મનમાં કોઇપણ કારણે દ્વેષ હોવો જોઇતો નથી; પછી ભલે તે કારણ તારા કુટુંબને લીધે, કિંવા ઈષ્ટ મિત્રોને લીધે અથવા તો તારા પોતાના મનમાં ઉપજેલા કોઇ અંટસને લીધે પ્રાપ્ત થાય. તું જે પળે કાર્ડિનલ પ્રત્યે દ્વેષ દાખવતો મને માલુમ પડીશ તે પળેજ હું તારો સંગ કરીશ નહીં—તને મારા તાબામાં રાખીશ નહીં. હું હાલ તુર્ત તને મારા પાસે નથી રાખતો તેનાં કારણ મેં તને અગાઉ જણાવ્યાં છે પરન્તુ હું તને જ્યાં મૂકવા માગું છું ત્યાં બહારથી હું તને પુષ્કળ મદદ આપીશ—એની ખાત્રી રાખજે મેં તને ખુલ્લા દિલે સર્વ વાત કહી છે. આ વાત તારા જેવા તરુણને અહીંની સ્થિતિથી સંપૂર્ણ

માહિતગાર થવા માટે કહેવી ખાસ જરૂરની હતી. એ વાતથી મારા ઉપર તારો વિશ્વાસ વધુ મક્કમ થશે, એમ હું ધારૂં છું."

આટલું ડાર્ટીને કહ્યા બાદ ટ્રેવિલે વિચાર કરવા લાગ્યોઃ "કાર્ડિનલે જો ખરેખર આ તરુણ બદમાશને કાંઇક કપટપૂર્ણ હેતુથી મારી પાસે મોકલ્યો હશે તો તેના વિષે મેં આ પ્રમાણે મિત્રભાવના ઉદ્ગાર કાઢયા છે તેથી આ તરુણ પણ જોઇ શકશે કે, તેનો છળકપટનો હેતુ કેવો બરબાદ થયો છે ? વળી આ માણસ હવે મારી આગળ કાર્ડિનલ માટે પ્રકટપણે કાંઈ ખરાબ શબ્દો બોલી શકશે નહીં, એ પણ ઠીક થયું છે."

ડાર્ટીએ ટ્રેવિલેને ઉત્તર દીધોઃ "આપે જણાવ્યા પ્રમાણે જ હું મોં. કાર્ડિનલ પ્રતિ ભક્તિભાવ રાખવાના ઉદ્દેશથી પારિસ આવ્યો છું. મારા વડીલે આ રાજ્યના ત્રણ મહા પુરુષ પ્રત્યે માન રાખવાનો મને બોધ દીધો છે. એ ત્રણ મહાપુરુષ રાજાસાહેબ, આપશ્રી તેમજ મોં. કાર્ડિનલ છે. હું ખાત્રી આપું છું કે, હું આ ત્રણ મહાપુરુષોમાંથી કોઈનું કદી પણ ભૂંડું બોલીશ નહી. મોં. કાર્ડિનલ તરફ મારી પૂર્ણ પૂજ્યબુદ્ધિ છે. મારે કેવી રીતે વર્ત્તવું, એ બાબતમાં આપશ્રીએ મને ખુલ્લા મનથી જે બોધ આપ્યો છે, તે બોધને અનુરૂપ વિચારો મારા મનમાં રહેલા જ છે અને એ માટે આપ લેશ પણ સંશય લાવશો નહીં, એવી આપને મારી વિનતિ છે. મારે માટે આપને જરાક પણ સંશય આવે, એ હું મારૂં કમનસિબ સમજું છું; તોપણ તેથી મારા ઉપરની આપની કૃપા ઓછી થઇ નથી એવું આપનું કથન સાંભળીને મને રાહત વળે છે."

ટ્રેવિલેને આ ઉત્તર સાંભળીને અત્યંત આશ્ચર્ય ઉપજ્યું. એ ઉત્તર આપનારના મનનું મોકળાપણું અને અન્યની હૃદ્ગત

વૃત્તિ પારખવાની બુદ્ધિ જોઇને ટ્રેવિલેને કૌતુક ઉપજ્યું; પણ તેના મનનો સંશય નિર્મૂળ થયો નહીં. આ તરુણ ભારે બુદ્ધિશાળી છે, એમ તો તેને લાગ્યુંજ; પણ બુદ્ધિશાળીની વધારે ભીતિ રાખવી પડે છે, એ તે જાણતો હતો. ટ્રેવિલેએ, આથી તેની હજી વધુ કસોટી કરવા માંડી. તેના હાથ પોતાના હાથમાં લઇને તેણે કહ્યું: " તું કહે છે તે ખરૂં છે; પરન્તુ હાલ તુર્ત તારા માટે મેં જે વ્યવસ્થા કરવાની કહી છે, તેથી વિશેષ મારાથી કરી શકાશે નહી. તારે માટે મારા નિવાસાલયનાં દ્વાર હમેશાં ખુલ્લાં રહેશે. તારી ઇચ્છામાં આવે તે ઘડીએ મને મળવા આવવાની હું તને પરવાનગી આપું છું. પ્રસંગ આવતાં મારૂં માનવું છે કે—તારી બુદ્ધિ અને શક્તિ જોઇને હું તારૂં ઇષ્ટજ કરીશ. "

ડાર્ટો મનમાં વિચાર કરવા લાગ્યો: " આનો શો અર્થ ! શું તે હજી મારી કસોટી કરવા માગે છે ? ઠીક, ફાવે તેટલી કસોટી કરે, ઇશ્વરેચ્છા હશે તો તેની કસોટીમાંથી ફતેહમંદ થવામાં મને કાંઇ બહુ દિવસ લાગશે નહીં. "

ડાર્ટો આ પ્રમાણે પોતાના સ્વભાવ અનુસાર મનમાં હિમ્મત રાખીને પોતાનું ભાગ્ય અજમાવવા તૈયાર થયો અને ટ્રેવિલેને સલામ કરીને તેણે જવા માંડયું.

તેને જતો અટકાવીને ટ્રેવિલે બોલ્યો: " જરા ઉભો રહે. મેં તને સૈન્યવિષયક શિક્ષણશાળાના મુખ્ય અધ્યાપક ઉપર જે કાગળ લખી આપવાનો કહ્યો છે, તે લખી આપું છું. તેથી તારા મનમાં ઓછું તો આવશે નહીં ને ?"

ડાર્ટો: " આવું શું કહો છો ? કૃપાળુ ! આપનો પત્ર હું મારા જીવની પેઠે જાળવી રાખીશ અને પહેલાંના પત્રની માફક તેને ચોરાવા દઇશ નહીં. તે પત્ર જેને આપવાનો હશે તેને જરૂર

હાથોહાથ પહોંચાડીશ તથા તેમાં જે અંતરાય નાંખશે તેનાં સો વર્ષ પૂરાં થશે, એ ચોક્કસ."

ટ્રેવિલેને આ સાંભળીને હસવું આવ્યું. તેણે પોતાના ટેબલ આગળ જઇને સિફારસનો પત્ર લખવા માંડયો. તે પત્ર લખતો હતો તે વખતે તેના સૈન્યની એક ટુકડી માર્ગમાં કૂચ કરતી જતી હતી. પડઘમનો અવાઝ સાંભળીને ડાર્ટી, ટ્રેવિલેના ખંડની બારી આગળ જઇને કૂચ જોવા લાગ્યો.

ટ્રેવિલે, એ પત્ર લખીને તેના ઉપર મોહોર મારીને ડાર્ટીને આપવા ઉઠયો. ડાર્ટીએ તે લેવા માટે હાથ લાંબો કર્યો પણ એટલામાંજ તે લાલચોળ થઇને બારીની બહારજ ડોકું રાખીને બોલી ઉઠયોઃ "હવે આ વખતે મારા હાથમાંથી તે છટકી જશે નહીં." તેણે પત્ર લેવાની દરકાર કરી નહીં અને દરવાજા તરફ છલંગ મારીને નાઠો. ટ્રેવિલેને આ જોઇને મહા આશ્ચર્ય ઉપજ્યું.

તેણે પ્રશ્ન કર્યોઃ "કોણ છટકી જશે નહીં?"

ડાર્ટીઃ "એજ ચોર! એજ વિશ્વાસઘાતી!" ડાર્ટી એટલું કહીને દરવાજામાંથી બહાર જતો રહ્યો!

ટ્રેવિલે અજાયબીમાંજ પોતાના મનમાં વિચારવા લાગ્યોઃ "મૂર્ખોજ છેને? પોતાનો દાવ બરાબર ન પડયો એટલે લાગ સાધીને નાસી જવાની શું આ એની યુક્તિ નહોતી?"



## પરિચ્છેદ ૪.

### ડાર્ટો મુંઝવણમાં !



ક્રોધાવેશમાં ડાર્ટો ટ્રેવિલેના ખંડમાંથી ફલંગ ભરીને બહાર નીકળ્યા પછી દિવાનખાનામાં આવ્યો. ત્યાંથી તે ઝડપથી નીકળીને દાદરા ઉપર આવ્યો. દાદરે ઉતરતાં પણ ઝડપથી તે બબ્બે ને ચચ્ચાર પગથીઆં એક સામટાં કુદાવી જવા લાગ્યો. તેનો શત્રુ પાછો ન છટકી જાય તે માટે તેને એકદમ પકડી પાડવાનો ઉદ્દેશ હોવાથી આસપાસનાં માણસોની દરકાર તેણે કરી નહીં. પણ એનું પરિણામ તેને સોસવું પડયું. જેવો તે દાદરો ઉતરી રહ્યો કે, એક સૈનિક સાથે તે અથડાઈ પડયો. તેનું માથું તે બંદુકદારના ખભા સાથે અથડાયું અને તે સમેતજ તે માણસે કાંઇક પીડા થઇ હોય તેમ મોટો સિત્કાર કર્યો.

ડાર્ટો જેની સાથે અથડાઇ પડયો તેને તેણે કહ્યું: " માફ કરજો ભાઇ ! હું ઉતાવળમાં છું એટલે આપને ભૂલમાં ધક્કો વાગી ગયો છે." આમ કહીને તે આગળ ચાલ્યો એટલે પાછળથી કોઇકે જોરથી તેનો કમરપટ્ટો પકડીને તેને બલાત્કારે ઉભો રાખ્યો. ડાર્ટોએ પાછળ ફરીને જોયું તો તે અથો હતો. તેનો ચહેરો રૂની પૂણી જેવો સફેદ અને નરમ થઇ ગયો હતો.

અથોએ કહ્યું: " ભલા માણસ ! તું ઉતાવળમાં છે તે તો ઠીક; પણ તેથી મને ધક્કો માર્યો બાદ માત્ર માફી માગે એ પૂરતું નથી. એકલી માફી ફક્ત ચાલશે નહીં, સમજ્યો ? તારા મનમાં શું એમ છે કે, મો. ટ્રેવિલે આજે જરાક ગુસ્સે

થઇને અમારી સાથે બોલ્યા એટલે બીજા માણસોએ પણ અમારી સાથે એમની પેઠે ઉગ્રપણે બોલવું ? તારા મગજની રાઇ કાઢી નાંખજે. તું મોં. ટ્રેવિલે નથી એ યાદ રાખજે; સમજ્યો ?"

ડાર્ટો: "વાહ ! આ તે કાંઇ રીત છે ! હું ખાત્રીથી કહું છું કે, મેં ઇરાદાપૂર્વક તમને ધક્કો માર્યો નથી અને તેથીજ મેં તમારી માફી માગી છે. મારૂં તો એમ માનવું છે કે, એ પૂરતી સભ્યતાની પદ્ધતિ છે. હું તમને ફરીથી કહું છું કે, મને ખરેખર ઘણીજ ઉતાવળ છે અને હું વધુ વાર અહીં ઉભો રહીશ તો મારૂં કામ બગડશે. માટે મહેરબાની કરીને હવે મને રોકશો નહીં"

અથોએ તેનો કમરપટ્ટો છોડી દઇને કહ્યું: "યુવક ! તારામાં સભ્યતા તદ્દન ઓછી છે. તારી રીતભાત ઉપરથી સહેલાઇથી સમજી શકાય છે કે, તું દૂરના પ્રાંતમાંથી અહીં આવેલો છે."

ડાર્ટો અત્યારે જરા આગળ ગયો હતો પણ અથોનું છેવટનું વાક્ય સાંભળીને તે પાછો ઉભો રહી ગયો અને બોલ્યો: "મહેરબાન ! હું ગમે તેટલે દૂરથી આ શહેરમાં આવ્યો હોઇશ પણ મને સભ્યતાના પાઠ શીખવવાનો તમને અધિકાર છે, એમ સમજશો નહીં, હોં કે !"

"તું બહુ સમજદાર જણાય છે. ખરૂં કે ?"

ડાર્ટોને તેની આ ટકોરથી ચીઢ ચઢી. તેણે કહ્યું: "જો હું અત્યારે એક માણસને પકડી પાડવા માટે આટલી બધી ઉતાવળમાં નહોત તો—"

અથો: "કાંઇ ચિન્તા ન કરીશ. તું મને જરાકે ઉતાવળ કર્યા વિના શોધી શકીશ. મારૂં કહેવું સમજે છે કે ?"

"એમ ? હું તમને ક્યાં મળું ?"

"કાર્મે-ડેશો આગળ."

"કેટલા વાગે ?"

"ખરેખર બપોરના બાર વાગે."

"વારૂ. વારૂ. હું તે વખતે ત્યાં હાજર થઇશ."

"ભલા માણસ! મને ત્યાં વધારે વખત તારી વાટ જોવરાવીશ નહીં; કેમકે સવાબાર વાગે તું જયાં દોડતો હોઇશ ત્યાં હું તારા કાન કાપી નાંખીશ."

"ઠીક. બારમાં દશ મિનિટ બાકી હશે, તે વખતે હું ત્યાં આવીશ."

એટલું કહીને ભૂત જેવો ડાર્ટો ત્યાંથી ઉતાવળાં પગલાં માંડતો આગળ ચાલવા લાગ્યો. તેને લાગ્યું કે, પેલો અજાણ્યો માણસ નિરાંતે અને બેફિકરાઇથી જતો હોવો જોઇએ એટલે હજી પણ તેને પકડી પાડી શકાશે.

ચોગાનમાં થઇને ડાર્ટો જવા લાગ્યો. એટલામાં વળી પાછું બીજું વિઘ્ન તેને નડયું. દરવાજામાં પોર્થો સંત્રી સાથે વાત કરતો ઉભો હતો. એ બે વાતચિત કરનારાઓએ દરવાજાનો બધો ભાગ રોકી રાખ્યો હતો–માત્ર તેમની બેની વચ્ચે થઇને જવા જેટલો થોડોક માર્ગ ખુલ્લો હતો. ડાર્ટોએ ધાર્યું કે, એ માર્ગ પોતાને જવા માટે પૂરતો છે; આથી તે તેમની વચ્ચે થઇને જવા માટે ધસ્યો. પણ ડાર્ટોએ ગણત્રી ખરેખર કરી નહોતી. જેવો તે જવા લાગ્યો કે તરતજ પોર્થોનો ઝભ્ભો પવનથી ઉડયો અને ડાર્ટો એ ઝભ્ભાની વચ્ચે વીંટળાઇ ગયો. પોર્થો, ગમે તે કોઇ કારણથી પોતાના ઝભ્ભાને પોતાના શરીર ઉપરથી જરાકે ખસવા દેતો નહતો, જેથી તેનો ઝભ્ભો નીચેના ભાગમાંથી જયારે ઉડવા લાગ્યો ત્યારે પોતાના હાથથી તેણે તેને ખેંચીને શરીર ઉપર સરખો રાખવા પ્રયત્ન કર્યો; પણ તેથી થયું એમ કે, ડાર્ટો તેની

વચમાં ભરાઇ ગયેલો હોવાથી તે પણ ઘસડાયો અને પોર્થોના શરીર તથા તેના ઝભ્ભાની વચ્ચે તે રહી ગયો! પોર્થોને એમ લાગ્યું ખરૂં કે, ઝભ્ભા વચ્ચે કોઇક ભરાઇ ગયું છે; તેથી તે ગાળો ભાંડવા લાગ્યો. આ વખતે ડાર્ટોને ઝભ્ભામાંથી બહાર નીકળી જવાની ચપટી થવા લાગી પોર્થોનો જે ઝળકતો કમરપટ્ટો સર્વનું ધ્યાન ખેંચી રહ્યો હતો તેને પોતાનું શરીર ઘસાય નહીં એવું ડાર્ટોના મનમાં ઘણુંયે હતું પણ તે ઝભ્ભામાં ગૂંચવાઈ ગયો હોવાથી આમ તેમ છૂટકારાના ફાંફાં મારવાને પરિણામે એજ કમરપટ્ટા સામે અથડાયો. તેની નજર એ કમરપટ્ટા તરફ જતાં તેણે એક આશ્ચર્યજનક બિના જોઇ. તેણે સાશ્ચર્ય જોયું કે, જે કમરપટ્ટાનો આગલો ભાગ ઝીકટીકીથી ખૂબ ઝળકાટ મારી રહ્યો હતો તે પોર્થોની કેડની પાછલી બાજૂથી તદન સાદો હતો! ડાર્ટોને પોર્થોના બડાઇખોર સ્વભાવનો પહેલેથીજ પરિચય થયલો હતો. તેને ભય ઉપજ્યો કે, તેના પટ્ટાની પાછલી બાજૂ સાદી છે, એવું જાહેર થતાં પોર્થો જરૂર ગુસ્સે થઇ જશે; અર્થાત્ આ તેની ખાનગી બાબતથી પોતે અચાનક માહિત થયો છે એટલે હવે કાંઇક નવું જૂનું અવશ્ય થવાનું! અને બન્યું પણ તેમજ.

ડાર્ટોને પોતાના ઝભ્ભામાંથી બહાર કાઢવા માટે પોર્થો પોતાનું આખું શરીર હલાવી નાંખતો નાંખતો બોલ્યો: "તોબા! તોબા!! કોઇ માણસનાં કપડાંમાં વીંટળાઇ જઇને તેની સાથે અથડાવાની આ છોકરાને ઘેલછા લાગી છે કે શું?"

ડાર્ટોને પોર્થોની પીઠ પાછળથીજ જવાબ દીધો: "માફ કરજો, હા! હું એક માણસને પકડી પાડવા માટે ઉતાવળો ઉતાવળો જતો હતો, તેથી આ ગોટાળો થઇ ગયો છે."

પોર્થો: "ત્યારે એવી ઉતાવળ વખતે તારી આંખો બંધ કરીને તું ચાલતો લાગે છે!"

ડાર્ટો: "નહીંજ. મારી આંખો તો એવી ચંચળ છે કે, તેના વડે બીજા માણસો જે કાંઇ જોઇ શકતા નથી, તે હું જોઇ શકું છું."

પોર્થો તેનું કહેવું સમજ્યો કે નહીં તે કોણ જાણે પણ ગુસ્સામાં તેણે કહ્યું: "યુવક! જો આવી રીતે બંદુકદાર સૈનિકો સાથે તું અથડાઇ પડીશ તો તને પાંશરો દોર કરવો પડશે, સમજ્યો?"

ડાર્ટો: "મહાશય! આ બહુ સખત વાક્ય છે."

પોર્થો: "હું મારા દુશ્મનોને મોઢામોઢ એવુંજ કહેવાને ટેવાયલો છું."

ડાર્ટો: "મહાશય! તમારા શત્રુઓને તમે પીઠ દેખાડતા નથી એ હું ક્યાં નથી જાણતો?"

ડાર્ટોએ પોર્થોની પીઠ પાછળથી તેનો સાદો કમરપટ્ટો જોઇ લીધો હતો, તેને પરિણામે આ ટોણો માર્યો હતો. પોતે કરેલી મશ્કરી માટે ખુશ થતો અને મંદહાસ્ય કરતો ડાર્ટો ત્યાંથી આગળ ચાલવા જતો એટલે પોર્થો ક્રોધથી તેની પાછળ પડ્યો. ડાર્ટોએ તેને કહ્યું: "મહાશય! ઉતાવળા ન થશો. તમારો ઝભ્ભો કાઢીને તમે ક્યારે સ્વસ્થ થાઓ છો?

"બપોરના એક વાગે. લુકસંબુર પાછળ."

"ઠીક, ઠીક. ઘણી ખુશીથી હું ત્યાં તમે કહો છો તે વખતે આવીશ."

આ પ્રમાણે દ્વન્દ્વ યુદ્ધનું નિમંત્રણ મેળવીને ડાર્ટો, મોં. ટ્રવિલેના નિવાસાલય બહાર નીકળ્યો. માર્ગમાં તેણે અહીં તહીં ચારે

પાસ નજર નાંખી તો મ્યુંગવાળો મનુષ્ય તેના જોવામાં આવ્યો નહીં. એમ છતાં વધુ તપાસ માટે તે આગળ ચાલ્યો; પણ તેને નિરાશા મળી. તેણે ધાર્યું કે, તે એકાદ મકાનમાં ગયો હશે અગર તો કોઇ વાંકાચૂકા માર્ગેથી જતો રહ્યો હશે. રસ્તામાં મળતાં માણસોને તેણે પોતાના શત્રુની નિશાની આપી તેના સંબંધ પૂછપરછ કરી જોઇ; એક વાર ફરીથી પાછો જયાંથી પોતે નીકળ્યો હતો ત્યાં આવી ગયો; પાછો વળી આગળ ગયો પણ, જેને તે શોધતો હતો તેનો ક્યાંયે પત્તો લાગ્યો નહીં ! આ શોધખોળનું એક પરિણામ આવ્યું. જેમ જેમ તેના કપાળ ઉપર પ્રસ્વેદના બિન્દુઓ ફુટી નીકળ્યાં તેમ તેમ તેનું હૃદય શાન્ત થવા માંડયું. આખરે તેની ચિત્તવૃત્તિમાંથી ગુસ્સો ઠંડો પડી ગયો. જે બનાવો બન્યા હતા, તે ઉપર તેણે મનન કરવા માંડયું. થોડાક વખતમાં બહુજ બનાવો બની ગયા હતા; તેણે મોં. ટ્રેવિલેની ચીઠ્ઠી લીધી નહોતી એટલુંજ નહીં પણ બે સૈનિકો સાથે માત્ર એક કલાકને અંતરે બે દ્વન્દ્વયુદ્ધ કરવાનાં વ્હોરી લીધાં હતાં ! દ્વન્દ્વયુદ્ધ માટે તે બહુ દિલગીર થયો નહીં પણ પોતે અચાનક મોં. ટ્રેવિલે આગળથી નાઠો અને તે પણ ચીઠ્ઠી લીધા વિના—એ ઉપરથી પોતાના સંબંધ મોં. ટ્રેવિલેનો અભિપ્રાય કેવો બંધાશે, એની કલ્પના કરતાં તેને ઘણી દિલગીરી થઇ. પણ હવે કાંઇ ઉપાય નહોતો.

આશરે ૧૧ વાગ્યાનો અમલ થયો હતો. એક કલાક પછી ડાર્ટોને એથો સાથે દ્વન્દ્વ યુદ્ધ માટે જવાનું હતું. અચાનક તેને એથો સંબંધી વિચારો સ્ફુર્યાઃ "હું કેવો અવિચારી અને મૂર્ખ છું ? એથો અત્યારે ઘવાયલી હાલતમાં છે પણ તે બહાદુર છે. ટ્રેવિલેએ પણ તેનાં ખૂબ વખાણ કર્યા હતાં. એવા પરાક્રમી

સાથે હું અથડાયો, એ પણ મૂર્ખાઇજ ને? જે ખભા ઉપર અથોને જખ્મ થયો છે, તેજ ખભા સાથે હું અફળાયો! કોઇ બીજો માણસ હોય તો તો જરૂર તે વખતે પોતાને થયલી પીડાથી બહાવરો બની જઇ એકાએક મારા ઉપર પ્રહાર કરે પણ અથોએ તેમ ન કરતાં પોતાનો ગુસ્સો અંકુશમાં રાખ્યો, એજ મને ભારે અજાયબી ઉપજાવે છે! તે મને જરૂર પ્રહાર કરી શકત, કદાચ મારૂં મોત આણત અને તે માટે તેને વાજબી કારણ પણ હતું. ધન્ય છે તેની ખામોશીને!" એ પછી ડાર્ટાને પોર્થો સંબંધી વિચારો આવ્યા. તે સ્વગત કહેવા લાગ્યોઃ "ઓહ! પોર્થોની મને બહુ બ્હીક નથી. પણ અથો આગળથી લઢીને હું જીવતો નીકળીશ તોજ પોર્થો સાથે લઢવાનું છે ને?"

આ પ્રકારે ચિન્તાઓના વમળમાં ડાર્ટો પડેલો હોવા છતાં જાણે નચિંત હોય તેમ ખડખડાટ હસવા લાગ્યો! તે આમ તેમ જોવા લાગ્યો કે, આ હસવું કોઇએ જાયું છે કે કેમ અથવા કોઇને તેથી ગુસ્સો ઉપજવાનું કારણ મળ્યું છે કે કેમ? પણ ત્યાં તેના શિવાય બીજું કોઇજ ઉભું નહતું.

વળી તે વિચારવા લાગ્યોઃ "પણ હું તેની રજા વિના તેના ઝભ્ભામાં ઘુસી શી રીતે શકું? અને ઘુસ્યો તોપણ તેનું છિદ્ર જોઇ જવાનો મને હક્ક શો? વળી છિદ્ર જોયું તો ખરૂં પણ પાછો મેં તેનો ઇશારો કરીને વ્યંગમાં તેની મશ્કરી કરી! એમ પણ કરી શકાય ખરૂં કે? જો મેં તેને વ્યંગમાં કાંઇ કહ્યું નહોત તો તે જરૂર મને માફ કરત. હું પણ કેવો વિચિત્ર માણસ! એક ભાંજગડમાંથી બીજીમાં અને બીજીમાંથી ત્રીજીમાં પડયો! પ્રિય ડાર્ટો! આ પ્રસંગ તારા ઉપર એવા આવી પડયા છે કે તેમાંથી તું બચવો કઠણ છે. તારે એ ઉપરથી શીખામણ એ લેવાની છે

કે, હવેથી જરા વધારે સભ્યતાથી વર્તવું. તારી સભ્યતા માટે સર્વ લોકો તારાં વખાણ કરે, એ શું તને નથી ગમતું ? સભ્યતા રાખીએ તો સૌ કોઇના મિત્ર થવાય. દાખલા તરીકે પેલો અરામી ! સભ્યતાની તે મૂર્તિજ છે. એની મિત્રતા કરવાનું સૌને મન થાય એવી તેની ચાલચલગત છે. હવેથી તેનેજ આદર્શ ગણીને કામ કરતાં શીખવાની જરૂર છે. અરે, પણ કેવો વિચિત્ર સંજોગ ! આ રહ્યો તે ! પેલો રહ્યો તે ! ઉભો ઉભો ત્રણેક સૈનિક સાથે વાતચિત કરે છે !"

ડાર્ટા ધીમે ધીમે આ વિચારોમાં તલ્લીન થઇને ચાલ્યો જતો હતો. તે ડ આરગુલોં પથિકાશ્રમ પાસે આવી પહોંચ્યો હતો. અરામીને તેણે ત્યાં આગળ ઉભેલો જોયો. અરામીએ પણ તેને જોયો, પરન્તુ મોં. ટ્રેવિલેએ જયારે બંદુકદાર સૈનિકોની વગોવણી કરી ત્યારે ડાર્ટા ત્યાં હાજર હતો એ વાત તે ભૂલી ગયો નહતો. તેને આથી ડાર્ટા પ્રત્યે માનને બદલે તિરસ્કાર ઉપજ્યો હતો. તેણે જાણે ડાર્ટાને જોયો નથી, એવો ડોળ કર્યો. પણ તેથી ઉલટું, ડાર્ટાના મનમાં અરામી માટે આદર ઉપજેલો હોવાથી તે તેની સાથે મિત્રતા કરવાના ઇરાદાથી તેની પાસે ગયો. તેના વદન ઉપર આ વખતે સ્મિત છવાઇ રહ્યું હતું. તેણે અરામી પાસે જઇ તેને આદરપૂર્વક નમન કર્યું પણ તેમ કરતાં તેણે સંભાળ રાખીને ડાવકું મ્હોં રાખ્યું. આ વખતે અરામી સાથે વાત કરનારાઓએ તરતજ મૌન્ય ધારણ કર્યું.

ડાર્ટા સમજી ગયો કે, અત્યારે અહીં આવવામાં મેં ભૂલ કરી છે, પણ પોતાની આ ભૂલ સુધારીને આ અજાણ્યાઓની આગળથી કેમ ચાલ્યા જવું એને લગતી રીતભાતથી તે માહિત નહતો. વળી તે જાતેજ તેમની પાસે ગયો હતો. તેઓએ તેને

બોલાવ્યો નહતો. જો અરામીએ ડાર્ટીને આવકાર આપીને તેની સાથે વાતચિત શરૂ કરી દીધી હોત તો બધી પંચાત ટળી જાત પણ અહીં તો તેથી ઉલ્ટું બન્યું. બધાયે તેના આવવાથી ચૂપ રહીને જાણે તેની દરકાર ન હોય એમ બતાવવા લાગ્યા ! હવે અહીંથી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના એકદમ જવું પણ શી રીતે—આ બાબતની ગુંચવણમાં ડાર્ટી પડી ગયો. તે પોતાના મનમાં ગડભાંગ કરતો હતો એટલામાં અરામીના ખિસ્સામાંથી એક હાથરૂમાલ પડી ગયો અને અરામીનો પગ અજાણતાં તે રૂમાલ ઉપર પડયો. ડાર્ટીને લાગ્યું કે, આ બાબત તરફ અરામીનું લક્ષ ખેંચીને વાતચિત શરૂ કરવી ઠીક થઈ પડશે. આથી તે નીચો વળ્યો અને ઘણીજ ઠાવકાશથી અરામીના પગતળેથી રૂમાલ કાઢવા યત્ન કરવા લાગ્યો. તેને રૂમાલ ખેંચી કાઢતાં જરા મહેનત પડી; તેથી લાગ્યું કે, અરામી તે પગ તળેથી કાઢવા ઇચ્છતો નથી, પણ હવે તો તે લીધા વિના છૂટકોજ નહતો. તેથી ખેંચતાણ કરીને પણ તેણે પોતાના હાથમાં લીધો અને અરામી તરફ ધરીને કહ્યું: "મહાશય ! આ રૂમાલ ખોવાઈ જશે તો આપને દિલગીરી થશે, એમ હું ધારૂં છું."

ડાર્ટીએ તેની સામે ધરેલા એ રેશમી હાથરૂમાલની કિનાર ઉપર સુંદર ભરતકામ કરેલું હતું. તેના એક ખૂણા ઉપર પણ ભરતકામથી મુકુટ અને શસ્ત્રનાં ચિત્ર દોરેલાં હતાં. અરામીના મ્હોં ઉપર શરમના શેરડા પડયા અને તેણે ડાર્ટીના હાથમાંથી એ હાથરૂમાલ ઝુંટવી લીધો. આ ઉપરથી તેની સાથેના ત્રણ સૈનિકોમાંથી એકે કહ્યું: "કેમ ભાઇ ! મેડમ ડ બોઇ–ટ્રેસી સાથે તને સારાસારી નથી; તો પછી આ તેનો રૂમાલ તારી પાસે કયાંથી આવ્યો ? હવે તો તારાં ખોટાં બહાનાં નભી શકશે નહી !"

અરામીએ ડાર્ટો તરફ એવો કડક દૃષ્ટિપાત કર્યો કે, જાણે ડાર્ટો તેનો કટ્ટો શત્રુ હોય! પણ થોડીકવાર પછી શાન્ત વદન રાખીને તેણે કહ્યું: "મિત્રો! તમારી ભૂલ છે. આ રૂમાલ મારો નથી; અને આ ગૃહસ્થે તમને કોઇને આપવાને બદલે મારીજ આગળ તે કેમ ધર્યો, એ હું સમજી શકતો નથી. જુઓ, મારો રૂમાલ તો આ રહ્યો!" તેણે પોતાના ખિસ્સામાંથી એક રૂમાલ બહાર કાઢીને બધાને બતાવ્યો. એ રૂમાલ પણ રેશમી હતો અને ડાર્ટોએ આપેલા રૂમાલની કિનાર, ખરેખર તેના જેવીજ સુંદર ભરતકામ વાળી હતી પરન્તુ તેના એક ખૂણામાં મુકુટ અને શસ્ત્રનાં ચિહ્ન નહોતાં.

ડાર્ટોને આ ઉપરથી પોતાની ભૂલ સમજાઈ; પણ અરામીના મિત્રોને તેના ઉત્તર ઉપરથી ખાત્રી થઇ નહીં; આથી તેઓમાંના એક ગંભીરપણાનો ડોળ ધારણ કરીને કહ્યું: "જો તું કહે છે તેમજ હોય તો પછી આ રૂમાલ મારે લેવો પડશે. કારણ તું સારી પેઠ જાણે છે કે, બોઇ-ટ્રેસી મારો પરમપ્રિય મિત્ર છે; તેથી તેની સ્ત્રીની કોઇ વસ્તુને આમ રમકડાની માફક ગણવામાં આવે, એ હું પસંદ કરતો નથી."

અરામી: "તું આ માગણી ખોટી રીતે રજૂ કરે છે. તારા ઉદ્દેશને હું ન્યાયી લેખું છું પણ જે ઢબે તેં માગણી કરી છે તે જોતાં તો હું તને આ રૂમાલ નહીં આપું."

ડાર્ટોએ આ વખતે ખુલાસો કરવાના ઉદ્દેશથી કહ્યું: "ખરી વાત એમ છે કે મોં. અરામીના ખિસ્સામાંથી મેં આ રૂમાલ પડતાં જોયો નહતો. તેમનો પગ તેના ઉપર હતો અને તેથી મેં ધાર્યું કે, એ રૂમાલ તેમનો હશે."

અરામીએ કહ્યું: "તોપણ તમારી ભૂલ છે, મહાશય!" બાદ જે સૈનિકે રૂમાલ પોતાને હસ્તક લેવા કહ્યું હતું તેના તરફ જોઇને તે બોલ્યો: "વળી મેં આ બાબતમાં વિચાર કરી જોયો છે અને મોં. બોઇ-ટ્રેસી સાથે ભલે તને ગાઢ મિત્રતા હોય પણ મારે ને તેને કાંઇ ઓછી મૈત્રિ નથી, એટલે મારા ખિસ્સામાંથી આ રૂમાલ પડી જવાનો જેટલો સંભવ હોય તેટલોજ તારા ખિસ્સામાંથી પણ તે પડી જવાનો સંભવ છે."

"પણ અત્યારે તો હું પ્રતિજ્ઞા ઉપર કહું છું કે, મારા ખિસ્સામાંથી તે નથીજ પડયો."

"તું પ્રતિજ્ઞા લે છે અને હું મારા વચનનું પ્રમાણ આપું છું; એમ છતાં એક બાબત તો ચોક્કસ છે કે, આપણા બન્નેમાંથી કોઇકે પણ જૂઠું કહ્યું છે. હવે બધી પંચાત પડતી મૂકી, આપણે આ બાબતનો નિકાલ લાવવો જોઇએ. ચાલ, ચપ્પુ લાવ, આ રૂમાલ ફાડીને અર્ધો અર્ધો આપણે બન્ને વહેંચી લઇએ."

"શું રૂમાલ ફાડવો છે?"

"હા. ચોક્કસ."

બીજા બે સૈનિકોએ કહ્યું: "તદ્દન ખરો ન્યાય છે. જાણે સોલોમનનો ન્યાય! અરામી, ખરેખર તું બડો ચાલાક છે!"

આ ઉપરથી બધાએ ખડખડાટ હસી પડયા. આ પ્રમાણે હાસ્યથી આ પંચાતનો નિવેડો આવ્યો; કારણ, એમ કર્યા સિવાય છૂટકોજ નહતો. બાદ ચારે જણ આ વિષય પડતો મૂકીને છૂટા પડયા. અરામી એક દિશામાં અને તેના મિત્રો બીજી દિશામાં ગયા.

ડાર્ટોએ આ વેળા મનમાં વિચાર કર્યો, "અરામીને મારી રીતભાતથી ખોટું લાગ્યું હોય તો તેની માફી માગી તેને મનાવી

લેવાનો આ સારો મોકો છે" તે અરામીની પાછળ ગયો અને તેને સંબોધીને કહેવા લાગ્યો: "મહાશય અરામી! હમણાં બનેલા બનાવ સંબંધમાં જો મારી ભૂલચૂક થઈ હોય તો મને માફી આપશો."

અરામી: "જ્યારે તમે એ વાતનો ફરીથી ઉલ્લેખ કર્યો છે ત્યારે મારે કહેવું જોઇએ કે, એક ખાનદાન માણસને છાજતી રીતે તમે એ બાબતમાં વર્ત્યા નહતા."

ડાર્ટા: "શું મહાશય! તમે એમ ધારો છો કે—

અરામી: "હું એમ ધારૂં છું કે-તમે મૂર્ખ નથી અને તમે ગાસ્કનીમાંથી આવો છો તોયે તમને એ વાતની તો ખબર હશે કે, માણસો હાથરૂમાલ ઉપર કાંઇ પણ કારણ વિના પગ મૂકીને ઉભા રહેતા નથી. પારિસના રસ્તાઓમાં કાંઇ રૂમાલો જાજમની માફક પાથરેલા નથી હોતા!"

ડાર્ટાનો મિજાજ આ શબ્દોથી કાબૂમાં રહ્યો નહીં. તેણે શાન્ત રહેવા ઘણા યત્ન કર્યા પણ તે છતાં તેનાથી જરા વધારે જોરથી અને મોટા ઘાંટાથી બોલી જવાયું: "મહાશય! તમે મને ખોટી રીતે ઉતારી પાડો છો. હું ગાસ્કનીથી આવ્યો છું, એ વાત ખરી છે અને જ્યારે તમે એ વાત જાણો છો ત્યારે મારે તમને કહેવાની જરૂર નથી કે, અમારા લોકો કોઇ વાતમાં પોતાની ભૂલ થયલી જુએ છે ત્યારે તરતજ માફી માગી લે છે અને તેમ છતાં જો તેમને માફી નથી મળતી તો પછી તેઓ કાંઇ અપમાન સહન કરી રહેતા નથી."

અરામી: "મેં તમારા વિષે ટીકા કરી તેથી એમ સમજવાનું નથી કે, તકરાર કરવા ખાતરજ મેં તેમ કર્યું હતું. મારી

પ્રકૃતિ કાંઇ એવી નથી કે, હું વા સાથે પણ વઢી પડું. મારા શાન્ત સ્વભાવ માટે પરમાત્માનો આભાર માનું છું. પણ તેમ છતાં હું કહીશ કે, થોડાકજ વખત માટે હું બંદુકદાર બનેલો હોવાથી લઢવાની ફરજ પડે છે ત્યારે અંતરથી નાખુશ હોવા છતાંયે હું લઢવામાં પાછો પડતો નથી. પણ આ બાબતમાં એક એક સ્રીને વિષે ચર્ચા થવાથી તેની ગંભીરતા વધી છે."

ડાર્ટો: "તેમાં મારો શો દોષ હતો?"

અરામી: "તમે વગર વિચાર્યે એ રૂમાલ મનેજ શા સારૂ આપ્યો?"

ડાર્ટો: "તમે બેફિકરાઇથી તે શા સારૂ પાડી નાંખ્યો?"

"મેં ક્યારનુંયે કહી દીધું છે કે, એ મારા ખિસ્સામાંથી પડ્યો નહતો."

"મહાશય! એમ કહીને તમે બે વાર જૂઠું બોલ્યા છો. મેં ખરોખર જોઇ લીધું હતું કે, એ રૂમાલ તમારા ખિસ્સામાંથીજ પડ્યો હતો."

અરામીએ હવે સભ્યતા દૂર મૂકીને કહ્યું: "એમ? ત્યારે તેથીજ મારી સાથે આ ખોટી જીદમાં તું પડ્યો છે, ખરૂંને? એ ગાસ્કન્ જુવાન! સભ્યપણાની રીતભાત મારે તને શીખવવી પડશે, એમ લાગે છે!"

ડાર્ટો: "પાદરી બાવા! મારે તમને પ્રાર્થના–મંદિરમાં ધાર્મિક ભાષણો કરવા માટે પાછા મોકલવા પડશે! ચાલો, તમારી ઇચ્છા હોય તો અત્યારેજ કાઢો તમારી તરવાર બહાર—"

"ભલા માણસ! એમ ન લઢાય. જો તારે લઢવું હશે તો અહીં તો તેમ નહીંજ થઇ શકે. તું જોતો નથી કે, આપણે દ આરગુલોં પથિકાશ્રમ સામે ઉભા છીએ? અહીં તો કાર્ડિનલના

સેંકડો માણસો હોય છે. વળી કાર્ડિનલેજ તને અહીં મારી સાથે લઢવા અને લાગ આવ્યે મારૂં ડોકું ઉડાવી દેવા નહીં મોકલ્યો હોય, એની શી ખાતરી ? મારી એવી માન્યતા છે કે, મારા ધડ ઉપર મારૂં મસ્તક બહુ સારી રીતે શોભે છે, એટલે તે ફેંકી દેવાની મારી ઇચ્છા નથી. પણ તારા સંબંધી તેવું કાંઇ નથી, એટલે તારા પ્રાણ લેવામાં મને હરકત નથી; પણ હું અહીં તેમ નહીં કરૂં. એ માટે તો એક તદ્દન એકાન્ત જગ્યા પસંદ કરવી પડશે. એવી જગ્યાએ તારા મૃત્યુ માટે તું કોઇની આગળ બડાઇ મારી શકીશ નહીં."

"વારૂ. તેમ કરવું હોય તો તેમ; પણ તમારી તરવાર ચલાવવા સંબંધી બહુ વિશ્વાસુ ન બની જતા; હોં કે ? અને આ તમારો રૂમાલ તમારી પાસેજ રાખજો. તે તમારો હોય કે બીજાનો તેની મને તો દરકાર નથી; પણ કદાચ વખત આવ્યે તમને તે કામ લાગશે."

"વારૂ. વારૂ. એ બધું ડહાપણ દૂર રાખી સાંભળી લેઃ– ખરેખર બે વાગે મોં. ટ્રેવિલેના નિવાસાલય આગળ હું તારી રાહ જોઇશ અને ત્યાં તને આપણા દ્વન્દ્વ યુદ્ધ માટે ઉત્તમ જગ્યા અને ઘટતો વખત જણાવીશ."

એ પછી બન્ને જણે એક બીજાને નમન કર્યું. અરામી લુકસંબુરને રસ્તે ગયો; અને ડાર્ટા, અથો સાથેના યુદ્ધનો વખત પાસે આવતો જોઇને, 'કાર્મે–ડેશો' રસ્તા તરફ જવા લાગ્યો. તેણે સ્વગત કહ્યું: "હવે મારાથી પાછા પડાયજ નહીં ! જો મારૂં મરણ થશે તોપણ એક બંદુકદારને હાથે થશે, એથી મને સંતોષ થાય છે."

---

## પરિચ્છેદ ૫.

### ડાર્ટોનાં પરાક્રમ.



પારિસમાં ડાર્ટોને કોઇની સાથે ઓળખાણ નહોતી; આથી તે દ્વન્દ્વ યુદ્ધના નિયમો પ્રમાણે પોતાના કોઇ મિત્રને સાથે લીધા વિના એકલોજ અથો સાથે યુદ્ધ કરવા ગયો. અથો પોતાનો જે મિત્ર આણશે તે પ્રમાણિકજ હશે એમ તેનું માનવું હતું. વળી તે શૂરા સૈનિકની એકવાર ફરીથી માફી માગીને તેનું મન મનાવી લેવાનો પણ તેણે ઇરાદો રાખ્યો હતો. અર્થાત એમ કર્યાથી પોતે ક્ષુદ્ર છે અથવા તો તેની સાથે યુદ્ધ કરતાં ભય ધરે છે એવી રીતનું સમજી લેવામાં આવે નહીં તે પ્રમાણેજ માફી માગવાનો તેનો બેત હતો. પોતે તરુણ હતો. પોતે સશક્ત હતો અને તે જખમી તથા અશક્ત હતો, એથી પોતાનેજ જય મળશે એવો ગર્વ તેના મનમાં નહતો; પણ એમ છતાંયે જો પોતાને જય મળશે તો તેથી પોતે કાંઇ મોટું કાર્ય તો સાધેલું નહીંજ લેખાય એમ ધારીને તે ક્ષમા માગનાર હતો.

ડાર્ટો એક સામાન્ય માણસ નહતો. એ સાહસપ્રિય હતો, પોતાના કરતાં વધુ પરાક્રમી જોડે લઢવાનો તેને બહુ ઉમંગ હતો; પણ પોતાના પ્રતિસ્પર્ધીમાં કાંઇક સારો ગુણ જોતાં તેને માટે તેને લાગણી ઉપજતી. અથો માટે તેના મનમાં આવી એક લાગણી ઉપસ્થિત થઇ હતી. તેના સરખો મિત્ર સારો પણ દુશ્મન ખોટો એમ તેનું માનવું હતું. અથોની મુખમુદ્રાજ કહી આપતી કે તે મોટા મનનો હતો; શૂરવીર હતો. પારિસમાં પોતાને એવો

મિત્ર મળે, એ ડાર્ટોની ખાસ વાંચ્છના હતી. એમ છતાં એની સાથે યુદ્ધ કરવુંજ પડે તો તેણે નિશ્ચય કર્યો કે, તેથી ગભરાવું નહીં. પોર્થો અને અરામી માટે તેના મનમાં કશી ખળખળ નહોતી. કદાપિ તે બન્ને જણ સાથે એક સામટું યુદ્ધ કરવું પડે તોયે તે તૈયારજ હતો. અરામી શાન્ત પ્રકૃતિનો હતો, તેથી તેના પ્રતિ પ્રથમ તેને માન ઉપજ્યું હતું પણ તેની સાથેની વાતચિત પછી તેવું માન ડાર્ટોના મનમાં રહ્યું નહીં. પ્રસંગ આવ્યે તેના સુંદર દેખાતા મોઢા ઉપરજ તરવારનો એક વાર કરીને તેની સુંદરતાનો ગર્વ હમેશને માટે ઉરાડી શકાશે, એવી તેને હિમ્મત હતી.

ડાર્ટો, "કાર્મે–ડેશો" આગળ આવી પહોંચ્યો ત્યારે પવન સખ્ત ફૂંકાતો હતો. તે નિયત કરેલે સ્થાને ઉભો રહ્યો તે પછી પાંચેક ક્ષણમાં અથો આવી પહોંચ્યો. તેના જખમ ઉપર મોં. ટ્રેવિલેના ડાકટરે ફરીથી પાટો બાંધ્યો હતો, તેથી તેને દુઃખ થતું હતું; પણ તેની શાન્તવૃત્તિ કાયમ હતી અને હમેશ પ્રમાણે તેના મ્હોં ઉપરનાં મોટાઇનાં ચિહ્ન દૂર થયલાં નહતાં. ડાર્ટો પોતાના પ્રતિસ્પર્ધીની વાટ જોતો એક મોટા પત્થર ઉપર બેઠો હતો. અથોને જોઇને તે સભ્યતાથી ઉઠીને ધીમે ધીમે તેની પાસે ગયો. તેણે તેને નમન કર્યું. અથોઃ "યુવક ! મેં મારા બે મિત્રોને અત્રે આવવા કહ્યું હતું પણ હજી સુધી તેઓ કેમ આવ્યા નહીં તેની મને અજાયબી ઉપજે છે; તેઓ ભૂલચૂક કરે એવા તો નથી."

ડાર્ટોઃ "અત્રે મારો કોઇ મિત્ર નથી. હું કાલે જ આ શહેરમાં આવ્યો છું. એટલે માત્ર મોં. ટ્રેવિલે સિવાય બીજા કોઇને હું ઓળખતો નથી. મારા વડીલને તે નામદાર સાથે ઘણો સ્નેહ છે અને તેથી તેમણે મને તેમની પાસે જ મોકલ્યો હતો."

અથોઃ "ટ્રેવિલે સિવાય બીજા કોઇને તું ઓળખતો નથી?"

"ના."

અથોઃ "ત્યારે તો મને ખેદ થાય છે કે, તું જો મારે હાથે માર્યો જઇશ તો મેં એક છોકરાને માર્યો એવું કહેવાશે."

"એવું કાંઇ નથી; કારણ તમને આવડો મોટો જખમ થયો છે તેમ છતાં તમારે લઢવું પડશે, એથી કાંઇ તમને ઓછી અગ-વડ પડવાની નથી."

"જખમ તો સખ્ત છે. તેમાં પણ તેં દુખાડયા પછી વિ-શેષ પીડા થાય છે; પરન્તુ હું ડાબે હાથે લઢનાર છું. આવું કાંઇ થાય છે ત્યારે મને ડાબે હાથે લઢવાનો મહાવરો છે. એથી હું તારા ઉપર ઉપકાર કરૂં છું એમ તું માનીશ નહીં. ઉલટું એથી તને એક પ્રકારે નુકશાન છે. બન્ને હાથે હું તરવાર સારી રીતે ચલાવી જાણું છું. જેને ડાબે હાથે લઢવાની ટેવ ન હોય તે માણસને જો મારા જેવા સાથે લઢવું પડે તો હમેશાં મોટો ત્રાસ ઉપજે. આ વાત જો હું તને પ્રથમથી ન જણાવું તો ખરાબ દેખાય, એમ ધારીને તને ચેતાવું છું."

"મહાશય! એ સૂચના માટે હું તમારો આભાર માનુંછું."

અથોઃ "તારી નમ્રતાથી હું મોટા ઘોંટાળામાં પડી જાઉં છું. તું કોઇ બીજી વાતચિત શરૂ કર. સ્-સ્-સ્! કેવી આ પીડા! મારો હાથ બહુ દુખે છે અને તેં મને ધક્કો પણ કેટલા બધા જોરથી માર્યો હતો!"

ડાર્ટો બ્હીતો બ્હીતો બોલ્યોઃ "જો તમારી પરવાનગી હોય-"

"શેની પરવાનગી?"

"મારી પાસે એક અદ્ભુત મલમ છે. મારી માતાએ મને

તે આપ્યો છે. કોઇ પણ જખમ ઉપર તે ચોપડયાથી થોડીકજ ક્ષણમાં ચમત્કારિક ફેરફાર થઇ જાય છે. તેનો ઉપયોગ કરવાની તમારી ઇચ્છા હોય તો હું તે આપવા તૈયાર છું. તે લગાડયાથી અત્યારે તમારી પીડા ઓછી થશે અને ત્રણ દિવસમાં તો તમને જરૂર આરામ થઇ જશે. જો તમને વાંધો ન હોય તો હું ત્રણ દિવસ પછી લઢવા તૈયાર છું."

આ વાક્યો ડાર્ટાએ એવા સરળપણાથી ઉચ્ચાર્યાં કે, તેના ધૈર્ય માટે અને વિનય માટે એથોને માન ઉપજયું. તેણે કહ્યું:— "ખરેખર, તારી આ રીતભાતથી મને સંતોષ ઉપજે છે. તારા કહેવા પ્રમાણે વર્ત્તવા હું ખુશી છું; કારણ તારૂં ભાષણ એક વીરને છાજે એવું છે. આ પ્રમાણેજ પૂર્વ કાળના વીરનર બોલતા અને વર્ત્તતા. પણ હવે પૂર્વના વીર પુરુષો અને રાજાઓ રહ્યા નથી. હવે તો કાર્ડિનલનું રાજ ચાલે છે; અને આપણે આપણો વિચાર ગુપ્ત રાખીને ત્રણ દિવસ પછી લઢવાનું ઠરાવીએ તોપણ એ વાત બહાર પડયા સિવાય રહે નહીં; આથી ત્રણ દિવસ સુધી થોભી જવાય તો નહીંજ. મારા મિત્રો હજી સુધી કેમ આવ્યા નહીં ?"

"તમને ઉતાવળજ હોય અને મારો નિકાલ ઝટ કરી દેવાની ઇચ્છા હોય તો તમારા મિત્રોની રાહ ન જોતાં યુદ્ધ શરૂ કરશો તો મને વાંધો નથી."

"ખરેખર, યુવક ! તારો એકેકે બોલ સુવર્ણ જેવો છે. એવું બોલવા માટે એકલી બુદ્ધિજ નહીં પણ અંતઃકરણ પણ જોઇએ. તારા પ્રત્યે મને માન ઉપજે છે. યુદ્ધમાં જો આપણે એકમેકને ઠાર કરીશું નહીં તો યુદ્ધ પછી તારી સાથે સ્નેહ કરવામાં મને ઘણો આનંદ થશે. તને જો હરકત ન હોય તો મારા

મિત્રો આવે ત્યાં સુધી આપણે યુદ્ધ નહીં કરીએ. મને ઉતાવળ નથી. વળી એકાદ મિત્ર વિના દ્વંદ્વ યુદ્ધ કરવું, વાજબી થઇ પડે નહી. અહો ! એક તો પેલો સામેથી આવે ?

એટલામાં સામેથી પોર્થો આવતો જણાયો. ડાર્ટાએ તેને જોઇને અથોને કહ્યું: "શું પોર્થો તમારા મિત્ર તરીકે અહીં હાજર રહેનાર છે ?"

"હા. તેથી તને કાંઇ વાંધો છે ?"

"બિલકુલ નહીં."

અથોઃ "અને પેલો મારો બીજો મિત્ર પણ આવ્યો !"

અથોએ જે દિશામાં આંગળી કરી તે તરફ જોતાં ડાર્ટાને જણાયું કે, સામેથી અરામી આવતો હતો.

ડાર્ટાઃ "અરામી તમારા બીજા મિત્ર છે શું ?"

"હા, અમે ત્રણે જણ ખાસ મિત્ર છીએ. આખું પારિસ જાણે છે કે, અમે ત્રણ એક બીજાથી કદી વિખૂટા પડતા નથી. અમારી ત્રિપૂટીને "અભેદ્ય ત્રિપૂટી" કહેવામાં આવે છે. આ વાતની તને કયાંથી ખબર હોય ?"

એટલામાં પોર્થો ત્યાં આવી પહોંચ્યો અને તેણે અથોને નમન કર્યું. બાદ તેની નજર ડાર્ટા તરફ જતાં તે અજાયબી પામ્યો. પોર્થોએ આ વખતે પોતાનો નકસીદાર કમરપટ્ટો પહેરેલો ન હતો અને પોતાનો ઝભ્ભો પણ સાથે આણ્યો નહતો.

તેણે કહ્યું: "વાહ ! આનો શો અર્થ ?"

અથોઃ "જેની સાથે હું યુદ્ધ કરવાનો છું તેજ આ યુવક."

પોર્થોઃ "મારે પણ તેની સાથે યુદ્ધ કરવાનું છે."

ડાર્ટાઃ "પણ એક વાગતા પહેલાં નહીં."

અરામી એ વખતે ત્યાં આવી પહોંચીને બોલ્યો: "મારે પણ આની સાથે લઢવાનું છે."

ડાર્ટો: "બે વાગ્યા પહેલાં નહીં."

અરામી: "અથો, તું તેની સાથે શા માટે લઢનાર છે?"

અથો: "તેણે મારો ખભો દુખાડયો તેથી. અને તું શા માટે લઢવાનો છે, પોર્થો?"

પોર્થો: "મારે લઢવુંજ છે, એ માટે."

અથોની નજર આ વખતે ડાર્ટો તરફ જતાં તેણે જોયું કે, તેના વદન ઉપર મંદ હાસ્યરેખા ફરકી રહી હતી.

અથોએ તેના તરફ જોયું એટલે તે બોલ્યો: "અમારે પોષાક સંબંધી જરાક તકરાર થઇ હતી."

બાદ અથોએ અરામીને પૂછયું: "તારે આ યુદ્ધ-પ્રસંગ કેમ આવ્યો, મિત્ર!"

અરામીએ ડાર્ટો તરફ નજર કરી, પોતાની તકરારનું મૂળ કારણ છૂપાવી રાખવાની ઇશારત કરી અને તે પછી અથોને જવાબ દીધો: "અમારે ધર્મવિષયક ચર્ચામાંથી તકરાર થવા પામી હતી."

અથોએ ડાર્ટોના વદન ઉપર વળી પાછું મંદ હાસ્ય જોયું. તેણે પૂછયું: "શું આ ખરૂં છે કે?"

ડાર્ટો: "હા, ઑગસ્ટાઈન સાધુના એક મુદ્દા ઉપર અમે બન્ને એકમત થઈ શકયા નહીં."

અથો સ્વગત બોલ્યો: "ખરેખર, આ કોઇક ચબરાક વ્યક્તિ છે!"

એ પછી ડાર્ટોએ ગંભીરતાથી સર્વને કહ્યું: "હવે જયારે આપણે સર્વ અહીં એકત્ર થયા છીએ ત્યારે હું સર્વની એક સામટી માફી માગી લઉં છું."

'માફી' શબ્દ સાંભળીને અથોની ભ્રકુટી જરાક વક્ર બની; પોર્થાના ચહેરા ઉપર તિરસ્કારદર્શક હાસ્ય ચમક્યું અને અરામીએ ઈન્કાર કરતાં માથું હલાવ્યું.

ડાર્ટો: "મારા કહેવાનું તાત્પર્ય તમારા લક્ષમાં હોય એમ જણાતું નથી. તમારૂં પ્રત્યેકનું કરજ જો હું ફેડી શકું નહીં તો તે બદલ મને માફી આપશો, એમ હું કહેવા માગું છું. કારણ મને ઠાર કરવાનો પહેલો હક્ક અથોનો છે. એથી પોર્થો, તમારા શૌર્યની કસોટીનો તમને પ્રસંગ મળશે નહીં અને અરામી, તમારી પણ એવીજ સ્થિતિ થશે. પરિણામે એજ મુદ્દા ઉપર હું તમારી સર્વની માફી માગું છું. હવે મને યુદ્ધ કરવામાં વાંધો નથી; માટે સાવધાન!"

ડાર્ટોએ આવેશમાં આવી જઇને પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી. અત્યારે તેનો આવેશ એવો વધી ગયો હતો કે, ફ્રાન્સના બધા બંદુકદાર સૈનિકો તેની સામે આવે તોપણ તે લઢવાને તૈયાર હતો.

બરાબર સવાબાર વાગ્યા હતા. સૂર્યનારાયણ આકાશની મધ્યમાં જઈ પહોંચ્યા હતા અને યુદ્ધ માટે જે જગ્યા પસંદ કરવામાં આવી હતી તે તદન ખુલ્લી હોવાથી ત્યાં પુષ્કળ તાપ પડતો હતો.

અથોએ પોતાની તરવાર કાઢતાં કાઢતાં કહ્યું: "તાપ સખ્ત પડે છે, તોપણ મારી બંડી હું કાઢી શકું નહીં. મને લાગે છે કે, મારા જખમમાંથી અત્યારે લોહી વહે છે પણ આ ગૃહસ્થે તે લોહી પોતાના ઘાથી કાઢેલું ન હોવાથી તેની નજરે તે લોહી પડે એ ઠીક નહીં."

ડાર્ટો: " મહાશય ! તમારું કહેવું ખરું છે. પણ હું તમને ખાત્રી આપું છું કે, તમારા જેવા શૂરવીર ગૃહસ્થના શરીરમાંથી લોહી નીકળેલું જોઇને મને દિલગીરીજ ઉપજશે. આથી હું પણ મારી ખંડી કાઢતો નથી. "

પોર્થો: " હવે તમારૂં બેનું ડહાપણ બંધ કરો તો ઠીક. અમે લડવાને ખોટી થઇ રહ્યા છીએ, એ ભૂલશો નહીં !"

અરામી: " આવું ઉદ્ધત ભાષણ, તારો વારો આવે ત્યારે કરજે. સમજ્યો? બાકી મને તો એ બન્નેનું બોલવું ખરેખર: વીર ગૃહસ્થોને શોભે એવું લાગે છે. "

અથોએ ડાર્ટોને કહ્યું: " હોશિયાર ! "

ડાર્ટો: " ખબરદાર ! "

બંને જણની તરવારોની અણી ભાગ્યેજ એક બીજીને અડકી હશે. એટલામાં કાર્ડિનલના સૈનિકોની એક ટુકડી સામેથી આવતી જણાઇ. પોર્થો અને અરામી બોલી ઉઠયા: " અરે, તરવારો મ્યાનમાં નાંખી દો. કાર્ડિનલના સૈનિકો આવ્યા ! "

પણ આ ચેતવણી નકામી હતી. સૈનિકો બહુજ પાસે આવી લાગ્યા હતા અને તેઓએ આ બેને લઢતા જોયા હતા.

એ ટુકડીનો અધિકારી મોં. જુસાક હતો. તેણે બૂમ પાડી: " ઉભા રહો ? એકદમ યુદ્ધ બંધ કરો ! કોણ છો તમે ? બંદુકદારો ! શું મહારાજાનો હુકમ ભૂલી ગયા છો ? દ્વન્દ્વ યુદ્ધની પરવાનગી તમને કોણે આપી છે ? "

આગલે દિવસે થયલા યુદ્ધમાં જુસાક પણ હતો. અથોએ તેને જોઇને તિરસ્કારપૂર્વક કહ્યું: " તારી જોહુકમી બંધ રાખ, જુસાક ! તું આવી રીતે કોઇની સાથે લઢતો અમારી નજરે પડે તો અમે કાંઇ તને અટકાવીએ નહીં. આવા પ્રસંગ તો બધાયેને

આવે છે. તું તારે રસ્તે ચાલ્યો જા; નહીંતર અમારી આડે આવવા માટે તને નુકશાન થશે. ”

જુસાક્: “ એ ગરબડ નહીં ચાલે ! ફરજ આગળ બધા તર્ક નક્કામા છે. હું દિલગીર છું કે, મારે તમને આ યુદ્ધ બંધ કરવા હુકમ કરવો પડે છે. ચાલો, તમારી તરવારો મ્યાનમાં નાંખો અને અમારી પાછળ કાર્ડિનલ સાહેબ પાસે આવો. ”

અરામીએ કહ્યું: “ સજ્જન ! અમારા હાથમાં બધી બાજી હોત તો અમે ખુશીથી તારી વિનયી માગણીને માન આપત; પણ મોં. ટ્રેવિલેએ અમને તેમ કરવા ના પાડી છે. અમે તો અહીંથી યુદ્ધ કર્યા વિના ખસનાર નથી. તારે ફાવે તે કર; પણ હું તને ચેતવણી આપું છું કે, અમારી બાબતમાં માથું નહીં મારવામાંજ તને લાભ છે. ”

આ જવાબથી જુસાક્ વધારે ગુસ્સે થયો. તેણે કહ્યું: “ ત્યારે તમે તાબે થવા ના પાડો છો, ખરૂંને? મારે લાચારીથી તમારી ઉપર શસ્ત્ર ચલાવવાં પડશે. ”

અથોએ અરામીને ધીમેથી કહ્યું: “ એ પાંચ જણા છે અને આપણે ફક્ત ત્રણ જણા છીએ. એમની સાથે લઢીશું તો જરૂર આપણો પરાજય થશે; પણ તે છતાંયે પકડાવા કરતાં અહીં મરવું બહેતર છે. મેં તો નિશ્ચય કર્યો છે કે, પરાજિત થઇને મોં. ટ્રેવિલેને મોઢું બતાવવા કરતાં મરવુંજ સારૂં છે. ”

અથો, પોર્થો અને અરામી, એ ત્રણે જણ એક બાજૂએ સાથે સાથે ઉભા રહ્યા. જુસાક્ પણ પોતાના સૈનિકોને એક હારમાં તેમની સામે ગોઠવીને પોતાની તરવાર કાઢીને ઉભો રહ્યો. ડાર્ટાના મનમાં અત્યારે એક જબરી ગુંચવણનો પ્રશ્ન ઉભો થયો.

અત્યારે એ બાબતનું નિરાકરણ તેણે કરવાનું હતું કે, " મારે કોનો પક્ષ લેવો? કાર્ડિનલનો કે મહારાજાનો ?" અત્યારે તે જેનો પક્ષ લે, તેનાજ પક્ષમાં તેણે પારિસમાં પોતાનું આખું જીવન ગાળવું જોઇશે. જુસાક્ની સાથે તે મળી જાય તો કાર્ડિનલના પક્ષમાં અને અથો વિગેરે સાથે તે મળી જાય તો મહારાજા સાહેબના પક્ષમાં તેણે રહેવું જોઇશે. વળી યુદ્ધ કરવું એ ગેરકાયદેસર હતું પણ અહીંથી નાસી જવું એ બાયલાપણું હતું. અનેક વિચારોનાં દ્વન્દ્વ તેના મનમાં જાગ્રત થયાં. કોઈપણ નિશ્ચય તો અત્યારે કરી દેવોજ જોઇએ. શું કરવું ? કોનો પક્ષ લેવો ? આખરે તેણે એક નિશ્ચય કર્યો. અથો તરફ જોઇને તે બોલ્યો: " મહાશય, તમારી પરવાનગી હોય તો તમારા શબ્દોમાં હું સુધારો કરાવવા ઇચ્છું છું. તમે કહો છો કે, તમે ત્રણજ જણ છો. પણ મને લાગે છે કે, આપણે ચાર જણ છીએ. "

પોર્થો: " પણ તું કાંઇ અમારો મિત્ર નથી. "

ડાર્ટો: " તમારી ભૂલ છે. મોં. ટ્રેવિલે મારા વડીલના સ્નેહી છે અને તમે મોં. ટ્રેવિલેના સૈનિકો છો. આજે જ મોં. ટ્રેવિલે સાથે હું અમુક વાતચિત કરી આવેલો છું. આથી મારૂં હૃદય બંદુકદારો પ્રત્યે મને આકર્ષે છે. ગૃહસ્થો ! મને તમારો મિત્ર ગણજો. "

જુસાક્: " એ તરુણ ગૃહસ્થ ! અહીં તારૂં કામ નથી. અમે તને જવાની રજા આપીએ છીએ. આ લોકો સાથે અમે અમારી મેળેજ ભાંજગડ પતવી લઇશું. "

ડાર્ટો પોતાની જગ્યાએથી ખસ્યો નહીં. અથોએ તેનો હાથ દાબીને કહ્યું: " ખરેખર, તું હિમ્મતવાન છે. "

જુસાક: “ ચાલો, હવે શું કરવા વિચાર છે તે જણાવી દો. વખત ખોવામાં સાર નથી. ”

પોર્થોએ અરામીને કહ્યું: “ મિત્ર ! આપણે આ તરુણ સંબંધી શો નિર્ણય કરીશું ? ”

ત્રણે જણે ડાર્ટો સંબંધી મસલત કરી. તેમને ભય લાગ્યો કે, તે અનુભવી નથી એટલે કદાચ આ યુદ્ધમાં માર્યો જશે તો ? પણ અથોને તેના સંબંધી વિશ્વાસ ઉત્પન્ન થયો હતો એટલે તેણે કહ્યું: “ તેને આપણી સાથે સામેલ કરવામાં કાંઇ વાંધો નથી. ”

ડાર્ટો: “ ગૃહસ્થો, મારી કસોટી કરવામાં તમને કાંઇ નુકશાન નથી. હું પ્રતિજ્ઞા લઉં છું કે, જય મેળવ્યા વિના હું અહીંથી એક તસુ પણ આગળ ખસનાર નથી. ”

અથો: “ ધન્ય છે તને, ઉદાર પુરુષ ! તારું નામ શું છે? ”

“ ડાર્ટો ! ”

“ વારુ; ત્યારે અથો, પોર્થો, અરામી અને ડાર્ટો ! ચાલો યુદ્ધ શરૂ કરો. ”

જુસાક: “ ગૃહસ્થો ! તમે લઢવાનોજ નિશ્ચય કર્યો કે ? ”

અથો: “ હા. ”

જુસાક: “ ત્યારે તમારે મારો હુકમ નથી માનવો, ખરુંને ? ”

અથો: “ એમાં તને આશ્ચર્ય શેનું ઉપજે છે ? ”

એમ કહીને અથો તરવાર સાથે આગળ ધસ્યો. જુસાક તરફના પાંચ અને અથો તરફના ચાર, એમ મળીને એકંદર નવ યોદ્ધાઓ વચ્ચે આ વખતે ઝપાઝપી શરૂ થઇ. અથોએ પોતાના પ્રતિસ્પર્ધી તરીકે કાહુસાક નામના એક સૈનિકને પસંદ કર્યો. એ માણસ કાર્ડિનલનો એક ખાસ પ્રિય માણસ હતો. પોર્થોએ બિકારેટ નામના માણસને પસંદ કર્યો; અરામી બીજા બે સૈનિકો સાથે અને ડાર્ટો જુસાક સાથે લઢવા લાગ્યો.

યુવાન્ ગાસ્કન્‌નું હૃદય આ યુદ્ધ વખતે ધડકવા લાગ્યું. હૃદયનો આ ધડકાટ, કોઇ જાતના ભયથી નહીં; પરન્તુ ઔત્સુક્યને પરિણામે પેદા થયો. તે એક ઝનૂની વાઘની પેઠે ઝઝુમવા લાગ્યો. ઘડીએ ઘડીએ તે આમ તેમ કુદકારા મારતો પોતાના પ્રતિસ્પર્ધીને જગ્યા બદલાવતો. જુસાક્ એક કુશળ યોદ્ધા તરીકે જાણીતો હતો. તેને ડાર્ટો સાથે પ્રસંગ પડયાથી જણાયું કે, તે તરુણ એક સામાન્ય છોકરા જેવો નથી; પણ એક ચપળ, ઉત્સાહી, અને તરવાર ચલાવવામાં નિડર તરુણ છે. વળી યુદ્ધના સ્વીકારાયલા નિયમો જાણે આ વખતે દૂર મૂકીને તે દરેક બાજૂએથી હુમલા કરતો હતો. આવા ભયંકર પ્રતિસ્પર્ધી સામે ચાતુર્યથી કામ લેવાની જુસાક્‌ને જરૂર જણાઇ. તે પણ સંભાળથી પોતાનું સંરક્ષણ કરવા લાગ્યો. પણ આખરે તેની ધીરજ ખૂટી. તે જેમ જેમ વધારે સંભાળ રાખવા લાગ્યો તેમ તેમ ડાર્ટોના આડાઅવળા ઘાથી તે વધુ મુંઝવણમાં પડતો ગયો. જેને તે એક છોકરોજ લેખતો હતો તેની આ ચાલાકીથી અકળાઇ જઇને તેણે પણ આડાઅવળા ઘા કરવા માંડયા; પણ તેથી ડાર્ટો ગુંચવાયો નહીં. જુસાક્‌ને તેની લડત પદ્ધતિ વિનાની લાગી પણ ડાર્ટો અમુક પદ્ધતિ સાથે પોતાના પ્રતિસ્પર્ધીને મુંઝવવાના હેતુથીજ ઘા કર્યો જતો. જુસાક્ તેનો અંત આણવા ઇચ્છતો હતો. તેણે આગળ કુદકો મારીને ડાર્ટો તરફ એક સખ્ત પ્રહાર કરવા તૈયારી કરી અને જેવી તેની તરવાર ઉંચી ગઇ કે ડાર્ટો નીચો વળીને તેના આગળથી એક સર્પની માફક ઘસડાઇને ખસી ગયો. જુસાક્‌નો પ્રહાર અફળ ગયો અને તેજ વખતે ડાર્ટોએ લાગ સાધીને તેના ઉપર કરેલો પ્રહાર વિજયી નીવડયો. જુસાક્ સખ્ત રીતે ઘવાઇને જમિન ઉપર પડી ગયો.

પોતાના પ્રતિસ્પર્ધીને હરાવીને ડાર્ટોએ પોતાની આસપાસની નાની રણભૂમિ ઉપર નજર નાંખી તો તેને જણાયું કે, અરામીએ પોતાના બે પ્રતિસ્પર્ધીઓમાંથી એકને ઠાર કર્યો હતો; પણ તેની સામેનો બીજો સૈનિક ખૂબ આવેશથી લઢતો હતો. બિકારેટ અને પોર્થો એક બીજાને પૂરા પડે એવા જણાયા. પોર્થોને એક હાથ ઉપર જખમ થયો હતો જ્યારે બિકારેટને ઝાંઘ ઉપર જખમ થયો હતો. એ જખમ સામાન્ય હતા અને બન્ને જણા કોઇથી ગાંજયા ગયા વિના, એકજ જાતના ઝનૂનથી લઢયા જતા હતા. ડાર્ટોએ અથો તરફ નજર કરી તો તેને જણાયું કે, તેને કાહુસાકે વધુ જખમી કર્યો હતો; અને તે વધારે ફિક્કો બની ગયો હતો. આમ છતાં તે એક સિંહની પેઠે લઢતો હતો.

દ્વન્દ્વ યુદ્ધના નિયમાનુસાર પોતાના પ્રતિસ્પર્ધીને મહાત કરીને કોઇપણ યોદ્ધો પોતાના ગમે તે મિત્રને મદદ કરી શકે. તેણે અને અથોને મદદ કરવાનો નિશ્ચય કર્યો. અચાનક તે વખતે તેની અને અથોની નજર એક થઇ. એ નજર ભાવભરી હતી. અથોનો સ્વભાવ એવો નહતો કે, તે કોઈની મદદ માગે. મરવું બહેતર પણ પોતાના બચાવ માટે બીજા આગળ મદદ માગવી એ કાય-રતા સમાન તે લેખતો; પણ તેને થોડી વિશ્રાન્તિની જરૂર હતી. થોડીક ક્ષણ તે આ ઝપાઝપીમાંથી છૂટો થાય તો પુનઃ બેવડા જોરથી તે લઢે એમ હતું. તેના મનનો એ ભાવ જાણે તેની આંખમાંથી બહાર નીકળી ડાર્ટો પ્રત્યે ગયો હોય એમ જણાયું. ડાર્ટોએ આથી, અથોની અને પોતાની નજર મળ્યા બાદ તરત જ કાહુસાક સામે જઇ, તેને કહ્યું: " મહાશય! હોશિયાર; નહીંતર મર્યો ઠાર!"

કાહુસાક તેના તરફ વળ્યો. ડાર્ટાએ તેની સાથે ઝપાઝપી શરૂ કરી દીધી. અથો થોડીકવાર શાન્ત રહ્યા પછી બોલ્યોઃ "મિત્ર ડાર્ટા ! એને મારી નાંખીશ નહીં. માત્ર તેને શસ્રરહિત કરી દેજે. મારે એક જૂનું વેર તેની સાથે પતવવાનું છે. વાહ ! ઠીક કર્યું. એમ–એમ–ઠીક ! એની તરવાર કેટલે બધે દૂર પડી ! શાબાશ !"

કાહુસાકની તરવાર લગભગ ૨૦ કદમ દૂર જઇ પડયાથી અથોએ ખુશાલીમાં આવી જઇને ઉપલા ઉદ્‌ગાર કાઢયા હતા. કાહુસાક પોતાની તરવાર લેવા ધસ્યો પણ ચંચળ ડાર્ટા તેને ફાવવા દે તેવો નહતો. તેણે તેના કરતાં પહેલાં પહોંચીને તરવાર ઉપર પોતાનો પગ મૂકી દીધો ! કાહુસાક આથી ઝનૂની બનીને પોતાના એકાદ સાથીની તરવાર શોધવા દોડયો. અરામીએ જે સૈનિકને મારી નાંખ્યો હતો તેની તરવાર લઇને તે ડાર્ટા તરફ ધસી જતો હતો પણ આ વખતે સ્થસ્થ થયલો અથો તેની આડે આવ્યો. ડાર્ટા, અથો પાસે આવવા જતો હતો એટલામાં તો અથોના એક સખ્ત પ્રહારનો ભોગ થઇને કાહુસાક જમિન પર પટકાઇ પડયો. અથોની તરવાર તેના ગળાની અંદર પેસી ગઇ હતી !

થોડીકવારમાં અરામી પણ છૂટો થયો. તેણે તેના પ્રતિસ્પર્ધીને ચતોપાટ પાડી નાંખીને તેની છાતી આગળ તરવાર ધરી રાખી અને તેની પાસે હાર કબૂલાવી. આ પછી માત્ર પોર્થા અને બિકારેટ વચ્ચેનું યુદ્ધ ચાલતું રહ્યું. પોર્થા, બિકારેટની વારંવાર ઘણીએ મશ્કરી કરીને તેનું ધ્યાન આડું દોરવવા મથતો; પણ તે એક જબરો લઢવૈયો હોવાથી પોર્થાની હિકમતો ફળીભૂત થઇ નહીં. પણ હવે આ લડતનો અંત લાવવાની જરૂર હતી. અથા-

નક કાર્ડિનલના બીજા સૈનિકો આવી પહોંચવાનો અને બધાએ યોદ્ધાઓને કેદ પકડાઇ જવાનો ઘણો સંભવ હતો. આથી અથો અરામી અને ડાર્ટો, પોર્થોની મદદે જઇ ચઢયા. તેઓએ બિકારેટને ઘેરી લીધો અને શરણે આવવા માગણી કરી. બિકારેટની ઇચ્છા, આ બધાએની સાથે લઢવાની હતી; પણ જુસાકે બૂમ મારીઃ "શરણે જા." જુસાક્‌ને ડાર્ટોએ ઘાયલ કરેલો હતો પણ હવે તેના ઘાની પીડા કાંઇક નરમ થવાથી તે થોડોક સ્વસ્થ થયો હતો. બિકારેટને તેણે હુકમ કર્યો પણ તે જાતે ગાસ્કન્‌ હતો અને ગાસ્કનીનું પાણી જાય, એ તેને રૂચ્યું નહીં; એટલે જુસાકનો હુકમ તેણે ગણકાર્યો નહીં. તે પોતાને ઘેરી લેનારાઓની વચ્ચે એવી રીતે ઉભો રહ્યો કે, જયાંથી દરેક જણની બરોબર ખબર લઇ શકાય.

જુસાકે તેને ફરીથી કહ્યું: "બિકારેટ, માને છે કે નહી? તારી તરવાર સોંપી દે તેઓને!"

બિકારેટ જે જગ્યાએ ઉભો હતો તે જગ્યા ઉપર પોતાની તરવાર ધરી રાખીને બાઇબલમાંનાં વાકયોની ઢબે બોલ્યોઃ "પોતાના બધા સાથીદારોમાંનો સૌથી છેલ્લો લઢવૈયો બિકારેટ અહીં—અહીંજ પોતાનો પ્રાણ જતાં સુધી યુદ્ધ કરીને મરણને શરણ થશે."

જુસાક્ઃ "હું તારા ઉપરી તરીકે તને ફરમાવું છું કે— હથિયાર મૂકી દે."

બિકારેટે ગુસ્સામાં હોઠ કરડયો અને જવાબ દીધોઃ "તમારો હુકમજ છે તો હું લાચારીથી તેને તાબે થાઉં છું."

તેણે પોતાની તરવાર પોતાના શત્રુઓને આપી નહીં પણ જેમ દરેક શૂરવીર કરે છે તેમ એક છલંગ મારીને પોતાની

તરવાર પોતાના ઘુંટણ સાથે અફાળીને તેના બે ટુકડા કરી નાંખ્યા ! એટલુંજ નહીં પણ તે ટુકડાઓ તેણે દૂર ફેંકી દીધા અને યુદ્ધના એક સંગીતના રાગની મોઢાવતી સિસોટી બજાવતો બજાવતો પોતાના બન્ને હાથની અદબ વાળીને તે ઉભો રહ્યો !

બહાદૂરીને સર્વત્ર માન મળે છે. દુશ્મનો પણ બહાદૂરને હમેશાં ઘટતું માન આપે છે. બંદુકદાર સૈનિકોએ પોતાની તરવારોથી બિકારેટને સલામી આપ્યા બાદ તે તરવારો મ્યાનમાં નાંખી ! ડાર્ટાએ પણ તેમનું અનુકરણ કર્યું. એ પછી, બિકારેટની મદદથી તેણે ઘવાયલા શત્રુઓને તેમજ અરામીએ મારેલા સૈનિકના શબને ઉઠાવીને ' કાર્મે-ડેશો ' આશ્રમમાંના માણસોને સોંપ્યાં. આ કાર્યમાંથી પરવાર્યો બાદ પોતાના મિત્રો સાથે ડાર્ટાએ મોં. ટ્રેવિલેના નિવાસાલય તરફનો રસ્તો લીધો.

અથો, પોર્થો, અરામી અને ડાર્ટાનું ચતુષ્ટય, આનંદાવેશમાં શત્રુઓની ચાર તરવારો લઇને, એક બીજાના હાથમાં હાથ ઘાલીને, રસ્તામાં મોટેથી ઘાંટા પાડીને, વાતોચિતો કરતું કરતું જતું હતું. આ ચતુષ્ટય સાથે માર્ગમાંના બીજા બંદુકદાર સૈનિકો પણ ભળ્યા અને જાણે એક મોટી વિજય-સેના જતી હોય તેમ સર્વે જણ મોં. ટ્રેવિલેના નિવાસાલય આગળ પહોંચ્યા.

ડાર્ટાએ પોતાના નવીન મિત્રોને કહ્યું: “ હજી જો કે હું બંદુકદાર બન્યો નથી તોપણ હું શું એક ઉમેદવાર તરીકે ગણાઇ શકું નહીં ? ”



## પરિચ્છેદ ૬.

### 'ન્યાયી લુઇ'ના ન્યાયનાં દૃષ્ટાંત !



આ યુદ્ધ–પ્રસંગથી ભારે ધાંધલ ઉભું થયું. મોં. ટ્રેવિલેએ પોતાના સૈનિકોની પ્રકટપણે ખૂબ ઝાટકણી કાઢી, પણ એકાન્તમાં તેણે તેમને શાબાશી આપી. મહારાજા તેરમા લુઇને આ વાત એકદમ વિદિત કરી દેવી જોઇએ એમ ધારીને મોં. ટ્રેવિલે તરતજ લુવ્રે રાજમહેલ તરફ ગયો; પણ તે મોડો હતો. મહારાજા, કાર્ડિનલ સાથે એકાન્તમાં વાતચિત કરવામાં રોકાયલા હતા; આથી ટ્રેવિલેની મુલાકાત નહીં થઇ શકે, એમ તેને કહેવામાં આવ્યું. સાંજે જે વખતે મહારાજા પત્તાંની રમત ખેલતા હતા, તે વખતે ટ્રેવિલે તેમની મુલાકાતે ગયો. રાજાની તે વખતે જીત ઉપર જીત થતી હતી અને રાજામાં લોભીપણાનો ગુણ બહુ હોવાથી તેઓ આનંદાવેશમાં આવી જઇને ખેલતા હતા. તેમણે ટ્રેવિલેને દૂરથી જોયો એટલે તરતજ તેને કહ્યું: "આવો સેનાપતિ ! જરા વિશેષ નજદિક આવો કે જેથી હું તમને બરાબર ઝાટકી શકું. તમને ખબર છે કે, હમણાંજ શ્રીમાન્ કાર્ડિનલ મારી પાસે આવીને તમારા બંદુકદારો સંબંધી કેટલી બધી ફરિયાદ કરતા હતા ? તેઓ તમારા સૈનિકોથી એટલા બધા કંટાળી ગયા છે કે, તેમની તબિયતમાં બગાડો થયો છે. અત્યારે તેઓ એજ કારણે અહીં આવી શક્યા નથી. તમારા બંદુકદારો સેતાન જેવા છે કે શું ?"

ટ્રેવિલેઃ "ના, નામદાર ! મારા ધારવા પ્રમાણે તો તેઓ ડાહ્યા માણસોજ છે. તેઓ ઘેટાં જેવાં નરમ સ્વભાવના છે.

તેમના હૃદયમાં હમેશાં પોતાના મહારાજાના સેવા-કાર્યમાંજ પોતાના પ્રાણ આપવાની ઇચ્છા રહે છે. હું ખાત્રી આપુ છું કે, તેઓ મહારાજા સાહેબના હિત વિના બીજી કોઇ બાબત માટે પોતાની તરવારો વાપરતા નથી. તેઓ બીજું કરી પણ શું શકે? હમેશાં મોં. કાર્ડિનલના સૈનિકો તેમની સાથે જ્યાંને ત્યાં તકરારો કરતા ફરે છે; અને તેથી પોતાની ટુકડીનું માન જાળવવા આપ નામદારના સૈનિકોને આપની સેવા અર્થેજ પોતાની તરવારો ચલાવવી પડે છે. ”

મહારાજાએ પોતાની આસપાસનાં માણસોને કહ્યું: “ મોં. ટ્રેવિલે કહે છે તે સાંભળો. એકાદ ધાર્મિક પંથના માણસોની વાત તેઓ કહેતા હોય, એમ તમને નથી લાગતું? ખરેખર, પ્રિય સેનાપતિ! તમને તમારા હોદ્દા ઉપરથી મુક્ત કરીને એકાદ ધર્મમંદિરના ધર્માધ્યક્ષનો હોદ્દો આપવાનું મને બહુ મન થાય છે; પણ એમ ન જાણશો કે, તમે કહેલી બધી વાત હું પુરાવા સિવાય ખરી માનીશ. મને લોકો ‘ ન્યાયી લુઇ ’ કહે છે: અને તેથી આ સંબંધમાં ક્રમે ક્રમે હું ન્યાય પુરઃસરજ વર્ત્તીશ.”

“ મને આપના ન્યાયમાં સંપૂર્ણ વિશ્વાસ છે, આપની ન્યાયી તપાસ પછી આપ શો ચૂકાદો આપો છો, તે સાંભળવા હું તૈયાર છું. ”

“ વારૂ, ત્યારે, થોડીકવાર ઉભા રહો. હું તમને બહુવાર ઉભા નહીં રાખું. ”

આ વખતે રમતમાં મહારાજાના દાવ બરોબર ન પડયાથી તેમની હાર થવા માંડી. તરતજ તેમણે દાવ પડતો મૂકવાનું કારણ શોધી કાઢયું અને પોતાની પાસે જે નાણું પડયું હતું તે ખિસ્સામાં મૂકીને તેમણે કહ્યું: “લા વુવિલે, મારી જગ્યાએ બેસ.

મારે મોં. ટ્રેવિલે સાથે એક અગત્યના કામ સંબંધી એકાન્તમાં વાતચિત કરવાની છે. અહા ! મારી પાસે ૮૦ લુઇ છે. એ રકમ અહીં મૂકીને તું રમત ચાલુ રાખજે; કારણકે તેથી આ બધા રમનારાઓને ફરિયાદનું કારણ મળે નહીં. પ્રત્યેક બાબતમાં ન્યાયની રીતેજ કામ થવું જોઇએ."

બાદ મહારાજા, મોં. ટ્રેવિલે સાથે એક એકાન્ત ઓરડામાં ગયા. જતાં વેંતજ તેમણે કહેવા માંડયું: "બોલો, મહાશય ! તમારૂં કહેવું શું એવું છે કે, શ્રીમાન્ કાર્ડિનલનાં માણસોએ તમારા સૈનિકોને યુદ્ધનું કારણ આપ્યું ?"

"હા, મહારાજ, તેઓ હમેશાં તેમજ કરે છે."

"વારૂ, ત્યારે ખરી હકિકત શી છે તે સાધંત કહો. પ્રિય ટ્રેવિલે ! તમે જાણો છો કે, એક ન્યાયાધીશે બન્ને પક્ષનું કહેવું સાંભળવું જોઇએ."

"કૃપાળુ, સાંભળો. હકિકત બહુજ સાદી અને સ્વાભાવિક છે. અથો, પોર્થો અને અરામી નામના મારા સૌથી ઉત્તમ ત્રણ સૈનિકો, જેઓની બહાદુરીથી આપ નામદાર વાકેફગાર છો અને જેઓ અહોરાત્ર આપ નામદારની સેવાર્થેજ તત્પર રહે છે, તેઓ પોતાના એક જુવાન ગાસ્કન્ ઉમેદવાર મિત્ર સાથે સંત જર્મન આગળ મોજમઝા કરવા માટે ગયા હતા. એ ગાસ્કન્ સાથે મેં તરતનોજ તેમને પરિચય કરાવ્યો હતો. આ સૈનિકો કાર્મે-ડેશો આગળ એકત્ર થઇને સંત જર્મન ખાતે જનાર હતા. કાર્મે-ડેશો આગળ તેઓ ઉભા હતા, એટલામાંજ મોં. જુસાક, મોં. કાહુસાક અને મોં. બિકારેટ બીજા બે વધુ સૈનિકો સાથે ત્યાં જઇ પહોંચ્યાથી મારા સૈનિકોની મોજમાં વિક્ષેપ પડયો. કાર્ડિનલના સૈનિકો કોઇપણ ખરાબ હેતુથી ત્યાં ગયલા હોવા જોઇએ, એમ મારૂં માનવું છે."

મહારાજાઃ "ત્યારે તમારા સૈનિકો માંહોમાંહે લઢવા ગયા નહોતા એવું મારા મન ઉપર ઠસાવવાનો તમારો ઇરાદો છે, ખરું ને ?"

"હું તેમ નથી કહેતો. પણ પાંચ સશસ્ત્ર સૈનિકો અમુક એકાન્ત જગ્યાએ એકત્ર થઇને જાય, એમાં તેમનો શો ઇરાદો હોવો જોઇએ, એનો નિર્ણય કરવાનું આપ નામદારને સોંપુ છું."

"ઠીક. ઠીક. પછી ?"

"પછી મારા સૈનિકોને કાર્મે-ડેશો આગળ જોતાંજ, મો. કાર્ડિનલના સૈનિકો પોતાની માંહોમાંહેની વઢવાઢ ભૂલી ગયા અને સર્વેએ એકત્ર થઇને મારા સૈનિકો સામેની જૂની અદાવત તાજી કરી. આપ નામદાર જાણો છો કે, મારા સૈનિકો ખરી રીતે આપ નામદારના અંગરક્ષકો છે અને તેઓને મો. કાર્ડિનલના અંગરક્ષકો સાથે સ્વાભાવિક વેર છે."

મહારાજાએ ગળગળા સાદે કહ્યું: "ખરું છે, ટ્રેવિલે, ખરું છે ! ફ્રાન્સમાં એક રાજાના હાથ નીચે સૈનિકોના બે પક્ષ હોય અને તે પણ માંહોમાંહે શત્રુવટ રાખે, એ બહુ દિલગીરીભરેલું છે. પણ ટ્રેવિલે, એ બધી શત્રુવટનો હવે અંત લાવવો જોઇએ. વારુ, ત્યારે તમારું કહેવું એમ છે કે, શ્રીમાન્ કાર્ડિનલના અંગરક્ષકોએ બંદુકદાર સૈનિકો સાથે પ્રથમ ઝઘડો શરૂ કર્યો. ખરુંને?"

ટ્રેવિલેઃ "મારા નામદાર, હું કહું છું કે, એવું બનવાનો ઘણે દરજ્જે સંભવ રહે છે; પણ એ માટે હું સોગંદ લઇશ નહીં. આવી બાબતોમાં સત્ય શોધી કાઢવામાં કેટલી બધી મુશ્કેલી હોય છે, એ આપ નામદાર જાણો છો. આપ નામદાર એકલાજ એને લગતી પ્રશંસનીય ઐશ્વરી બક્ષિસ ધરાવો છો, તેથી આપ નામદારને 'ન્યાયી લુઈ'—

"ખરૂં છે, ટ્રેવિલે, ખરૂં છે. પણ તમારા સૈનિકો કાંઈ એકલાજ નહોતા—તેમની સાથે એક જુવાનીઓ પણ હતો."

"હા. નામદાર. તેમનામાંનો એક તો ઘવાયલો હતો. એટલે મહારાજા સાહેબના ત્રણ બંદુકદારોમાંથી એક ઘવાયલાને નિરૂપયોગી ગણીએ અને તેને બદલે એક યુવકને તેમની સાથે સામેલ થયલો લેખીએ તોયે માત્ર ત્રણજ બંદુકદારો ગણાય. આ ત્રણ માણસોએ મોં. કાર્ડિનલના પાંચ શૂરવીર સૈનિકો સામે ટક્કર ઝીલી; એટલુંજ નહીં પણ તેઓમાંના ચારને તેમણે હરાવ્યા."

મહારાજા આ વૃત્તાંતથી ખુશી થઇને બોલ્યાઃ "એમ ? ત્યારે તો તેઓ જીતેલા ગણાય ? ખરેખર, આ તો સંપૂર્ણ વિજયજ થયો !"

"એમ નહીં તો બીજું શું, નામદાર ?"

"ચાર માણસો ! તેમાં પણ એક જખમી અને એક તો યુવક ! એટલાજ ને ?"

"એ યુવકને એક છોકરો કહીએ તોપણ ચાલે; કેમકે તેની ઉમ્મર બહુજ નાની છે. આ છોકરો, એ પ્રસંગે એવો નમૂનેદાર રીતિથી વર્ત્યો હતો કે, તે છોકરાને આપ નામદારની સેવામાં હાજર કરવા મારી ઇચ્છા છે."

"તેનું નામ શું ?"

"ડાર્ટી. તે મારા એક જૂના સ્નેહીનો પુત્ર છે. મારા એ જૂના સ્નેહીએ આપ નામદારના પિતાના સમયમાં રાજ્યપક્ષ તરફથી અનેક યુદ્ધોમાં સેવા બજાવી હતી."

"એ છોકરાનું વર્ત્તન નમૂનેદાર હતું એમ તમે કહો છો. ખરૂંને ? મોં. ટ્રેવિલે, મને બધું વિસ્તારીને કહો. તમે જાણો છો કે વિગ્રહો અને દ્વન્દ્વ યુદ્ધોની વાતોમાં મને કેટલો બધો રસ પડે છે !"

અત્રે મહારાજા તેરમા લુઇએ સગર્વ પોતાની મૂછો આમળવા માંડી. ટ્રેવિલેએ કહ્યું: " મહારાજાધિરાજ ! મેં આપને કહ્યું જ છે કે, ડાર્ટો એક પૂરો જુવાનીઓ પણ નથી. તેને હજી બંદુકદારીનું માન મળ્યું નથી. તેના અંગ ઉપર યુદ્ધ વખતે સાદાં કપડાંજ હતાં. તે બંદુકદાર નહોતો, એવું જોઇને કાર્ડિનલના સૈનિકોએ તેને લઢાઇ શરૂ કરતા પહેલાં ત્યાંથી જતા રહેવાને પરવાનગી આપી હતી. "

મહારાજા: " એ ઉપરથી ચોખ્ખું જણાય છે કે, તેઓએજ લઢાઇની શરૂઆત કરી હતી. "

ટ્રેવિલે: " એમાં તો બિલકુલ શંકાજ નથી, નામદાર. તેઓએ તેને નાસી જવાની ચેતવણી આપી; પણ એ છોકરાએ બહાદૂરીથી જવાબ દીધો કે, હું અંતઃકરણથી એક બંદુકદાર છું અને મહારાજા સાહેબની સેવામાંજ મેં મારૂં શરીર અર્પણ કરેલું છે: તેથી બંદુકદારોનોજ પક્ષ લઈશ. "

" શાબાશ છે એ શૂર તરુણને ! "

" એ પછી યુદ્ધ શરૂ થયું અને બંદુકદારોના પક્ષમાં રહીને તેણે જુસાકને ભયંકર જખમ કર્યો. એ જખમથીજ મોં. કાર્ડિનલને આટલો બધો રોષ ઉપજ્યો છે, નામદાર ! આપ નામદારના પક્ષમાં આ નિશ્ચયી અને શૂરા તરુણથી એકને બદલે દશ યોદ્ધા વધ્યા છે, એમ હું માનું છું. "

" શું એ છોકરાએ જુસાકને ઘાયલ કર્યો ? ટ્રેવિલે, મને તો એ અશક્ય ભાસે છે. "

" મને પણ પહેલાં એમજ ભાસ થયો હતો; પણ એ ખરી બનેલી બિનાજ છે, મારા પ્રભૂ ! "

"જુસાક્ તો શ્રીમાન્ કાર્ડિનલનો મોટો સ્તંભ છે; અને જુસાક્ એટલે ફ્રાન્સ દેશનો મોટો અને ઉત્તમ પ્રતિનો યોદ્ધો !"

"ખરૂં છે નામદાર ! પણ હવે એ 'શેરને માથે સવાશેર' મળ્યો !"

"ટ્રેવિલે, મારો હુકમ એ છે કે—આ તરુણને જરૂર મારી સાથે મેળાપ કરાવજો. એના સંબંધમાં મારે કાંઇ પણ કરવું જોઇએ—પણ એ બાબતમાં હું પછીથી વિચાર કરી જોઇશ."

"તેને મુલાકાત આપવાની આપ નામદાર ક્યારે કૃપા કરશો ?"

"આવતી કાલે બપોરે બાર વાગે."

"તેને એકલાનેજ લાવું કે, કૃપાળુ ?"

"નહીં. એ ચારે જણને લાવજો. સર્વનો આભાર માનવાની મારી ઇચ્છા છે. રાજાની સેવામાં પોતાના પ્રાણની પરવા ન કરનાર શૂરવીરો આજકાલ ઓછા છે. ટ્રેવિલે, એ વસ્તુસ્થિતિમાં ઉત્તમ કાર્ય કરનારાઓને બદલો આપવોજ જોઇએ."

"ઠીક નામદાર ! હું તેઓને જરૂર કાલે બાર વાગે અહીં લાવીશ."

"હાં. કાર્ડિનલને આ વાતની ખબર પડવી જોઇએ નહીં. તેઓને ખાનગી દરવાજામાંથીજ અહીં લાવજો."

"જેવો હુકમ, નામદાર."

"બીજું, ટ્રેવિલે ! હુકમ તે તો હુકમજ છે. કાંઈપણ થાય તોયે ટંટોફિસાદ કરવાની મારા હુકમથી મનાઇ છે, એ ભૂલવાનું નથી."

"કૃપાળુ, એ ખરૂં છે; પણ આ તકરારની વાત તો જૂદીજ હતી. કાર્ડિનલનાં માણસોએ જાણી જોઈને પાંચની ટોળામા એકત્ર થઇ મારા ત્રણ સૈનિકો તથા ડાર્ટો ઉપર હુમલો કર્યો હતો."

" વારૂ. વારૂ. હવે એ વાત દૂર મૂકો. ટ્રેવિલે, એ લોકોને ખાનગી દરવાજામાંથી અહીં લાવજો, હો કે ? "

ટ્રેવિલેને હસવુ આવ્યું; પણ રાજાને તેમના પ્રબળ મંત્રી અને બાહોશ સલાહકાર–મોં. કાર્ડિનલ વિરૂદ્ધ કાર્ય કરવા પોતે તૈયાર કર્યા, એ પોતાનો જેવો તેવો વિજય નહતો, એમ માનીને ટ્રેવિલેએ કાંઇ વિશેષ બોલવું ઉચિતધાર્યું નહીં. તેણે રાજાને લળીને નમન કર્યું અને ત્યાંથી વિદાયગિરી લીધી.

એ દિવસે સન્ધ્યાકાળે ટ્રેવિલેનો જ્યારે પોતાના ત્રણ સૈનિકો સાથે મેળાપ થયો ત્યારે તેણે બીજે દિવસે મહારાજા પાસે બાર વાગે મળવા જવાની હકિકત કહી. તેના ત્રણ સૈનિકો રાજાને સારી પેઠે ઓળખતા હતા, એટલે તેમને આ નિમંત્રણથી આશ્ચર્ય લાગ્યું નહીં; પણ ડાર્ટોને આ વાતની ખબર પડી ત્યારે તેને એવું લાગ્યું કે, " મારા નસિબનું દ્વાર ઉઘડયું જણાય છે ! " તેને આનંદ થયો અને તે સુખી સ્વપ્ન જોતો તે રાત્રે નિદ્રિત થયો. બીજે દિવસે સહવારે આઠ વાગે તે અથોને ઘેર ગયો. અથોએ પોર્થો અને અરામી સાથે તે દિવસે, આનંદને ખાતર થનારી શસ્ત્રાયુધની રમતમાં ભાગ લેવા કબૂલ્યું હતું તેથી ત્યાં જવા માટે તે પોષાક બદલતો હતો. ડાર્ટો તેને મળવા આવ્યો એટલે તેણે તેને પણ પોતાની સાથે આવવા કહ્યું.

લુકસંબુર આગળ આ રમત થનાર હતી. બન્ને મિત્રો ત્યાં જવા નીકળ્યા. પોર્થો, અરામી અને અથો સાથે એ રમતમાં ડાર્ટો થોડીકવાર ભળ્યો પણ અત્યારે તેને તેમાં ખાસ મઝા ન પડી એટલે તે . ...ોના ટોળામાં જઇને શૂન્ય ચિત્તે ઉભો રહ્યો. દુર્દૈવે આ પ્રેક્ષકામાં કાર્ડિનલનો એક સૈનિક ઉભો હતો. ગઇ કાલે પોતાના પક્ષનો પરાજય થયાની વાત સાંભળીને તેને

બંદુકદારો ઉપર વેર લેવાનું બહુ મન હતું, જેથી તે તકરારનાં કાંઇને કાંઇ કારણ શોધતો ફરતો હતો. ડાર્ટી રમત છોડીને પ્રેક્ષકોના ટોળામાં આવ્યો એટલે તેની મશ્કરી કરીને ઝઘડાનું કારણ ઉભું કરવાની કાર્ડિનલના સૈનિકને ઇચ્છા થઇ. તે બોલ્યો: “ આ તરુણ તો કોઇ બ્હીકણ બિલાડી જેવો જણાય છે. નક્કી તે બંદુકદારી માટે ઉમેદવારીજ કરતો હશે; બાકી ખરો શૂરવીર હોય તો આમ રમત છોડી દે નહીં ! ”

જાણે સર્પે દંશ દીધો હોય તેમ ડાર્ટી ચોંકયો. તે પેલા ટીકાખોર તરફ મોટા ડોળા કાઢીને જોવા લાગ્યો; એટલે લઢવાનું કારણ શોધનાર સૈનિકે વળી પાછો દંશ દીધો: “ તરુણવર્ય ! મારા સામે ફાવે તેટલી વાર જોઇ રહોને ? એથી કાંઇ તમે શૂરવીર લેખાશો નહીં. મેં કહ્યું છે તે તો વાજબીજ છે ! ”

ડાર્ટી: “ વારૂ. ત્યારે તમે જે ઉદ્દેશથી બોલ્યા છો તેની સિદ્ધિ કરવી હોય તો ચાલો, મારી સાથે; એટલે વાજબી–ગેરવાજબીપણાની કસોટી તરતજ થઇ જશે. ”

“ વાહ ! ખરૂં કહો છો શું ? તમને કયાં અને કયારે ફુરસદ મળશે ? ”

“ તમારી મરજી હોય ત્યાં અને ત્યારે જ. ”

“ હું કોણ છું એની તમને ખબર છે કે ? ”

“ જરાકે નહીં અને મને તે વિષે કાંઇ જાણવાની જરૂર પણ નથી ”

“ એજ તમારી મોટી ભૂલ છે; કારણ મારૂં નામ જાણશો એટલેજ તમારાં ગાત્ર ઢીલાં થઇ જશે ! ”

“ ત્યારે તમને તમારૂં નામ જણાવવાની ઇચ્છાજ થઇ હોય એમ લાગે છે. કહેવું હોય તો કહી નાખો. ”

" સેવકને લોકો મો. બેર્નાજો કહે છે. "

" ઠીક. મોંશ્યો બેર્નાજો, દરવાજા આગળ હું તમારી વાટ જોતો ઉભો રહું છું. આવી પહોંચો. "

ડાર્ટાએ બહુજ શાન્તિથી જવાબ વાળ્યાથી અને જરાકે ગભરાટનાં ચિહ્ન નહીં બતાવ્યાથી બેર્નાજો ચકિત થયો.

ડાર્ટાએ કહ્યું: " તમે મારી પાછળ આવતાં આવતાં ધાંધલ કરી મૂકશો નહીં. કારણ તેથી બીજાનું ધ્યાન ખેંચાશે તો તમારો હેતુ માર્યો જશે. "

બેર્નાજો: " ખરૂં કહ્યું ! હું ધીમેથી અને શાન્તિથીજ આવું છું. "

ડાર્ટા સિવાય બેર્નાજોનું નામ સર્વને વિદિત હતું. બેર્નાજો હંમેશાં ઘણા ટંટાફિસાદમાં કાર્ડિનલ તરફથી ભાગ લેતો. રાજા કિંવા કાર્ડિનલના દ્વન્દ્વ યુદ્ધના પ્રતિષેધની તે કદી દરકાર રાખતો નહીં અને જયાં ને ત્યાં બંદુકદારો સાથે લઢવા ઝઘડવામાં તેને ભીતિ ઉપજતીજ નહીં.

અથો થોડીક વાર સુધી પોર્થો અને અરામી સાથે રમ્યો પરંતુ તેના ખભાના જખમમાં હજી પણ દુ:ખ થતું હોવાથી તેણે રમત બંધ કરી. પોર્થો અને અરામી, એ પછી, એકલાજ રમવા લાગ્યા. સર્વેનું ધ્યાન રમત નિહાળવામાં લાગેલું હોવાથી ડાર્ટા અને બેર્નાજો બહાર ગયા તે તરફ કોઇનું લક્ષ ગયું નહી. ડાર્ટા બહાર નીકળ્યો તે પછી થોડીક જ વારમાં બેર્નાજો તેની પાસે જઇ પહોંચ્યો. મહારાજા સાહેબને મળવા જવાનો વખત નજદીક આવતો જતો હતો એટલે ડાર્ટાના મનમાં આ યુદ્ધ તરત પતાવી દેવાની બહુજ ચટપટી થઇ રહી હતી. રમતની જગ્યાએથી બહાર નીકળ્યા પછી આસપાસ નજર કરતાં કોઇ માણસ રસ્તામાં ન જણાયાથી ડાર્ટાએ બેર્નાજોને કહ્યું: " તમે

ભાગ્યશાળી છો મહાશય ! જુઓને, રસ્તામાં કોઇયે છે ? ચાલો, હવે કસોટી કરો કે બેર્નાર્જોનું નામ સાંભળીને એક બંદૂકદાર ઉમેદવારનાં હાંજાં ગગડી જાયાં છે કે નહીં ? આજેજ તમને ખબર પડશે કે, તમનેયે ગુરૂમંત્ર ભણાવનાર એક ગાસ્કન્ મળ્યો હતો ! ચાલો, તરવાર કાઢો."

બેર્નાર્જોઃ "પણ સબુર ! આ જગ્યા આપણા માટે સારી નથી. સંત જર્મન મંદિરની પાછળ અગર તો એવીજ કોઈ જગ્યાએ આપણે જવું જોઇએ."

"તમારૂં કહેવું ખરૂં છે; પણ મને અત્યારે બહુ ફુરસદ નથી. મારે બાર વાગે એક સ્થળે જઇ પહોંચવાનું છે; એટલે બીજી કોઇ જગ્યાએ હું તો નહીં આવું. ચાલો, તમારૂં રક્ષણ કરો."

બેર્નાર્જોને હવે વધુ નિમંત્રણ કરવું પડે તેમ ન રહ્યું. તત્ક્ષણે જ તેના હાથમાં તરવાર ચમકવા લાગી અને તેણે યુદ્ધ શરૂ કર્યું. તેના મનમાં એવું હતું કે, આ છોકરો મારા જેવા બહાદુર લડવૈયા આગળ શી વિસાતમાં છે ! પણ ડાર્ટાએ પારિસના એક જબરા યોદ્ધાને આગલે દિવસે પોતાના શૌર્યનો પરિચય કરાવી દીધેલો હતો અને પોતાના એ જયથી ઉત્તેજિત થવાને પરિણામે આજ તેને બમણું જોર આવ્યું હતું. તેનો શત્રુ હજી તો એક ડગલું આગળ ધસીને તરવારનો વાર કરવા જાય છે ત્યાં તો ડાર્ટાની તરવાર ઠેઠ તેના ખભા સુધી જઇ પહોંચી; આથી બેર્નાર્જોને આગળને બદલે એક ડગલું પાછળ હઠવું પડયું. તે પાછો હઠતો હતો એટલામાં તેની તરવાર ઉંચે ગઇ. એ જોઈને ડાર્ટાએ પોતાની તરવારનો વાર તેના એક ખભા ઉપર કર્યો. બેર્નાર્જોને તેથી લોહી નીકળ્યું. તે બોલ્યોઃ "એમાં તે શું ?" તેણે એ પછી ડાર્ટા ઉપર ઘા કરવા પ્રયત્ન કર્યો પણ

તે નિષ્ફળ ગયો. ડાર્ટો પડયો નહીં તેમજ હાર્યો પણ નહી. તેઓ લઢતા હતા ત્યાંથી થોડેક દૂર મો. ડ. ટ્રેમોઇલે નામના એક સરદારનું નિવાસસ્થાન આવેલું હતું. બેર્નાજો લાગ જોઇને એ સરદારના મકાન બહારના ચોગાનમાં નાઠો. ડાર્ટો તેની પાછળ પડયો. એટલામાં રસ્તામાં તરવારોનો ખણખણાટ સાંભળીને પોર્થો અને અરામી રમતા હતા તે જગ્યાએથી બેર્નાજોના બે સૈનિકમિત્રો દોડી આવ્યા. તેઓએ સ્થિતિનું અવલોકન કરી લીધું અને ડાર્ટો ઉપર હુમલો કરવા માટે તેની પાછળ દોડવું દુરસ્ત ધાર્યું. અથો, પોર્થો અને અરામી પણ આ વખતે ત્યાં આવી પહોંચ્યા. તેઓએ બેર્નાજોને આગળ અને ડાર્ટોને પાછળ દોડતો જોઇ, તેમજ બીજા બે સૈનિકોને પણ દોડતા જોઇને બૂમો મારવા માંડીઃ "પકડો, બંદુકદારો ! પકડો એ શત્રુને !"

આવી બૂમ ઘણીવાર ઉપયોગી થઇ પડતી; કારણ બંદુકદારો કાર્ડિનલના સૈનિકોના શત્રુઓ છે, એ વાત પારિસમાં સર્વને વિદિત હતી અને કાર્ડિનલ પ્રત્યે ઘણા લોકોને દ્વેષ હોવાથી કાર્ડિનલના સૈનિકો સિવાય બીજી બધી ટુકડીઓમાંના સૈનિકો બંદુકદારોની તરફદારી કરીને, કાર્ડિનલના સૈનિકો સામે યુદ્ધ કરતા. મો. ડેઝેસ્સારની ટુકડીના ત્રણ સૈનિકો આ વખતે રસ્તામાંથી પસાર થતા હતા. તેઓએ બંદુકદારોના આવાહનની બૂમો સાંભળી હતી. આ ત્રણ સૈનિકોમાંના બે જણ, આથી, બંદુકદારોની મદદે પહોંચ્યા અને ત્રીજો સૈનિક બીજા બંદુકદારોને બોલાવી લાવવા મોં. ટ્રેવિલેના નિવાસાલય તરફ ગયો. સેંકડો બંદુકદારો મોં. ટ્રેવિલેના નિવાસાલયમાં આ વખતે ગપ્પાંસપ્પાં મારતા બેઠા હતા. તેઓને કાને પોતાની ટુકડીનાં માણસોની આફતની વાત જતાંજ એક મોટું ધાડું મોં. ટ્રેમોઇલેન

મકાન તરફ જવા ઉપડયું. બંદુકદારો ત્યાં ગયા કે તરતજ કાર્ડિનલના સૈનિકો અને મોં. ડ ટ્રેમોઇલેના માણસો ચોગાનમાંથી મકાનમાં ભરાઇ અને તેઓએ મકાનના દરવાજા બંધ કરી દીધા. આ પહેલાં એ સ્થળે થોડીક ઝપાઝપી થઇ હતી અને તેમાં એક બે સૈનિકો ઘવાયા હતા. ટ્રેમોઇલેના માણસોએ પોતાના મકાનના દરવાજા બંધ કર્યા એટલે બંદુકદારોને શૂર ચઢયું. તેઓએ દરવાજા ઉઘડાવવા માટે પુષ્કળ ઠોકાઠોક કરી. દરવાજા ઉપર પથરા ફેંકયાં પણ વ્યર્થ ! આખરે તેઓએ દરવાજાને આગથી સળગાવી દેવાનો ઇરાદો કર્યો. અથો અને તેના ત્રણ મિત્રોને આ ઇરાદાની ખબર પડતાં તેમણે બંદુકદારોને તેમ નહીં કરવા સમજાવવા માંડયા પણ કોઇએ માન્યું નહીં. વળી અથો ડાર્ટો વિગેરેને અત્યારે મહારાજા સાહેબ પાસે જવાનું હતું એટલે તેઓએ જે થાય તે થવા દેવાનું ધારીને મહારાજા સાહેબની મુલાકાતની તૈયારી કરવા માંડી. તેઓ આ ટોળામાંથી એકેએક બહાર નીકળી પડયા. આ ચારે મિત્રો તરતજ મોં. ટ્રેવિલે પાસે ગયા. તેને કાને આ તોફાનની વાત ગઇ હતી અને તે ખરા સમાચાર સાંભળવા ઉત્સુક હતો. અથોએ બધી વાત તેને અથેતિ કહી સંભળાવી; એટલે ટ્રેવિલેએ કહ્યું: "ચાલો, એકદમ હવે રાજમહેલમાં ચાલો. મોં. કાર્નિકલ, રાજાસાહેબ પાસે આપણા કરતાં પહેલા પહોંચીને તેમના કાન ફુંકે નહીં, એની આપણે ખાસ સંભાળ રાખવી જોઇએ."

ટ્રેવિલે, પોતાના ચારે સૈનિકોને લઇને લુવ્રે રાજમહેલ તરફ ગયો. ત્યાં પહોંચતાંજ તેને ખબર મળ્યા કે, મહારાજા સંત જર્મનના જંગલમાં શિકાર કરવા માટે ગયા છે. તેણે બે ત્રણ વખત એને એ પ્રશ્ન પૂછીને આ વાતની ખાતરી કરી. ટ્રેવિલેના

કપાળમાં નિરાશાને લીધે પ્રસ્વેદબિંદુઓ તરી આવ્યાં. તેણે રાજ દરબારના મુખ્ય હજુરીઆને પૂછયું: "મહારાજાએ આજે શિકાર ખેલવા જવાનો મનસુબો શું ગઇ કાલથી કરી મૂકયો હતો?"

હજુરીઓ: "ના જી, આજે સહવારે અરણ્યરક્ષકે આવીને કહ્યું કે—એક મોટું હરણ જંગલમાં ફરતું જણાયું છે. પ્રથમ તો મહારાજાએ શિકાર કરવા જવાની આનાકાની કરી પણ પાછળથી તે નામદારે ઉત્સાહમાં આવી જઇને જમ્યા પછી જવાનો નિશ્ચય કરી દીધો હતો."

"મોં. કાર્ડિનલ, મહારાજાને મળવા આવ્યા હતા કે?"

"મને લાગે છે કે, આવ્યા હશે. મેં તેમને તો જોયા નહોતા પરંતુ કાર્ડિનલની ગાડીને તેમનો ગાડીવાન ઘોડા જોડતો હતો એની મને ખબર છે. મેં તેને પૂછયું પણ હતું કે, તેઓ સાહેબ શું કયાંયે જનાર છે? ત્યારે તેણે મને કહેલું કે, તેઓ સાહેબ સંત જર્મન જંગલમાં જનાર છે."

મો. ટ્રેવિલેએ પોતાના ચાર સૈનિકો તરફ જોઇને કહ્યું: "મહારાજા આજે બાર વાગે તમારી મુલાકાત લેનાર છે, એ વાત બહાર પડી ગઇ હોવી જોઇએ અને એ મુલાકાત અટકાવવા ખાતર આ બધો પ્રપંચ રચાયલો લાગે છે. કાંઇ હરકત નહીં. આજે સાંજે હું જરૂર તે નામદારને મળીશ. પણ તમે હાલ તુર્ત એ સંબંધમાં કોઇને કાંઇ કહેશો નહીં અને તમારાં મકાનોએ જઇને ત્યાંજ રહેજો. સાંજે બહાર જશો નહીં. જરૂર જણાશે તો હું તમને બોલાવીશ."

આ પછી સર્વે વિખૂટા પડયા. ટ્રેવિલે પોતાને મકાને ગયો. તેને વિચાર આવ્યો કે, આ બાબતમાં રાજા સ[illegible] પાસે ફરિયાદી તરીકેજ હું જઇશ તો ઠીક થઇ પડશે પણ પ[illegible]ના ફરિ-

ચાદના પુરાવા તૈયાર કરવાની જરૂર હોવાથી તેણે મોં. ડ ટ્રેમોઇલે ઉપર એક પત્ર લખી કાઢયો. એ પત્રમાં તેણે એવું જણાવ્યું કે " તમારા મકાનના ચોગાનમાં કાર્ડિનલનાં માણસોએ મારા સૈનિકો ઉપર હુમલો કરીને તેમને ત્રાસ આપ્યો એ ઠીક કર્યું નથી. આવી રીતે ફરીથી તેઓ ન કરે તેવો બંદોબસ્ત કરજો. " ટ્રેવિલેનો પત્ર ટ્રેમોઇલેને મળ્યો ત્યાર પહેલાં તેને કાને આ તોફાનની વાત ગઇ હતી. તેમાં બંદુકદારોનો વાંક હતો, એવું તેના મન ઉપર ઠસાવવામાં આવ્યું હતું. એટલે તેણે ટ્રેવિલે ઉપર જવાબ લખતાં જણાવ્યું કે, " આ બાબતમાં તમે કિંવા બંદુકદારો તકરાર લઇ શકો, એવી સ્થિતિમાં નથી. મારાં માણસો ઉપર તમારા સૈનિકોએ સૌથી પ્રથમ હુમલો કર્યો છે અને મારા મકાનને આગ લગાડવાનો મનસુબો પણ તેઓએ કર્યો હતો તથા તેના ઉપર પથરાનો માર વરસાવ્યો હતો. આ ઉપરથી તમે જોશો કે, આમાં દોષ તમારા માણસોનોજ છે. " પત્ર વહેવાર આ મુજબ શરૂ થયો એટલે ટ્રેવિલેને ટ્રેમોઇલેની મુલાકાતે જવાનું કારણ મળ્યું. તે આવી મુલાકાત લઇને અગાઉથીજ પોતાનો બધો પુરાવો તૈયાર કરવા માગતો હતો એટલે તેણે ચીઠ્ઠી લાવનાર માણસને કહ્યું કે, " તારા સરદારને કહેજે કે, હું હમણાંજ તેમને મળવા આવું છું. "

માણસે જઇને ખબર આપ્યા કે તરતજ તેની પાછળ ટ્રેવિલે જઇ પહોંચ્યો. બન્ને સરદારોએ એક બીજાને સભ્યતાથી નમન કર્યું. તેઓ બન્ને મિત્રો ન હતા; પરન્તુ એક બીજાને માટે તેમના મનમાં આદર હતો. બન્ને ધૈર્યશીલ અને પ્રતિષ્ઠિત હતા. ટ્રેમોઇલે, મહારાજા પાસે બહુ વાર આવજા કરતો નહીં એટલે તે અથવા તેનાં માણસો પક્ષભેદથી અલિપ્તજ રહેતાં.

વાતચિતનો આરંભ ટ્રેવિલેએ કર્યો. તેણે કહ્યું: "સુજ્ઞ સરદાર ! તમને તમારાં માણસોનો વાંક વસે નહીં એ ખરૂં છે પણ આ બાબતમાં તમે ભૂલ કરી છે. આપણે એક બીજાનો વાંક કાઢીએ તેના કરતાં ખરી બાબતની તપાસ કરીને આ બાબતનો નિકાલ લાવીએ, એજ દુરસ્ત થઇ પડશે. હું એટલા માટેજ તમારી પાસે આવ્યો છું."

"તમારો ઈરાદો ઉત્તમ છે; પણ હું તમને પહેલેથીજ કહુંં છું કે—મેં બધી વાતની ખબર અત્યાર પહેલાં મેળવી લીધી છે અને મને મળેલી બાતમી ઉપરથી આ તોફાનમાં બંદુકદારો-નોજ વાંક છે, એમ હું તો નિઃશંક માનું છું."

ટ્રેવિલે: "તમારી ન્યાયપ્રિયતા અને તમારા સરળપણા માટે મને ઘણું માન છે. આ બાબતમાં હું તમને સૂચવું તે મુજબ કામ લેશો, એવી મને આશા છે."

ટ્રેમોઇલે: "બોલો, તમે કેવી રીતે કામ લેવા સૂચવો છો ?"

"બેર્નાજોને હાલમાં કેમ છે ?"

"તે ઘણોજ માંદો છે. તેના ખભામાં મોટો જખમ થયો છે, અને ડાકટરનું કહેવું છે કે, જખમ એટલો બધો ઉંડો છે કે, તેના બચવાની આશા નથી."

"પણ તે શુદ્ધિમાં તો છે ને ?"

"હા. હમણાંજ તે શુદ્ધિમાં આવ્યો છે."

"તે વાતચિત કરી શકે છે ?"

"બહુ કષ્ટથી."

"ત્યારે મહાશય ! કૃપા કરીને તમે તેની પાસે ચાલો. તેને ઇશ્વરના સોગંદ આપીને પૂછો કે, ખરી હકીકત શી હતી ? ઝઘડાનું મૂળ શી રીતે ઉભું થયું હતું ? પરમેશ્વરના ન્યાયાસન

આગળ કદાચિત્ તેને થોડા વખતમાંજ ઉભા રહેવું પડશે, એ ધ્યાનમાં રાખીને તે જરૂર સાચી વાત કહેશે, એમ હું માનું છું. આ તોફાનમાં મૂળ માણસ તે હતો એટલે તેને હું ન્યાયાધીશ તરીકે સ્થાપવા માગું છું અને તે જે કહેશે તે હું માથે ચઢાવીશ. બોલો, આમ કરવામાં તમને વાંધો છે ?"

ટ્રેમોઇલેએ ક્ષણભર વિચાર કરી જોયો. ન્યાયની રીતે તો ટ્રેવિલેના કહેવા મુજબજ વર્તવું જોઇએ, એમ તેને લાગ્યું, એટલે તેણે તરતજ તેની સૂચનાને સંમતિ આપી. બન્ને જણ જખમી સૈનિકની ઓરડીમાં ગયા. બેર્નાજો આ બે સરદારોને પોતાની પાસે આવેલા જોઇને પોતાની પથારીમાં બેસવા જતો હતો પરંતુ ટ્રેવિલેએ તેને તેમ કરવા ના પાડી. બેસવાનો તેણે યત્ન કર્યાથી તે થાકી ગયો અને બેશુદ્ધ થઇને પાછો પથારીમાં પડી રહ્યો. ટ્રેમોઇલેએ તેની પાસે જઇને તેને શુદ્ધિમાં લાવવાની દવા સુંઘાડી. તે પુનઃ સ્વસ્થ થયો. થોડોક વખત તેને વિશ્રાન્તિ લેવા દીધા બાદ ટ્રેવિલેએ સહવારના ઝઘડાની બધી હકિકત કહેવા તેને વિનંતિ કરી. ટ્રેવિલેનું ધારવુ ખરૂં પડયું. બેર્નાજો હવે સમજી ગયો હતો કે પોતે આ જગત્‌નો થોડાક વખતનોજ મહેમાન છે અને મરણને કિનારે પડયાં છતાંયે અસત્યને તેજ સ્થિતિમાં રાખી બીજાં માણસોને દુઃખી કરવાનું તેને ગમ્યું નહીં. આથી તકરારનું મૂળ શોધનાર પોતેજ હતો, એ તેણે કબુલ કરી દીધું અને બીજું બધું જે કાંઇ પોતે જાણતો હતો તે કહી દીધું.

ટ્રેમોઇલેના મનમાંથી બધી શંકા દૂર થઇ અને તેણે ટ્રેવિલેનો આભાર માન્યો. ટ્રેવિલે પોતાનો વિજય થયેલો જોઇ ખુશી થયો અને બેર્નાજોની સ્થિતિ સંબંધમાં દિલસોજી જાહેર કરીને તેણે ત્યાંથી વિદાયગિરી લીધી. પોતાના મકાનમાં આવીને તેણે

અથો વિગેરે ચારે સૈનિકોને સંદેશો કહાવ્યોઃ "આજે તમે જમવા માટે મારે ત્યાંજ આવજો. હું તમારી રાહ જોતો બેઠો છું." ટ્રેવિલેએ કહાવેલા સંદેશા પ્રમાણે, ચારે મિત્રો તેને ત્યાં આવી પહોંચતાં તેમને જણાયું કે, આ ભોજન પ્રસંગે તેઓ એકલાજ નહતા. બીજા પણ કેટલાક બંદુકદારોને ટ્રેવિલેએ નિમંત્રણ કર્યું હતું. સ્વાભાવિકજ કાર્ડિનલ સંબંધી વાતચિત ત્યાં ચાલુ થઇ. બે ત્રણ દિવસોમાં બંદુકદારોએ કાર્ડિનલના ઉત્તમ માણસોનો પરાજય કર્યો તેથી સર્વનાં મન આનંદ અને ગર્વથી પ્રફુલ્લ બન્યાં. છેલ્લા બે ઝઘડાઓમાં ડાર્ટી મુખ્ય વ્યક્તિરૂપે હતો એટલે સહુ કોઇએ તેને અભિનન્દન દીધાં. અથો, પોર્થો અને અરામી પણ આ ઝઘડાઓમાં સામેલ હતા છતાં તેઓએ અત્યારે ડાર્ટીને ધન્યવાદનું જે માન મળતું હતું તે મિત્રભાવે લેવા દીધું. આવા સ્તુતિપ્રસંગો જગત્‌માં જવલ્લેજ આવે છે. ડાર્ટી જેવા એક ગભરૂ જુવાનને આવા પ્રસંગો બહુ ગમે, એ સ્વાભાવિક હોવાથી તેમાં આડખીલી રૂપે થવું, આ ત્રિપુટી બંદુકદારોએ યોગ્ય ન લેખ્યું, એ ટ્રેવિલેના લક્ષ બહાર નહોતું.

સાંજે છ વાગ્યાને શુમારે રાજમહેલમાં જવાનો વખત થયો. ટ્રેવિલેને હવે ત્યાં જવાની ચટપટી થઈ. તેણે પોતાના ચારે સૈનિકોને પોતાની સાથે લીધા. રાજાજીએ મુલાકાત કરવાનો પ્રથમથી મુકરર કરેલો વખત પસાર થઈ ગયો હતો એટલે હવે ખાનગી દરવાજા દ્વારા ટ્રેવિલેએ રાજમહેલમાં જવાની જરૂર જોઇ નહીં. તેણે મુખ્ય દરવાજા આગળ આ સૈનિકોને બેસવા કહ્યું; અને પોતે અંદર ગયો. મહારાજા હજી પણ શિકારેથી પાછા ફર્યાં નહતા. એટલે ટ્રેવિલે તેમની વાટ જોતો લગભગ અર્ધો કલાક ત્યાં બેઠો. એટલામાં દિવાનખાનાનાં બધાં બારણાં ઉઘડયાં અને

મહારાજા સાહેબ આવી પહોંચ્યા.

મહારાજાએ અત્યારે શિકારી પોષાક પહેરેલો હતો. રાજ-મહેલમાં પેસતાં બહારના ભાગમાં અથો, પોર્થો અને અરામી ઉભા હતા. તેઓએ તેમને લશ્કરી ઢબે સલામો કરી પરન્તુ જાણે પોતાનું ધ્યાન તેમના તરફ ન હોય તેમ તે નામદાર સલામ ઝીલ્યા વિના મહેલમાં પેઠા. અથો વિગેરેને મહારાજા અંગત રીતે ઓળખતા હતા. છતાં તેમને સલામનો જવાબ વાળ્યો નહીં એટલે અથોને બધો મામલો કાળાં વાદળવાળો જણાયો. તેણે સ્વગત કહ્યું: "એકંદરે ચિહ્ન કાંઈ સારાં દેખાતાં નથી. આજ આપણુને 'નાઇટ'ની પદવી મળે, એમ લાગતું નથી!"

મહારાજા અંદર આવી ગયા પછી ટ્રેવિલેએ અથોને કહે-રાવ્યું: "મારી દશ મિનિટ સુધી રાહ જોજો. જો હું તે દરમ્યાન પાછો આવું નહીં તો તમે મારા મકાને જજો." આ સૈનિકોએ દશ, પંદર–વીસ મિનિટ સુધી રાહ જોઇ પણ ટ્રેવિલેના પુનરા-ગમનનાં કાંઇ ચિહ્ન જણાયાં નહીં; એટલે તેઓ તેના નિવાસા-લયમાં જઇને બેઠા.

મહારાજા રાજમહેલમાં પ્રવેશ કર્યો બાદ સિદ્ધા પોતાના ખાસ ખંડમાં જઇને એક ખુરશી ઉપર બેઠા. ટ્રેવિલે પણ જરાકે બ્હીક ન રાખતાં તેમની પાછળ તેમના ખંડમાં પેઠો. મહારાજાનો મિઝાઝ અત્યારે જતો રહેલો હતો. ખુરશી ઉપર બેઠે બેઠે પોતાનાં બૂટ ઉપર પોતાના હાથમાંના ચાબુકની ઝાપટો તેઓ લગાવતા હતા. જાણે પોતાનો બધો ગુસ્સો પોતાનાં બૂટ ઉપર કાઢતા હોય તેવી સ્થિતિ લાગતી હતી!

ટ્રેવિલેએ જતાં વેંત પૂછયું: "પ્રકૃતિ તો સ્વસ્થ છે ને કૃપાળુ?"

રાજાઃ "ના. મને કાંઇ ચેન પડતું નથી. શું કરવું તે સુઝતુંજ નથી !"

ટ્રેવિલેઃ "આ સાંભળીને મને ખેદ થાય છે. આપને હમેશાં શિકાર બહુ પ્રિય છે અને શિકારેથી આપ પાછા ફરો ત્યારે આપનું મન ઉત્સાહી હોવું જોઇએ. તેને બદલે આમ કેમ ?"

"જુઓને, મોં. ટ્રેવિલે ! હાલમાં તો જાણે બધીએ બાબતો બગડવા બેઠી હોય એમ મને લાગે છે. શિકારમાં કોણ જાણે કૂતરાઓ બરાબર ચાલાકી બતાવતા નથી તેથી કે પછી કોણ જાણે મારી પાસે સારા માણસો નથી તેથી હવે મને રસકસ જ જણાતો નથી. અમે દશ વખત એક હરણનો શિકાર કરવા તેની પાછળ પડયા; લગભગ છ કલાક મહેનત કરી અને જેવા તેની લગોલગ નજદિક આવ્યા કે પાછું કોણ જાણે હરણ કયાં છૂપાઇ ગયું કે–તેનો પત્તો લાગ્યો નહીં. કૂતરાઓ પણ તેને શોધી કાઢી શકયા નહીં. આમ આજનો દહાડો બિલકુલ મઝા વિના પસાર થયો ! મને લાગે છે કે, જેમ પંખીઓનો શિકાર મેં છોડી દીધો તેમ હવે મારે પશુઓનો શિકાર પણ છોડી દેવો જોઇશે. મોં. ટ્રેવિલે ! હું કમનસિબ રાજા છું. મારા કૂતરાઓને કેળવનાર માણસ પણ ગયે પરમ દિવસે મરી ગયો !"

ટ્રેવિલેઃ "નામદાર ! આપના દુઃખમાં હુંદિલસોજી ધરાવું છું. ખરેખર, આપને મોટું દુઃખ ઉપજતું હશે; પણ મારૂં માનવું છે કે, હજી ઘણાએ એવા કેળવનાર માણસો પારિસમાંથી આપણને મળી આવશે."

રાજાઃ "નહીં. હું ઇચ્છું છું તેવા તો નહીંજ મળે. મને જો વખત હોત તો હું જાતે એ કામ કરત. પણ મોં. કાર્ડિનલ મને કયાં જંપવા દે છે ? રાતદહાડો તેઓ સ્પેન, ઑસ્ટ્રીઆ,

ઇંગ્લાંડ—એ બધા દેશોની જંજાળમાં મને નાંખે છે ! અને વળી—હાં, ઠીક સાંભર્યું. મોં. ટ્રૂવિલે ! તમે પણ મને ક્યાં નિરાંત આપો છો ? મને તમારા ઉપર બહુ ચીઢ ચઢે છે. "

મોં. ટ્રૂવિલે જાણતો હતો કે, "ધરતીનો છેડો આખરે ઘર જ" આવશે. બધી વાતો અને જંજાળોનું પોટકું છેવટે પોતાની ઉપરજ પડવાનું, એમ તે અગાઉથીજ ધારતો હતો અને તેથી જવાબ દેવા તે પ્રથમથીજ તૈયાર હતો. રાજા હમેશાં જ્યારે ટ્રૅવિલેને વઢવા માગતો ત્યારે પ્રથમ આડી અવળી વાત કરીને છેવટે તેના મુદ્દા ઉપર આવતા.

ટ્રૅવિલેએ કહ્યું: " કૃપાનિધાન ! મારે હાથે એવો શો અપરાધ થયો છે કે જેથી આપ નામદારને મારા ઉપર ગુસ્સો ઉપજ્યો ?" ટ્રૅવિલેના પ્રશ્નનો સિદ્ધો ઉત્તર ન આપતાં મહારાજાએ કહ્યું: " તમે તમારાં કામ આવીજ રીતે બજાવો છો કે ? આવાં કામ માટેજ મેં તમને બંદુકદારોના સેનાપતિ નીમ્યા છે ? આ બંદુકદારો હરરોજ કોઇનો ને કોઇનો જીવ લે છે, શહેરના કોઇને કોઇ ભાગમાં ટંટોફિસાદ કરે છે, પારિસ શહેરને આગથી બાળી મૂકવાના પ્રયત્ન કરે છે અને એમ છતાં એ સંબંધી તમે મને એક પણ અક્ષર કહેતા નથી, એ પણ ઠીક છે ! હું ધારૂં છું કે—કદાચ અત્યારે હું આકળો થઇને તમારા ઉપર દોષારોપણ કરતો હોઇશ અને તમે આ બંડખોરો સંબંધીજ મને કાંઇ કહેવા આવ્યા હશો; પણ મને તમે માહિતી આપો નહીં ત્યાં સુધી હું બીજી બાજૂની વાત શી રીતે જાણી શકું ? "

ટ્રૅવિલેએ શાન્તપણે ઉત્તર દીધો: " સરકાર ! હું આપની પાસે એજ બાબતમાં એક જણ વિરૂદ્ધ ન્યાય માગવા આવ્યો છું."

" કોની વિરૂદ્ધ ? "

"આવી ખોટી બાબતો આપના કાન ઉપર લાવીને બીજાઓનો નાશ કરાવવા પ્રયત્ન કરનાર વિરૂદ્ધ."

"વાહ ! તમે તો કાંઇક નવીનજ કહો છો ! તમારા પેલા ત્રણ સેતાન બંદુકદારોએ તથા ચોથા ગાસ્કને મળીને બેર્નાજો ઉપર હલ્લો કર્યો, તેને ઘાયલ કર્યો અને તે પણ એવો કે તે અત્યારે મૃત્યુના મુખમાં પડેલો છે—આ વાત ખરી છે, છતાં તમે શું તે ખોટી ઠરાવવા માગો છો ? શું એ લોકોએ ડયૂક ડ લા ટ્રેમોઇલેના મકાનને આગ લગાડવા પ્રયત્ન કર્યો નહતો. એ ખરી વાતને તમે શું ખોટી કહો છો ? યુદ્ધના દિવસોમાં આવી રીત ચાલી શકે પણ સુલેહના દિવસો શું એ ભયંકર લેખાય નહીં ? બોલો, આ બધી વાતો તમે નાકબૂલ કરવા માગો છો કે કેમ?"

ટ્રેવિલેઃ "પણ હઝુરને મારો એટલોજ સવાલ છે કે, આ કલ્પિત નવલકથા જેવી વાત આપને કહી કોણે ?"

"બીજું તે કોણ કરે ? હું જે વખતે નિદ્રિત હોઉં છું તે વખતે ખુલ્લી આંખો રાખીને જે હમેશાં જાગ્રત રહે છે, હું જે વખતે મોજમઝા કરૂં છું તે વખતે જે શ્રમ કર્યાજ કરે છે અને આ રાજ્યની અંદરના તેમજ બહારના સર્વ પ્રપંચોની ખબર અંતર રાખે છે તેણેજ મને કહ્યું."

"આપ નામદાર એમ કહેવા માગતા હશો કે, આ બધું ઇશ્વર કરે છે; કારણ આપ નામદાર સિવાય આટલી બધી કાળજી રાખનાર તો પરમેશ્વર સિવાય મને અન્ય કોઇ લાગતું નથી !"

"નહીં, સેનાપતિ ! આ રાજ્યનો સ્તંભ, મારો ખરો સેવક, મારો એકજ પરમ હિતેષી મોં. કાર્ડિનલ આ બધું ધ્યાનમાં રાખે છે, એમ હું કહેવા માગું છું."

"કાર્ડિનલ કાંઇ પોપ નથી, મહારાજ?"

"એટલે? તમે શું કહેવા માગો છો?"

"એજ કે, પોતાને હાથે ભૂલ ન થાય એવા તો એકલા પોપ જ છે. કાર્ડિનલ તો તેમના પ્રેરેલા આ રાજ્ય માટેના તેમના હાથ નીચેના એક ધર્માધિકારી છે અને તેમને હાથે ભૂલ થાય, એ તદ્દન સંભવિત છે."

"ત્યારે એ મને ફસાવે છે અને વિશ્વાસઘાતી બને છે, એમ તમારૂં કહેવું છે?"

"નહીં, સરકાર! મારો ઉદ્દેશ એ નથી. પણ તેમને ખોટી તથા ભૂલ ભરેલી માહિતી મળેલી છે તથા તે પોતેજ કોઇના હાથમાં ફસાઇ પડયા છે એમ હું કહેવા માગું છું. તેમને ખબર પૂરી પાડનારાઓએ કોઇને કોઇ સ્વાર્થી હેતુથી ખોટી જાળ બિછાવેલી છે. આપ નામદારના બંદુકદારો પ્રત્યે તેમનું અંતઃકરણ નિર્મળ નથી અને તેમણે આ આરોપ મૂકતા પહેલાં વિશ્વસનીય દિશામાંથી માહિતી મેળવી નથી, એટલુંજ મારે આપને કહેવાનું છે."

"આ ખબર કાર્ડિનલને ખુદ ડયૂક ડ લા ટ્રેમોઇલે તરફથી મળયા છે. એ સંબંધમાં, સેનાપતિજી, તમારે શું કહેવું છે?"

"આ સંબંધમાં ડયૂક એક પક્ષકાર છે; એટલે સાક્ષી તરીકે તેઓ નિર્વિકાર રહી શકે તેમ નથી. એમ છતાં તેઓ સ્વામીનિષ્ઠ ગૃહસ્થ છે તો મને તેમનો પુરાવો ગ્રાહ્ય છે; પણ એ પુરાવો મેળવવામાં હું એક શરત કરવા માગું છું."

"શી શરત?"

"એજ કે આપ નામદારે ડયૂકને અત્રે બોલાવવા અને તેમને મોઢેથી બધી હકિકત સાંભળવી. એ હકિકત વખતે

આપની સમક્ષ તેમના સિવાય બીજું કોઇ હોવું જોઇએ નહીં અને તેમની સાથે આપનો મેળાપ થઈ જાય, તે પછી આપે મનેજ મુલાકાત આપવી. ”

“ વાહ ! એ તો બહુજ ઉત્તમ ! વારૂ, એ પછી ડ્યૂક મને જે કાંઇ કહેશે અને તે ઉપરથી હું જે ચૂકાદો આપીશ તે તમે કબૂલ કરશો કે ? ”

“ હા હઝુર. ”

“ જો, જો, હોં ? પછી ફરી જતા નહીં ! ”

“ નહીંજ ફરૂં, સરકાર ! ”

“ વારૂ, બીજી બાબત. તેઓ જે નુકશાની માગશે તે તમે આપશો કે ? ”

“ નિઃસંશય આપીશ. ”

રાજાએ એ પછી એક નોકરને બૂમ પાડી. નોકર આવી પહોંચતાં રાજાજીએ તેને હુકમ કર્યો: “લા શેસ્નાય ! અત્યારે ને અત્યારે એક માણસને ડ્યૂક ટ્રેમોઇલેને ત્યાં મોકલ અને તેની સાથે કહેવરાવ કે, હું અત્યારે ને અત્યારે ટ્રેમોઇલેને મળવા માગું છું. ”

ટ્રેવિલે: “ આપ નામદારે મને વચન આપ્યું છે કે, ડ્યૂક આવી જાય તે પછી અન્ય કોઇની મુલાકાત ન લેતાં આપે મને જ બોલાવવાનો છે. ”

“ હા, ચોક્કસ. એ બાબત હું ભૂલી જઇશ નહીં, એની ખાત્રી રાખજો. ”

“ ઠીક, ત્યારે કૃપાનિધાન ! હું આવતી કાલે સહવારે આપની હઝુરમાં આવીશ. ”

“ ઠીક. ઠીક. ”

"કેટલા વાગે આવું, સરકાર ?"

"તમને ફુરસદ હોય તે વખતે."

"હું તો સહવારે સાત વાગે આવું પણ તેથી આપ નામ-દારની નિદ્રામાં ભંગ પડે ને ?"

"નિદ્રા–ભંગ ! ટ્રેવિલે ! મને ઉંઘજ ક્યારે આવે છે ? મને હમણાં કદી નિરાંતે ઉંઘ આવતી નથી. માટે તમને ફાવે તે વખતે આવજો. તમે સાત વાગે આવશો તે પહેલાંજ જો મને ડ્યૂકના કહેવાથી એમ માલુમ પડશે કે–તમારા સૈનિકો અપરાધી છે, તો યાદ રાખજો કે, હું તમારૂં માન સાચવીશ નહીં."

"મારા સૈનિકો અપરાધી ઠરશે તો જેઓએ અપરાધ કર્યો હશે, તેમને હું આપની સમક્ષ હાજર કરીશ. આપને ફાવે તે શિક્ષા તે અપરાધીને ફરમાવજો. આ સિવાય આપની કાંઈ આજ્ઞા હોય તો બેધડક ફરમાવશો. સેવક તેનો અમલ કરવા તત્પરજ રહેશે."

"ઠીક. ઠીક. ટ્રેવિલે ! લોક મને "ન્યાયી લુઇ" કહે છે, તે કાંઇ અમસ્થા કહેતા નથી. કાલે મારો ન્યાય જો જો."

"એ દરમ્યાન પ્રભૂ રાજાનું રક્ષણ કરો."

ટ્રેવિલેએ આટલું કહ્યા બાદ રજા લીધી.

મહારાજાને નિદ્રા આવતી હશે કે નહી, તે તો કોણ જાણે પણ તે રાત્રે ટ્રેવિલેને જરાકે નિદ્રા આવી નહીં, એ ચોક્કસ હતું. અથો વિગેરેને તેણે સહવારના સહાડા છ વાગે પોતાની પાસે આવવા આજ્ઞા કરી હતી. રાજાજી સમક્ષ પોતાને જે વાતચિત થઇ હતી તેનો એક અક્ષર સુદ્ધાં તેણે તેમને કહ્યો નહતો. માત્ર એટલુંજ કહ્યું હતું કે–રાજાની કૃપા છે કે અવકૃપા એનો બધો આધાર આવતી કાલની મુલાકાત ઉપર લટકી રહ્યો છે.

બીજે દિન પ્રભાતમાં ઉપર્યુક્ત સૈનિકચતુષ્ટય ટ્રેવિલેને ત્યાં ખરેખર સહાડા છ વાગે હાજર થયું. તેઓ સર્વ ત્યાંથી રાજ મહેલમાં ગયા. દિવાનખાનાની નિસરણી આગળ ટ્રેવિલેએ પોતાના ચાર સૈનિકોને કહ્યું: " તમે અહીંજ ઉભા રહેજો; અને હું બોલાવું તે વખતે અંદર આવજો. " ટ્રેવિલે નિસરણી ઉપર ચઢયો એટલામાં લા શેરનાય તેને સામો મળ્યો. પૂછપરછ કરતાં જણાયું કે, ટ્રેમોઇલે ગઇ કાલે સન્ધ્યાકાળે આવ્યો ન હતો. પણ રાતના આવ્યો હતો; પરંતુ તે વખતે મહારાજા સાહેબ સુઇ ગયા હતા એટલે મહારાજા સાથે મુલાકાત થઇ નહતી. પરન્તુ અત્યારે તે મહારાજા સાહેબ પાસે આવેલો છે અને તે નામદાર સાથે વાત-ચિત કરે છે. ટ્રેવિલે આ સાંભળીને ખુશી થયો; કારણ કે હવે ટ્રેમોઇલેની મુલાકાત પછી તરતજ પોતે રાજાને મળી શકશે અને બીજા કોઇની તેમાં દખલગિરી ચાલી શકશે નહીં. આશરે દશેક ક્ષણ પસાર થઇ, એટલામાં રાજા સાહેબના ખંડમાંથી ટ્રેમોઇલે બહાર નિસર્યો. ટ્રેવિલેને જોતાંજ તે તેની પાસે ગયો અને કહેવા લાગ્યો: " મોં. ટ્રેવિલે ! મહારાજા સાહેબે મને બોલાવીને ગઇ કાલે મારા મકાન પાસે થયલા ધાંધલ સંબંધમાં પૂછપરછ કરી. મેં તે નામદારને તદ્દન ખરીજ હકિકત કહી છે અને તેમાં મારા સૈનિકોની ભૂલ હતી, એવું કબૂલ કર્યું છે. હવે મારે એ સંબંધમાં તમારી માફી માગવી જોઇએ. હું તમારે ત્યાં એ માટે અત્યારેજ આવનાર હતો પણ સુદૈવે તમે અહીં મળી ગયા છો તો મને કહેવા દો કે, એ બાબત તમારા મનમાંથી કાઢી નાખજો. હું તમારી ક્ષમા માગું છું અને મને તમારો ખાસ મિત્ર ગણજો, એવી વિનતિ કરૂં છું. "

" શૂરા સરદાર ! તમારી સત્ય–પ્રીતિ માટે મને જે માન

હતું તેમાં આજથી ઔર વધારો થયો છે. મને પ્રથમથીજ ખાત્રી હતી કે, તમે સત્ય હકિકતને કદી છૂપાવતા નથી. સત્ય આગળ તમે સ્વાર્થને દૂર મૂકો છો એ તદ્દન જાણીતું હોવાથી મેં તમારા સિવાય મારા તરફથી બીજા કોઈ સાક્ષીને પસંદ કર્યો નહતો; અને હવે મને એ કહેતાં ઘણોજ આનંદ ઉપજે છે કે, ફ્રાન્સમાં તમારા જેવો એક સત્યવક્તા માણસ અદ્યાપિપર્યન્ત મોજુદ છે, એ માટે મને હમેશાં ગર્વ ઉપજશે. મારૂં અનુમાન ખરૂં પડયું તે માટે હું તમારો ઓછો આભારી નથી-"

"વાજબી કહ્યું."

આ શબ્દો બોલનાર મહારાજા પોતે હતા. તેઓ પોતાના ખંડની બહાર આવ્યા અને ફરીથી બોલ્યા: "ટ્રેવિલે ! તમે વાજબી બોલ્યા છો. ટ્રેમોઇલેને એ પણ આ સાથે કહો કે, જે કારણે તેઓ તમને હવેથી મિત્ર ગણનાર છે, તેજ કારણે મને પણ તેઓ પોતાનો મિત્ર સમજે; પણ તે મારી ઉપેક્ષા કરે છે; કારણ ત્રણ વર્ષે આજ તેમની મારી સાથે પ્રથમ મુલાકાત થઇ અને તે પણ મારા બોલાવવાથી ! મારા બોલાવ્યા વિના ડયૂક કદી એમને એમ મારી પાસે આવતા નથી, એથી મને ખેદ થાય છે. ટ્રેવિલે, એમને કહો કે, હમેશાં તેઓ મને પોતાનો મિત્ર ગણી, મારી પાસે આવતા રહે."

ટ્રેમોઇલે: "હું આથી લજ્જિત બનું છું, નામદાર ! આપના પ્રેમ માટે હું આપનો આભારી છું; પણ સરકારે એ વાતની ખાસ ખાત્રી રાખવી કે, મોં. ટ્રેવિલે સિવાય આપની મુલાકાતે હરહમેશ આવનારાઓના જેટલીજ ઉત્કંઠાથી આપની સેવામાં મારા પ્રાણ પાથરવાને હું હમેશાં તૈયાર રહું છું."

રાજાએ ટ્રેમોઇલે તરફ જોઇને કહ્યું: "ડ્યૂક ! હમણાં મેં કહ્યું તે બધું તમે સાંભળ્યું લાગે છે. એ પણ ઠીક થયું." એ પછી ટ્રેવિલે તરફ જોઇને તેમણે કહ્યું: "સેનાપતિ ! તમે ક્યારના આવ્યા છો ? તમારા પેલા સૈનિકોને સાથે લાવ્યા છો કે ? પરમ દિવસે મેં તમને કહ્યું હતું ને કે, તમે તેમને લેતા આવજો ! તેઓ આવ્યા છે કે નહીં ?"

"હા. હજુર ! તેઓ આવ્યા છે. નીચે ઉભા રહેલા છે. આપનો હુકમ હોય તો લા શેસ્નાય તેમને અહીં બોલાવે."

"હા. હા. જલ્દી બોલાવ. અત્યારે આઠ વાગ્યા છે અને નવ વાગે મારે બીજું કામ છે; એટલે તે પહેલાં મારે તેમને મળી લેવું જોઇએ. ડ્યૂક ! વારંવાર અહીં આવવાનું ભૂલી જશો નહીં. ટ્રેવિલે ! અંદર ચાલો."

ડ્યૂક ટ્રેમોઇલેએ તે પછી નમન કરીને વિદાય લીધી. રાજા અને ટ્રેવિલે અંદર ગયા. લા શેસ્નાય એથો વિગેરેને લઇને તે પછી તરતજ મહારાજાના ખંડમાં દાખલ થયો. બંદુકદારોએ મહારાજાને નમન કર્યું. ડાર્ટાં તેઓની પાછળ ઉભો રહ્યો.

રાજાએ કહ્યું: "કેવો ચમત્કાર ! શ્રીમાન્ કાર્ડિનલના સાત સૈનિકોને તમારા ચાર બંદુકદારોએ બે દિવસના અરસામાં હરાવ્યા ! જો આ ક્રમ તેઓ ચાલૂ રાખે તો મોં. કાર્ડિનલને ત્રણ અઠવાડીઆંમાં પોતાના સૈન્યમાં બધાં નવાં માણસોની ભરતી કરવી પડે અને દ્વન્દ્વ યુદ્ધના પ્રતિબંધના મારા હુકમનો કડક અમલ કરવો પડે ! કદીક એકાદ માણસની વાત હોત તો તો કાંઇ બોલવા જેવું નહતું; પણ આ તો માત્ર બે દિવસમાં સાત જણની હાર ! કેટલું બધું ભયંકર !"

ટ્રેવિલેઃ "એટલા માટેજ મારા આ બંદુકદારોને દુઃખ ઉપજ્યાથી તે બદલ પશ્ચાત્તાપ થાય છે અને તેઓ આપ નામદારની ક્ષમા માગવા અત્રે હાજર થયા છે."

"શું કહ્યું ? દુઃખ અને પશ્ચાત્તાપ ! છટ છટ ! તેમના એ ઢોંગ ઉપર હું જરાકે વિશ્વાસ મૂકીશ નહીં; અને પેલા દૂર લપાઇને રહેલા ગાસ્કન્ તરફ તો જુઓ, ટ્રેવિલે ! અરે, એ યુવક ! આમ આવ આમ !"

ડાર્ટી એક અપરાધીના પેઠે નિરાશ વદનથી આગળ આવ્યો.

રાજાઃ "સેનાપતિ ! તમે મને ખોટું કહ્યું હતું. આ તો તદ્દન બાળક છે ! આને જુવાન પણ કોણ કહે ? શું આ છોકરાએ બળવાન્ જુસાકને ભયંકર જખમ કર્યો હતો ?"

"હા, કૃપાળુ ! અને બેર્નાજો પણ એનાજ ઘાથી મૃત્યુને કિનારે પડયો છે !"

"એમ ?"

અથોઃ "મહારાજાધિરાજ ! એટલુંજ નહીં પણ કાહુસાકના હાથથી જો એણે મારો છૂટકારો કર્યો ન હોત તો આજ આપનો આ તાબેદાર સૈનિક આપનાં દર્શન કરવા ભાગ્યશાળી થઇ શકયો હોત નહીં."

"રાજાઃ "ખરેખર, મારા વડીલ આ ગાસ્કન્નાં કામ જાણીને તેને સેતાનનીજ ઉપમા આપત ! પણ આવાં કામમાં પુષ્કળ તરવારોના ટુકડા થઈ જાય છે, પુષ્કળ વસ્ત્ર ફાટીતૂટી જાય છે, ખરૂંને ? અને આ ગાસ્કન્ રંક દશામાંજ છે, એ પણ ખરૂંને ?"

"સરકાર ! એના દેશમાં હજી એને સોનાની ખાણ જડી નથી ! વાસ્તવિક રીતે જોતાં તો વડીલ મહારાજાની આવી જાતની અનેક સેવાઓ બદલ, મેં કહી તેવીજ બક્ષિસ મારા દેશના લોકોને પરમેશ્વર તરફથી મળવી જોઇએ."

"એનો અર્થ એવો કે, ગાસ્કન્ લોકોને પ્રતાપેજ મને રાજ્યપદ મળ્યું છે. ખરૂંને ? કારણ પિતા ઉપર ઉપકાર તેજ તેના પુત્ર ઉપર ! ઠીક. મને એ કબૂલ કરતાં આનંદ ઉપજે છે. લા શેસ્નાય ! જા તો ! મારાં કપડાંનાં બધાં ખિસ્સાં ઉથલપાથલ કરી આવ અને તેમાંથી ૪૦ પિસ્ટલ મળી આવે છે કે નહીં તે તપાસી આવ. જો એકંદરે એટલા પિસ્ટલ તને મળે તો લેતોજ આવજે. તું આવીશ એટલામાં આ તરુણ ઇશ્વરના સોગંદ લઇને ગઇ કાલની બધી હકિકત મને રજેરજ કહી સંભળાવશે."

આ હુકમ મુજબ ડાર્ટાએ આગલા દિવસની બધી હકિકત રાજાને કહી સંભળાવી. તે સાંભળીને રાજાએ કહ્યું: "ડ્યૂકે મને આ પ્રમાણેજ બધી હકિકત કહી હતી. ગરિબ બિચારા કાર્ડિનલ સાહેબ ! બે દિવસમાં તેમના સાત માણસો ઘાયલ થયા અને તે પણ તેમના ઉત્તમ માણસો ! ટ્રેવિલે ! તમારા માણસોએ પોતાનું પાછલું દેવું બહુ ઉત્તમ રીતે ફેડયું છે. આ દેવું વ્યાજ સાથે ચૂકવાયુંજ ગણાય; અને આથી હવે તમારા મનનું સમાધાન થયું હશે."

ટ્રેવિલેઃ "કૃપાળુ ! આપના મનનું સમાધાન એજ અમારા મનનું ગણાય."

લા શેસ્નાયે આણેલા પિસ્ટલને મૂઠો ભરીને ડાર્ટીના હાથમાં મૂકતાં મહારાજાએ કહ્યું: "હા. મારા મનનું સમાધાન ચોક્કસ થયું, અને તેની આ નિશાની!"

ડાર્ટીએ પિસ્ટલ ખિસ્સામાં મૂકતાં મહારાજાને લળીને નમન કર્યું. રાજા સાહેબે આ પછી ઘડીઆળ તરફ જોઇને કહ્યું: "ઓહો! સહાડા આઠ વાગી ગયા! ઠીક ત્યારે ટ્રેવિલે! મારે નવ વાગે એક જરૂરી કામ છે એટલે તમે હવે જઇ શકશો. એક વાત ખાસ કહેવાની. તમારી સ્વામીભક્તિ બદલ હું તમારો આભારી છું. મને આવી ભક્તિનો લાભ હરનિશ આપતા રહેશોને?"

ટ્રેવિલે: "આવું બોલીને શા માટે મને શરમિંદો બનાવો છો, કૃપાળુ! આપના માટે મારો જીવ આપવાને હું કયારે આનાકાની કરૂં છું?"

"પણ જીવ આપવાની જરૂર નથી. તમે જીવતા રહો અને મને આવીજ રીતે ઉપયોગી થઇ પડો, એવી મારી ઇચ્છા છે." સૈનિકો આ વખતે નમન કરીને જવા લાગ્યા. ટ્રેવિલે સૌથી છેલ્લો રાજા પાસે એકલો રહ્યો એટલે રાજાએ કહ્યું: "સેનાપતિ! બંદુકદારોની ટુકડીમાં હવે નવા માણસને દાખલ કરવાની જગ્યા નથી અને આપણે બે વર્ષ સુધી બીજા સૈન્યમાં રહેલા અનુભવીનેજ દાખલ કરવાનો નિયમ ઘડયો છે; એટલે આ યુવકને મોં. ડેઝેસ્સારની ટુકડીમાં દાખલ કરાવજો. કાર્ડિનલ આ વાત જાણશે ત્યારે તેમનું મ્હોં કેવું થશે, એની કલ્પના કરતાં મને અત્યારે હસવું આવે છે! પણ તેમને ગુસ્સો ચઢે કે નહીં તેની મને પરવા નથી. હું 'ન્યાયી લુઇ' કહેવાઉં છું તેથી ન્યાયી કામોજ કરીશ."

રાજાએ, આ પછી ટ્રેવિલેનો હાથ લઇ હસ્તધૂનન કર્યું અને ટ્રેવિલે સલામ કરીને વિદાય થયો. ટ્રેવિલે બહાર નીકળ્યો ત્યારે ડાર્ટો, પોતાના સ્નેહીઓને પોતાની પાસેના પિસ્ટલ વહેંચી આપતો, તેના જોવામાં આવ્યો !

મહારાજાએ કહ્યું હતું તેમજ કાર્ડિનલને આ બે દિવસના પ્રસંગોનાં પરિણામથી ગુસ્સો ઉપજ્યો. આ ગુસ્સો એટલો બધો લંબાયો કે, આઠ દિવસ સુધી કાર્ડિનલ, મહારાજા સાથે શેત્રંજ રમવા આવ્યો નહીં ! મહારાજાને અંદરખાનેથી આ સ્થિતિ માટે આનંદ ઉપજ્યો. આઠ દિન બાદ જ્યારે કાર્ડિનલની સૌથી પહેલી મુલાકાત થઈ, ત્યારે રાજાએ તેને ચીઢવવાને બહારથી ઠાવકું મ્હોં રાખીને કહ્યું: "મોં. કાર્ડિનલ ! હવે જુસાકની તબિયત કેવી છે ? અને પેલો બિચારો બેર્નાજે હવે મરણપથારી ઉપરથી ઉઠયો કે નહીં ?"



## પરિચ્છેદ ૭.

## બંદુકધારીઓનાં સાંસારિક જીવન.



મહારાજાએ ડાર્ટાને જે દિવસે ૪૦ પિસ્ટલ આપ્યા તે દિવસે એક સુખશાન્તિગૃહમાં જઇને અથો વિગેરે બંદુકધારીઓએ યથેચ્છ ભોજન ચપાટયું! પોર્થોએ આણી આપેલા એક માણસને ડાર્ટાએ પોતાના નોકર તરીકે રાખી લીધો. બાકીના ત્રણને અકેક સેવક મૂળથી હતોજ. ડાર્ટા જે મકાનમાં રહેતો હતો તેનો ઉપલો માળ અને એક કઠેરો તેના તાબામાં હતાં. આ કઠેરામાં તેનો નોકર પ્લેંશે સુઇ રહેતો.

અથોએ પોતાના સેવકને વિલક્ષણ પ્રકારની તાલીમ આપી હતી. તેને અથો પોતે બોલાવે નહીં ત્યાં સુધી કોઇ પણ બાબતમાં એક પણ અક્ષર પોતાના મ્હોંમાંથી ઉચ્ચારવાનો નહતો. પોર્થો અને અરામી લગભગ ચાર વર્ષથી તેને ત્યાં આવજા કરતા પરન્તુ તે દરમ્યાન કદી તેઓએ અથોને મોટેથી હસતો જોયો નહતો. તેના નોકરની પણ એજ સ્થિતિ હતી. નોકરને હસવું હોય તો માત્ર મંદ હાસ્ય; બોલવું હોય તો બહુજ થોડું; સ્પષ્ટ અને જરૂર જેટલુંજ. ભાષણમાં કદી અલંકાર કે લંબાણ નહીંજ. ઘણી બાબતોમાં તો માત્ર ઇશારાથીજ પોતાની ઇચ્છા જાહેર કરવાની. આ પ્રકારની સંયમવૃત્તિવાળી તાલીમ ગ્રિમો ઘણીજ સારી રીતે અમલમાં મૂકતો.

અથોનું વય માત્ર ૩૦ વર્ષનું હતું. તેનું લગ્ન થયું હતું કે

નહીં તેની કોઇને ખબર નહતી. તે કદી સ્ત્રીવિષયક વાત કરતો નહીં. અન્ય કોઇ તે વિષે વાત કરતું ત્યારે તે શાન્ત બેસી રહેતો પણ તિરસ્કારસૂચક અથવા અનુદાર શબ્દ પોતાના મ્હોંમાંથી કાઢતો નહીં; પણ તેની શાન્તતાને લીધે સહજ કલ્પી શકાતું કે, એ વિષય તેને બહુ અપ્રિય થઇ પડતો. અથોને જરૂરસિવાય કદી પણ કોઇએ ગુસ્સે થતાં જોયો નહતો. તેનો ગુસ્સો હમેશાં ખરા કારણસરજ ઉત્પન્ન થતો. એ સિવાય તે ઘણું ખરૂં શાન્ત, ગંભીર અને દઢજ રહેતો.

ગ્રિમોને પોતાના માલિકના આ ગુણો પ્રત્યે બહુજ આદર હતો; પણ તે હમેશાં તેનાથી ભયભીત રહેતો. તેને ઇશારાથી અમુક કામ કરવાનું સૂચવાયું હોય તે તેણે સમજવુંજ જોઇએ અને સમજીને તે કામ પાર પાડવાને તાબડતોબ યત્ન કરવા જોઇએ. જો તેમાં ભૂલચૂક થતી તો અથો બૂમાબૂમ કરી મૂકતો નહીં પણ તેને બે ત્રણ મુક્કીઓ લગાવી દેતો, એટલે ગ્રિમો પોતાનું કામ બરોબર બજાવતો.

પોર્થોનો સ્વભાવ અથો કરતાં તદ્દન ઉલટો હતો. તે ભારે ધાંધલીઓ હતો. બૂમાબૂમ કરી મૂકવી, એજ જાણે તેનો એક ગુણ હતો. તે મોટેથી બોલતો અને જો કોઇ તેની વાત સાંભળતું નહીં તો તે નાખુશ થતો. શાસ્ત્રીય વિષયો સિવાય તે બીજા બધા વિષયો ઉપર વાતચિત કરતો. તે વારંવાર કહેતો કે, શાસ્ત્રીય વિષયો ઉપર મને નાનપણથીજ તિરસ્કાર છે. તે પોતે જાણતો કે, અથોના જેવી, ઉદારપણું દાખવનારી પ્રકૃતિનો પોતે નથી એમ છતાં તેનો અથો ઉપર વિશેષ પ્રેમ હતો અને પોષાકમાં ભપકાસપકો રાખીને જાણે અથોના ઉદાર ગુણનું અનુકરણ પોતે કરતો હોય, એમ બતાવતો. પણ અથોનો પોષાક

કદી પણ ભપકાભર્યો ન હતો. તેના અંદરખાનેના ગુણનું પોર્થોએ બહારથી કરેલું અનુકરણ પોકળ હતું, એ નિઃસંશય. 'જેવો શેઠ તેવો ચાકર' એ કહેવત પ્રમાણે પોર્થોનો નોકર મોસ્કેટો પણ તેના જેવોજ હતો. અરામીના ગુણોનું વર્ણન પાછલા પરિચ્છેદોમાં આવી ગયું છે. ક્રમેક્રમે તે સંબંધમાં વિશેષતા હશે તે હવે પછી જણાવવામાં આવશે. તેનો નોકર બેઝિં ૪૦ વર્ષનો હતો. પોતાના સેવ્યની પેઠે તે ધર્મિષ્ટ વૃત્તિનો પોતાને કહેવરાવતો. તેના શેઠને એક દિન ધર્મગુરૂ થવાની આકાંક્ષા હતી તો બેઝિંને ધર્મગુરૂનાજ નોકર થઇને રહેવાની અપેક્ષા હતી. આ હેતુથી પોતાનો પહેરવેશ તે સાદો અને સ્વચ્છ રાખતો; ધર્મ કર્મ ઉપર પ્રીતિ બતાવતો અને પ્રામાણિક નોકર તરીકે વર્ત્તતો.

અથો લુકસંબુર પાસે ફેરો રસ્તા ઉપર રહેતો હતો. તેણે એક મકાનના બે ઓરડા ભાડે રાખ્યા હતા. પ્રત્યેક ઓરડામાં સામાન બહુજ થોડો હતો પણ તે બહુ સફાઇથી ગોઠવેલો હતો. પૂર્વકાળનો વૈભવ દાખવનારી કેટલીક જણસો તેમાં જણાતી. દાખલા તરીકે, ભીંત ઉપર એક સુંદર મ્યાનમાં નાંખેલી તરવાર લટકતી હતી. તે જૂના વખતની હોવાથી તેની મૂઠની કિંમતજ બસો પિસ્ટલ ઉપજે, એમ હતી. અથોને નાણાંની ગમે તેટલી ભીડ પડતી તોપણ તે એ તરવાર ઘરાણે મૂકતો નહીં અથવા તો વેચતો પણ નહીં. એ તરવાર જોઇને ઘણા વખતથી પોર્થોની દાઢ ડળકી હતી. પોતાના આયુષ્યનાં દશ વર્ષ સુધી અથોના ગુલામ થઇને રહેવાના બદલામાં જો એ તરવાર પોતાને મળે તો તે લેવા તે ખુશી હતો !

એક દિવસ પોર્થોને એક મોટા સરદારની સ્રીને મળવા જવાનું હતું. એ દિવસે તેણે મજકુર તરવાર પોતાની કમ્મરે લટકાવવા

માટે અથો પાસે માગી. અથોએ તે વિનતિના ઉત્તરમાં પોતાનાં કોટ, જાકીટ વગેરેનાં ખિસ્સાંમાંથી સોનાના સિક્કા, સોનાની વીંટીઓ વગેરે કાઢીને તેની સન્મુખ ધર્યાં. પોર્થોએ પૂછ્યું: "આમ કેમ?" અથો: "મારૂં બધું નાણું જોઇએ તો લઇ જા; પણ એ તરવાર નહીં મળે! એ તરવાર હું આ મકાન છોડી જઇશ ત્યારેજ એ ભીંત ઉપરથી નીચે ઉતરશે. ત્યાં સુધી તો તે ત્યાંની ત્યાંજ લટકતી રહેશે!"

આ પછી પોર્થોએ કદી એ તરવાર સંબંધી અથોને એક શબ્દ પણ કહ્યો ન હતો. એ તરવાર પાસે જૂના વખતનો એક તકતો પણ હતો. તેમાં જે ચિત્ર હતું તેની આકૃતિ અથોને બરોબર મળતી આવતી હતી, પણ તે ચિત્રમાંની આકૃતિનો પોષાક બહુ ઉત્તમ પ્રકારનો હતો અને તેના વદનની તથા બાંધાની પ્રતિભા અત્યંત ઝળકાટ મારતી હતી. અથોએ આ ચિત્ર કોનું છે, એ વિષે પોતાના મિત્રોને કાંઇ કહ્યું ન હતું પરંતુ તેના મિત્રોની માન્યતા એવી હતી કે, તે અથોના કોઈ પૂર્વજનું હોવું જોઇએ. એ સિવાય અથોના ટેબલ ઉપર હમેશાં એક નકસીદાર સુંદર નાની પેટી પડી રહેતી. એ પેટી પણ જૂના વખતની યાદગિરી રૂપે અથોએ સાચવી રાખેલી હતી. તે પેટીની કુંચી અથો હમેશાં પોતાની પાસે રાખતો. એક વખત અથોએ પોર્થોના દેખતાં તે પેટી ઉઘાડી હતી ત્યારે તેમાં અગત્યના કેટલાંક કાગળીઆં સિવાય બીજું કાંઈ જણાયું ન હતું.

પોર્થો જે મકાનમાં રહેતો હતો તે એક વિશાળ મકાન હતું. તેને એકલાને રહેવા માટે એના કરતાં નાનું મકાન હોય તો ચાલે; પણ એથી તે પોતાની મોટાઈ ઓછી થાય એમ લેખતો. તેનો કોઇ મિત્ર તેના એ મકાન આગળથી પસાર થતો ત્યારે

મોટા ઘાંટા પાડીને તે કહેતો કે, "આ બધું મકાન મારૂં છે !" જાણે એમ કહેતાં તેને ગર્વ ઉપજતો હોય એમ તેની મોટી ચળકતી આંખો ભાન કરાવતી. તેના નોકર મોસ્કેટોંને તે સુંદર પોષાક પહેરવા આપતો. પોતાના ઘરની અંદર કદી પોતાના મિત્રોને આવવાને તે આમંત્રણ આપતો નહીં એટલે બહારથી દેખાતા આ મોટા મકાનનો કેટલો ભાગ તે પોતે વાપરે છે, તેનો ખ્યાલ કોઇ કરી શકતું નહીં.

અરામી જે મકાનમાં રહેતો તેના આગલા ભાગમાં એક સુંદર બાગ હતો. એ બાગમાં ઝાડ અને ઝાડીઓ પુષ્કળ હોવાથી મકાનની અંદર શું થાય છે એની કોઇને ખબર પડતી નહીં. એ મકાનમાં ત્રણ ઓરડા હતા. એક દિવાનખાનું, એક રસોડું અને એક શયનગૃહ. શયનગૃહ મકાનના નીચેના ભાગમાં હતું અને બાકીના ઓરડા મકાનના માળ ઉપર હતા.

ડાર્ટીના રહેવાના મકાનથી વાચકવૃન્દ પરિચિત છે. ડાર્ટો બુદ્ધિમાન્ તેમજ ચોક્કસ મનનો હતો. તે કદી સ્વસ્થ બેસી રહેતો નહીં. તેની આશાઓ અને આકાંક્ષાઓ બહુજ પ્રબળ હતી. તેનું ચિત્ત અનેક રીતે આગળ આવવા અને દુનિયામાં નામ કાઢવાને સદાયે તલપતું હતું; આથી તે અથો, પોર્થો અને અરામીની પેઠે ખોટું નામ ધારણ કરવા કિંવા આડંબર બતાવવાનું પસંદ કરતો નહીં. અમુક માણસ સાંથે પોતાને પરિચય થયા બાદ તે કદી તેની અંદરખાનેની સ્થિતિ જાણવાને કોઇ પ્રકારની ખટપટ કરતો નહીં. માત્ર તેના વિષે આકસ્મિક કાંઇ વિશેષ માહિતી મળે તો તે જાણવાને તે ઉત્સુક રહેતો. પોર્થોને એક વખત તેણે પૂછયું હતું કે, અથો અને અરામી સંબંધી કાંઇ માહિતી આપી શકશો ? પણ પોર્થો, અથો વિષે બહુ

જાણતો ન હોવાથી માત્ર તેણે એટલું કહ્યું હતું કે, “ અથોના અંતઃકરણને ક્યાંકથી પણ જબરો ધક્કો લાગેલો છે; અને કોઇકે તેના પ્રત્યે ભયંકર વિશ્વાસઘાત કરીને તેના જીવનને વિષમય કરી નાંખ્યું છે, એટલુંજ એના વિષે હું જાણું છું. પણ એ વિશ્વાસઘાત કરનાર કોણ છે અને શી બાબતમાં વિશ્વાસઘાત કર્યો છે, તેની મને ખબર નથી. ” ડાર્ટાએ અથો વિષે આ હકિકત જાણ્યા પછી, વિશેષ કાંઈ જાણવાને દરકાર કરી નહીં. પોર્થો અરામી સંબંધી તેને કાંઇ માહિતી આપી શક્યો નહી. પોર્થો, અથો અને અરામીનાં ખરાં નામ કાંઇક જૂદાં જ હતાં. આ નામો માત્ર મો. ટ્રેવિલેને જણાવવામાં આવ્યા હતાં, પણ ટ્રેવિલે સિવાય અન્ય કોઇને એ નામોની ખબર ન હતી. અરામી હમેશાં કહેતો કે, મારૂં કશુંયે ગુપ્ત રાખવા જેવું નથી; પણ પોતાની વાત નીકળતાં તે ઉડાવવાને યત્ન કરતો. એક દિવસ તે ખુશમિઝાઝમાં હતો ત્યારે ડાર્ટાએ, અરામી આગળ, પાછળના પરિચ્છેદમાં વર્ણવેલા નકસીદાર રૂમાલની વાત કાઢી. એ રૂમાલને લીધે ડાર્ટો અને અરામી વચ્ચે દ્વન્દ્વ યુદ્ધનો પ્રસંગ ઉભો થયો હતો, એ વાચકવૃંદ જાણે છે. ડાર્ટાએ જયારે એ રૂમાલની વાત કાઢી ત્યારે અરામી પહેલાંની પેઠે ગુસ્સે થઇ ગયો નહીં અને બોલ્યોઃ “ મિત્ર ! હું કાંઇ એવા પ્રેમના છલબલમાં પડતો નથી. કારણ હું થોડાકજ વખતમાં ધર્મોપદેશક થનાર છું. એ રૂમાલ વિષે ખરી હકિકત તો એવી હતી કે, મારો એક મિત્ર તે મારે ઘેર ભૂલી ગયો હતો. એ મિત્રને હું એ રૂમાલ આપવા જતો હતો. કદાચિત્ તેને કોઇ સ્ત્રી સાથે સંબંધ હશે, પણ મેં તો હજી સુધી કદી કોઇ સ્ત્રીની સાથે પ્રેમસંબંધ જોડયો નથી. ભવિષ્યમાં

તેવું કાંઈ કરવાની મારી ઇચ્છા પણ નથી. આ બાબતમાં એથોની સ્તુત્ય વલણનુંજ હું અનુકરણ કરૂં છું."

ડાર્ટો: "પણ મિત્ર ! તમે કાંઇ ધર્મોપદેશક નથી. તમે તો બંદુકદાર છો."

આરામી: "ના. વાસ્તવિક રીતે મારૂં અંતઃકરણ ધર્મ પ્રત્યેજ ઢળે છે. મારી ઇચ્છા વિરૂદ્ધ મારે બંદુકદારી સ્વીકારવી પડી છે. ધર્મોપદેશકની દીક્ષા લેતી વખતે મને થોડીક અડચણ નડી; તેથી મારૂં મન ખિન્ન બનતાં, પોર્થો અને એથોએ મારી એ ખિન્નતા દૂર કરવા માટે મને આ બંદુકદારી અપાવી. આને લગતી બધી હકિકત કહેવા બેસું તો તને ભારે કંટાળો ઉપજશે, એટલે તારો અમૂલ્ય વખત ગુમાવવો મને ઠીક લાગતો નથી."

"ના. ના. મને જરાકે કંટાળો ઉપજશે નહીં. મને અત્યારે કાંઇ કામ નથી એટલે ફુરસદને વખતે કંટાળો શેનો ?"

આરામી: "પણ મારે મારો ધાર્મિક નિત્યપાઠ કરવાનો બાકી છે. તેમજ મને બીજાં ઘણાં કામ છે એટલે અત્યારે બધું સવિસ્તર કહેવું ફાવશે નહીં." એમ કહીને આરામીએ સપ્રેમ ડાર્ટોનો હાથ પોતાના હાથમાં લઇને દાબ્યો અને તેની પાસેથી વિદાયગિરી લીધી.

આમ પૂછપરછથી ડાર્ટોને પોતાના મિત્રો સંબંધમાં ખાસ કાંઇ ભેદ મળી શકયો નહીં. એટલે તેણે હાલ તુર્ત પોતાને મળેલી હકિકતથીજ સંતોષ માનવો દુરસ્ત લેખ્યો. આગળ જતાં આપોઆપ વિશેષ ખબર મળશે એમ તે ધારતો હતો. આ ત્રિપૂટી બહારથી દેખાય છે તેવી સામાન્ય બંદુકદાર વ્યક્તિઓ નથી પરન્તુ પુરાતનકાળની કોઇક વીર વ્યક્તિઓ છે; એવો ડાર્ટોને શક ઉપજયો પણ તે શંકાનો સ્ફોટ હાલ તુર્ત તેની સમક્ષ થયો નહીં.

યુદ્ધના દિવસો ન હોય તે વખતે આ ચારે મિત્રો પોતાના દિવસ આનંદથી ગાળતા. તેઓ જુગારની રમતમાં પણ ભાગ લેતા. આથો કોઇવાર જુગાર ખેલતાં હારી જતો ત્યારે કદી પોતાના મિત્રો પાસેથી પૈસા ઉછીના માગતો નહીં. ઉલટું તેને જોઇતા પૈસા તેને મળી રહેતા. રમતમાં હારવાથી તેને કોઇનું દેવું થતું તો બીજે દિવસે પહેલી તક મળતાં પોતાના લેણદારને ત્યાં જઇને તે નાણાં ભરી આવતો. પોર્થોની વાત આના કરતાં જૂદાજ પ્રકારની હતી. રમતમાં તે જીતતો ત્યારે મોટા ખરાડા મારીને પોતાની હોશિયારી બતાવતો પણ જયારે હારી જતો ત્યારે આઠ દિવસ સુધી એ જગ્યાએ પોતાનું મોઢું સુદ્ધાં બતાવતો નહીં ! અને જયારે એ જગ્યાએ પાછો જતો ત્યારે તેનું મ્હોં ઉતરેલું જણાતું પણ પોતાના દેવાના પૈસા ખિસ્સામાં લઇનેજ જતો. આરામી, કદી જૂગટામાં ભાગ લેતો નહીં. ચારે મિત્રો જયારે વાતચિતમાં ખૂબ મશગુલ થઇ જતા ત્યારે અધવચમાંજ તે પોતાના ખિસ્સામાંથી ઘડીઆળ કાઢીને જોતો અને 'મારે જરાક કામ છે' એમ કહીને ત્યાંથી પસાર થઇ જતો. કોઇ કોઈવાર તે એમ કહેતો કે, "મારે ધર્મ સંબંધી કેટલુંક લખવાનું છે માટે મહેરબાની કરીને મારે ત્યાં હમણાં કોઇ આવશો નહીં."

મહારાજાએ ડાર્ટાને જે ૪૦ પિસ્ટલ આપ્યા હતા તેમાંથી ડાર્ટાને ભાગે ૧૦ પિસ્ટલ આવ્યા હતા. જયાં સુધી એ પૈસા પહોંચ્યા ત્યાં સુધી તો ડાર્ટાનો નોકર પ્લેંશે તેની પાસે રહ્યો પણ જયારે તેણે જોયું કે હવે પોતાના શેઠ પાસે નાણાં નથી ત્યારે તેણે પોતાને નોકરીમાંથી છૂટો કરવા તેને વિનતિ કરી, ડાર્ટાએ તેને પ્રથમ તો શાન્તિથી પોતાની પાસે રહેવાના લાભ જણાવ્યા; પણ જયારે એ ઉપર ધ્યાન ન આપતાં પ્લેંશે વધારેને

વધારે હઠ કરવા લાગ્યો ત્યારે ડાર્ટોએ પોર્થોના ઉપદેશ મુજબ પ્લેંશેને એવી દમદાટી દીધી કે પ્લેંશે તેથી ગભરાઈ ગયો અને ફરીથી કદી તેણે નોકરીમાંથી છૂટા થવાની અરજ કરી નહી.

અથો વિગેરે ત્રણ મિત્રો મોં. ટ્રેવિલેના નિવાસાલયમાં પોતાની નોકરી કરવા જતા ત્યારે ડાર્ટો પણ તેમની સાથે જવા લાગ્યો. ટ્રેવિલેને હવે ડાર્ટો ઉપર વિશ્વાસ બેઠો હતો અને તેના પ્રત્યે પ્રેમથી પ્રેરાઇને તેણે રાજા આગળ તેની પુનઃ ભલામણ કરી હતી. પરિણામે એક દિવસે રાજા તરફથી ટ્રેવિલેને લિખિત હુકમ મળ્યો કે, ડાર્ટોને મોં. ડેઍસ્સારની ટુકડીમાં દાખલ કરવો. ડાર્ટોને બંદુકદારી મળી નહીં તેથી બહુ નાખુશી ઉપજી; પણ ટ્રેવિલેએ તેને ખાત્રી આપી, કે "આ ટુકડીમાં તું ખરેખર બે વર્ષ રહીશ એટલે પછી તરતજ તને બંદુકદાર બનાવીશું. એ દરમ્યાન જો કોઇ વખત તારા શૌર્યની વધુ ખાત્રી થાય, એવા પ્રસંગ આવશે, તો અધવચથી પણ તને બંદુકદાર ટુકડીમાં દાખલ કરી દઇશું." ડાર્ટોએ આ ઉપરથી ધીરજ રાખવાનો નિશ્ચય કરી, મોં. ડેઍસ્સારની ટુકડીમાં સૈનિક તરીકે નોકરી સ્વીકારી.

ઘણી વખત ડાર્ટો સાથે તેના ત્રણે મિત્રો મોં. ડેઍસ્સારની ટુકડીમાં જતા અને ડાર્ટોની સાથે સ્વેચ્છાથી તેઓ પણ પહેરો ભરવા લાગતા. મોં. ડેઍસ્સારને આ ઉપરથી, એકને બદલે ચાર માણસોની સેવાનો અનાયાસે લાભ મળ્યો, એમ કહી શકાય.



## પરિચ્છેદ ૮.

### પ્રપંચ !



મહારાજાએ ડાર્ટીને આપેલાં નાણાં તેણે પોતાના ત્રણ મિત્રો સાથે સરખે ભાગે વહેંચી લીધાં હતાં. જેવી રીતે તેની પાસેથી એ નાણાં ખરચાઇ ગયાં તેવીજ રીતે તેના મિત્રોની દશા થઇ અને તેઓને નાણાંની તૂટ પડવા લાગી. આથી તેઓએ હવે બહાર જમવાનું રાખ્યું. અથો આવી રીતે ચાર વખત પોતાના મિત્રોને તથા તેમના નોકરોને લઇને ચાર જૂના સ્નેહીઓને ઘેર જમી આવ્યો. પોર્થો છ જગ્યાએ અને અરામી આઠ જગ્યાએ પોતાના મિત્રોને તેમના નોકરો સાથે જમાડી આવ્યો. ડાર્ટીને પારિસમાં કોઇનું ઓળખાણ નહોતું. પરન્તુ તપાસ કરતાં જણાયું કે પોતાના પ્રાંતના બે ઓળખિતા પારિસમાં રહેતા હતા; આથી તેણે પ્રયત્ન કરીને જૂનો સ્નેહ તાજો કર્યો તથા તેમને ત્યાં એકકેક દિવસ પોતાના મિત્રોને તે જમવા લઇ ગયો. બધા મિત્રો કરતાં પોતે ઓછાં જમણ અપાવી શકયો એથી તેના મનમાં બહુ દુઃખ થયું. તેને લાગ્યું કે હું નિષ્કારણ મારા મિત્રોને ભાર રૂપ થઇ પડયો. આ લાગણીને લીધે તેને એ યાદ રહ્યું નહીં કે, રાજાએ પોતાને એકલાનેજ આપેલાં નાણાંમાં તેણે પોતાના મિત્રોને પણ સમભાગી કરીને તેમને મોજશોખ કરાવી હતી. પણ બહાર જમવાનું કાંઇ હરહમેશ ચાલુ રહ્યું નહીં. ઓળખીતાઓ વધારે સંખ્યામાં ન મળ્યા એટલે આ ચાર મિત્રો વિમાસણમાં પડયા કે નાણાં મેળવવાને શો ઉદ્યોગ કરવો ?

એક દિવસ ડાર્ટી આ સંબંધમાં એકલો બેઠો બેઠો વિચાર કરતો હતો એટલામાં એકાએક તેના બારણા ઉપર કોઇએ ટકોરા માર્યા. પ્લેંશેને જાગ્રત કરીને ડાર્ટીએ બારણું ઉઘાડવા મોકલ્યો. ખરી રીતે જોતાં અત્યારે કાંઈ રાત નહતી. અત્યારે દિવસના ચાર વાગ્યા હતા. પ્લેંશેએ બે કલાક પહેલાં પોતાના શેઠ પાસે જમવા જવા પૈસા માગ્યા હતા એટલે ડાર્ટીએ તેને એક કહેવત કહી હતી કે, " જે ઉંઘે તે જમે છે;" આ ઉપરથી પ્લેંશે ઉંઘતે ઉંઘતે જમતો હતો!

પ્લેંશેએ બારણું ઉઘાડયું એટલે સાદા પોષાકવાળો એક માણસ અંદર આવ્યો. તેણે કહ્યું: " હું રેશમી કાપડનો વેપારી છું. મારે તમારી સાથે એકાન્તમાં વાતચિત કરવી છે." ડાર્ટીએ આથી પ્લેંશેને જતા રહેવા ઇશારત કરી. પ્લેંશે બહાર ગયો એટલે પેલો માણસ આવીને ડાર્ટીની પાસે બેઠો. બન્ને જણ થોડી વાર સુધી ચૂપ રહીને એક બીજાને નિહાળવા લાગ્યા. એ પછી ડાર્ટીએ તેને ઇશારત કરી પોતે તેનું કહેવું સાંભળવા તૈયાર છે એમ સૂચવ્યું.

વેપારીએ કહ્યું: " તમે ઘણા બહાદુર પુરુષ છો, એમ મેં સાંભળ્યું છે; અને તેથીજ તમારા આ તાબેદારે પોતાની એક ખાનગી બાબતમાં તમારી મદદ લેવાનો ઠરાવ કર્યો છે."

ડાર્ટી: " બોલો, મોંશ્યો, તમારે શું કહેવાનું છે?"

વેપારી થોડીવાર ચૂપ રહ્યા પછી બોલ્યો: " મારી સ્ત્રી નામદાર રાણી સાહેબને ત્યાં કપડાં સીવવાનુ કામ કરે છે. તે સદ્‌ગુણી અને સુન્દર છે. તેનો ધર્મપિતા, રાણી સાહેબના વસ્ત્રભંડાર ઉપરનો મુખ્ય અધિકારી મોં. ડ લા પોર્ટ છે. તેનો મારી સ્ત્રીને બહુ મોટો આશ્રય છે. એ ગૃહસ્થના આગ્રહથીજ, મને કાંઇ

પહેરામણી મળી નહતી, છતાં પણ મેં એ સ્ત્રી સાથે લગ્ન કર્યાં હતાં. ”

“ વારૂ. પછી ? ”

“ પછી શું ? ગઇ કાલે તે પોતાની નોકરી ઉપરથી પાછી ફરતી હતી ત્યારે તેને એક જણ ઉઠાવી ગયો. ”

“ એ કોણ હતો ? ”

“ મને ખરેખર ખબર નથી, પણ એક જણ ઉપર મને શક છે. ”

“ એમ ? કોના ઉપર તમને શક છે ? ”

“ તેની પાછળ આજ કેટલાક વખતથી પડેલા એ માણસ ઉપર. ”

“ વારૂ. પણ તેનું નામ તો મને કહો ? ”

“ એનું નામ મારે કહેવું કે કેમ, એ વિષે મારા મનમાં બહુ ભાંજગડ ઉઠે છે. ”

“ મહાશય ! તમારા મનમાં ભાંજગડ થાય તે સંબંધી મારે કાંઇ વિચાર કરવાનો રહેતો નથી. તમે તમારી મેળે મારી મદદ લેવા આવ્યા છો. તમારી ખાનગી વાત તમેજ મારી આગળ ઉકેલવા બેઠા છો. મેં કાંઇ તમને આગ્રહ કર્યો નથી. હવે તમારે મને પૂરતી માહિતી ન આપવી હોય તો તમારી મરજી. તમને જેમ યોગ્ય લાગે તેમ કરો. મને શું કરવા વચ્ચે નાંખો છો ?–”

“ એમ નથી મહારાજ ! તમારા ઉપર વિશ્વાસ મૂકવામાં મને અડચણ નથી, એવું તમારો ચહેરો જોઇનેજ મને ખાત્રી થઇ છે, પણ આ બાબતમાં, પ્રેમ કરતાં રાજમહેલની ખટપટને વધારે સંબંધ હોય એમ હું માનું છું. ”

“ રાજમહેલની ખટખટ ! એ ખટપટ વળી કેવી છે ?

"આ તો મને જે લાગ્યું તે મેં તમને કહ્યું. મને પોતાને ખાત્રી છે કે, મારી સ્ત્રીનો મારા સિવાય બીજા કોઇના ઉપર વિશેષ પ્રેમ નથી. તેની પોતાની ઇચ્છાથી તે બીજા કોઇ ઉપર આશક થાય એવી નથી, પણ આ તો તેના કરતાં ઉંચા દરજ્જાની કોઇ બાઇને લગતી પ્રીતિવિષયક ભાંજગડનો ભોગ તે થઇ પડી છે !"

"ઓહો ! ત્યારે તે બાઇ મેડમ બોઇ–ટ્રેસી સિવાય બીજી કોઇજ નહીં હોય !"

"નહીં, મહારાજ !"

"ત્યારે મેડમ ડેગ્યુ઼ઇયોં હશે !"

"છટ્, છટ્, એના કરતાં પણ ઉંચી બાઇ છે !"

"કોણ મેડમ ડ શેવર્સ ?"

"નહીં, રે ! સાહેબ, એથી પણ મોટી !"

"વાહ ! ત્યારે તો ખુદ રાણી સાહેબજ હોવાં જોઇએ !"

હાર્ટો આ નામ બોલ્યો તો ખરો, પણ સંકોચને લીધે તેણે પોતાની જીભ કરડી. વેપારીએ કહ્યું: "હવે તમે ખરૂં બોલ્યા !"

"એમનો પ્રેમસંબંધ કોની સાથે—?"

"બીજા કોની સાથે હોય ? ડ્યૂક ઑફ—!"

"એમ ? ડ્યૂક ઑફ—?"

"હા, શ્રીમાન્ !"

"પણ એ વાત તમે કયાંથી જાણી ?"

"મેં—મેં—વળી કયાંથી—જાણી—હોય ?"

"નહીં, એમ છટકી જવાશે નહીં. કહેવું હોય તો બધું ચોખ્ખું કહો; નહીંતર તમારી મેળે આવ્યા તેવા રસ્તે પડો !"

"મારી સ્ત્રીએજ મને એ વાત કહી હતી, મહેરબાન !"

" પણ તેને કોણે કહી હતી ? "

" મોં. ડ લા પોર્ટે. એ તેના ધર્મપિતા છે; એટલે આવી બધી વાતો તેને ખુશીથી કહે છે. રાણી સાહેબનો મોં. ડ લા પોર્ટ ઉપર ઘણોજ વિશ્વાસ છે અને તેથીજ તેમણે મારી સ્ત્રીને રાણી સાહેબના તાબામાં નોકરી અપાવી હતી. આમાં તેમનો હેતુ એટલોજ કે, રાણી સાહેબ પાસે એક ખરેખરી વફાદાર અને વિશ્વાસુ સ્ત્રી રાખવી જોઇએ. મારી સ્ત્રી તેમણે ધાર્યા પ્રમાણે જ રાણી સાહેબને અત્યંત વફાદાર નીવડી છે. રાજા સાહેબે રાણીજીનું મન ઘણી બાબતોમાં ઉંચું કર્યું છે. શ્રીમાન્ કાર્ડિનલ તો રાણીજી ઉપર સખ્ત નજર રાખે છે અને રાણીજીની કેટલીક ખાનગી વાતો જાણવા માટે તેમણે ખાસ પોતાની જાસૂસ સ્ત્રીઓને તે નામદારની તહેનાતમાં રાખી છે. "

" હં. હવે મારા ધ્યાનમાં બધી વાત આવી ગઇ ! "

" ચાર દિવસ પહેલાં મારી સ્ત્રી જ્યારે મને મળવાને આવી હતી ત્યારે તે કહેતી હતી કે, રાણીજી બહુ ગભરાઇ ગયાં છે. મારી સ્ત્રી અઠવાડીઆમાં બે વખત મને મળવા આવે છે. "

" એમ ? "

" હા જી. પણ હમણાં થોડાક વખતથી જ્યારે જ્યારે તે મારે ઘેર આવે છે ત્યારે કાર્ડિનલ સાહેબના જાસૂસો તેની પૂંઠ પકડીને આવે છે. પાછલી એક વાતમાં રાણીજી ઉપર કાર્ડિનલને ગુસ્સો ચઢયો છે એટલે હવે તેઓશ્રી રાણીજીને નવી બાબતમાં પોતાનો હાથ બતાવવા માગે છે. એ પાછલી બાબત તો તમે જાણતા હશો ? "

દાર્ટાં કશુંયે જાણતો નહતો; પણ તે છતાં જાણે પોતે એક

ખડા રાજદ્વારી માણસ હોય તેમ તેણે ગપ્પ મારીઃ "હા. હા. સારી પેઠે!"

"ત્યારે એ બાબત ઉપરથી હવે શ્રીમાન્ કાર્ડિનલ નવા ફતવા જગાવવા માગે છે."

"કઇ જાતના?"

"રાણી સાહેબને લાગે છે કે——"

"શું લાગે છે?"

"તેમના નામે ડયૂક આફ બકિંગહામને કોઇકે બનાવટી પત્ર લખીને પારિસમાં બોલાવ્યા છે."

"રાણી સાહેબના નામે?"

"હા, સાહેબ, અને એમાં અંદરખાનેનો હેતુ એ છે કે ડયૂકને પકડવા."

"વાહ! આ તો જબરૂં કારસ્થાન! પણ એમાં તમારી સ્રીને શું લાગેવળગે?"

"કેમ નહીં, મહેરબાન? મારી સ્રી એટલે રાણી સાહેબની ખાસ વિશ્વાસુ દાસી. રાણી સાહેબની રજેરજ ખાનગી વાત તેજ જાણે. હવે તેને આ લોકો પકડીને જો દમદાટી દે તો રાણી સાહેબની બધી ગુપ્ત વાતો તેમના જાણવામાં આવે ને? વળી મારી સ્રીને રાણીજી પાસેથી દૂર કરવામાં તેમનો બીજો હેતુ એ કે, કાર્ડિનલ સાહેબની કોઇ સ્રી–જાસૂસ હવે રાણી સાહેબ ઉપર બારિક નજર રાખી શકશે."

"એ બધું સંભવિત છે, મહાશય! પણ તમારી સ્રીને કોણ લઇ ગયું, એ તો તમે મને કહ્યું નહીં."

"હું જે બધું જાણતો હતો તે તમને મેં કહી દીધું છે?"

"અરે! પણ તેને ઉઠાવી જનાર કોણ?"

" તેનું નામ મને ખબર નથી. હું એટલુંજ માત્ર જાણું છું કે તે કાર્ડિનલ સાહેબને ત્યાં કેદ છે. કાર્ડિનલના દુષ્ટ મળતીઆઓ તેને ઉઠાવી ગયા હોવા જોઇએ."

" વારૂ. તમે કોઇ માણસને એમ કરતાં જોયો હતો ખરો ?"

" હા. મારી સ્ત્રીએ મને એક દહાડો એક માણસને ઓળખાવ્યો હતો."

" તેની કાંઇ નિશાનીઓ તમને યાદ છે ?"

" હા, હા. એમાં તે શું ? તેની આંખો મોટી ને કાળી છે, દાંત સફેદ છે અને તેના ગાલ ઉપર એક ડાઘ છે !"

" ગાલ ઉપર ડાઘ ! બસ. ત્યારે તો તે એજ—મ્યુંગવાળોજ મારો પ્રતિસ્પર્ધી !"

" મહેરબાન ! તમે તેને ઓળખો છો શું ? ત્યારે તો હવે મારૂં કામ પાર પાડી આપો. ઈશ્વર તમારૂં સારૂં કરશે."

" તમે મને જેની નિશાની આપી એજ માણસ તે હશે તો તો એક તડાકામાં હું તમારૂં કામ પાર પાડી આપીશ; પણ તે મળશે ક્યાં ?"

" મને એની ખબર નથી."

" તેનું રહેવાનું મકાન ક્યાં છે, એ આપણે પ્રથમ જાણવું જોઈએ."

" એની પણ મને ખબર નથી. એ માણસ એકવાર રાજમહેલથી થોડેક દૂર ઉભો રહેલો હતો."

" એમાં શું ? એ તો ગમે ત્યાં ઉભો રહે; પણ એ માણસ તમારી સ્ત્રીને ઉઠાવી ગયો, એ તમે જાતે જોયું કે તમને કોઇએ એ વાત કહી ?"

" ક હા પોતે મને એ વાત કહી."

" અને તેને કોણે કહ્યો ? "

" એની મને ખબર નથી. "

" આ સિવાય તમે બીજું કાંઇ વધારે જાણો છો ? "

" ના. પણ...... "

" પણ શું ? "

" મને એમ લાગે છે કે, આ વાત બહાર પાડવામાં મેં મોટી મૂર્ખાઇ કરી છે. "

" વળી પાછો તમે આગળનો ધખારો કર્યા કરો છો ! પણ હવે તમારાથી પાછું ડગલું ભરાશે નહીં. એ વખત હવે ચાલ્યો ગયો છે. હવે જો બધી વાત કર્યા વિના અહીંથી જશો તો હું તમારી સખ્ત ખબર લઇશ. "

" હું આમાં પાછું ડગલું ભરતો નથી; પણ–બોનેશિયો... "

" તમારૂંજ નામ બોનેશિયો છે કે ? "

" હા. "

" મને વચ્ચે બોલવા બદલ ક્ષમા કરશો; પરન્તુ મને લાગે છે કે, મેં તમારૂં નામ ક્યાંક સાંભળ્યું છે ખરૂં. "

" કદાચ સાંભળ્યું હશે, મહેરબાન ! તમે મારાજ ઘરમાં ભાડે રહો છો. "

" એમ ? "

" હા જી. તમે અહીં ત્રણ મહિનાથી રહો છો. તમારે કામકાજ ઝાઝાં; એટલે મારૂં ભાડું ચૂકવવાનું પણ તમારા લક્ષમાં રહ્યું નથી; પણ તે માટે મેં તમને આજ સુધી હુંકાર સરખોયે કર્યો છે, મહેરબાન ? હું કેવો સજ્જન છું એની, આટલા ઉપરથીજ તમો સાહેબને ખાત્રી થશે. "

"મોં. બોનેશિયો ! તમારી સુજનતા માટે હું તમારો ઋણી થયો છું અને તેથીજ મારે હાથે તમારૂં કાંઇપણ કામકાજ થાય એવું હશે તો તે કરવાને હું હંમેશાં તત્પર રહીશ."

"ધન્ય છે તમને ! તમે મારૂં કામ પાર પાડી આપશો, એની મને ખાત્રીજ છે."

"વારૂ, ત્યારે તે વખતે તમે શું કહેવા જતા હતા તે કહો."

બોનેશિયોએ અત્રે પોતાના ખિસ્સામાંથી એક પત્ર કાઢયો. એ પત્ર ડાર્ટોના હાથમાં તેણે મૂકતાંજ ડાર્ટો બોલ્યો: "એ કોનો છે ?"

"વાંચી જુઓને ? આજ સહવારે એ પત્ર મને મળ્યો છે"

અત્યારે સાયંકાલનો સમય થયલો હોવાથી ડાર્ટોના મકાનમાં અંધારૂં થયું હતું. પત્ર અંધારામાં વાંચી શકાય એમ ન હોવાથી ડાર્ટો તે વાંચવા માટે બારી આગળ ગયો. બોનેશિયો તેની પાછળ ગયો. પત્ર નીચે પ્રમાણે હતો:—

"તારી સ્રીનો શોધ કરવા પ્રયત્ન કરીશ નહીં. તેનું કામ પતી જશે એટલે તરતજ તારે ઘેર પાછી મોકલવામાં આવશે. તેના શોધ માટે જો જરાક પણ હીલચાલ કરીશ તો યાદ રાખજે કે તારાં સોયે વર્ષ પૂરાં થશે."

ડાર્ટોએ પત્ર વાંચીને અભિપ્રાય આપ્યો: "આ ધમકી તો સખ્ત છે."

બોનેશિયો: "હા. મારાં તો એથી હાજાંજ ગગડી ગયાં છે. હું લડવૈયો નથી, એટલે મને બેસ્ટિલ તુરંગની બહુ બ્હીક લાગે છે."

"વાહ! ત્યારે મને બેસ્ટિલ તુરંગ તમારા કરતાં વધારે પ્રિય હશે એમ માનો છો શું? માત્ર લઢાઇની બાબત હોત તો તો જૂદી વાત હતી!"

"પણ આ પ્રસંગે તમારી મદદ મળશે એવી મને પક્કી ખાત્રી હતી."

"તે ખરૂં છે."

"તમે માં. ટ્રેવિલેના ઉત્તમ બંદુકદારો, જેમને લોકો "અભય ત્રિપુટી" તરીકે ઓળખે છે, તેના ખાસ મિત્ર છો; વળી માં. ટ્રેવિલે અને કાર્ડિનલ સાહેબ વચ્ચે મૂળથીજ બારમો ચન્દ્રમા છે; એટલે મારૂં ધારવું હતું કે, રાણી સાહેબનું કામ કરવામાં કાર્ડિનલ સાહેબને તમારૂં પાણી બતાવવાનો તમને લાગ મળશે તેથી તમે ખુશી થશો."

"એ નિઃસંશય ખરૂં છે."

"વળી મને લાગ્યું કે, ત્રણ મહિનાના તમારા ચઢેલા ભાડા માટે મેં તગાદો કર્યો નથી તેથી—"

"હા, હા. એ વાત તો તમે મને પ્રથમથીજ કરી છે."

"વળી તમે મારા ઘરમાં ફાવે તેટલા દિવસ રહેજો. હું કદી પણ ભાડા માટે તમને કાંઇ કહીશ નહીં—"

"વાહ! એ તો બહુ ઉત્તમ."

"વળી વધારે વિચાર કરી જોતાં જો જરૂર જેવું જણાય તો મેં તમને ૫૦ પિસ્ટલ આપવાનો નિશ્ચય કર્યો છે; કારણ કદાચિત–તેવો સંભવ તો નથી તોપણ–અત્યારે તમને પૈસાની તંગી હશે—"

"ઓહો! તમે બહુ ઉત્કૃષ્ટ વિચાર કર્યો છે. માં. બોને

શિયો! તમે માયાળુ છો એટલુંજ નહિ પણ તમે પૈસાદાર છો. ખરું ને?"

"ના. ના. તેમ નથી. માત્ર હું પૈસેટકે સુખી છું એટલુંજ. કાપડના વેપારમાં મને વાર્ષિક ૨ થી ૩ હજાર ફ્રાંકનું ઉત્પન્ન થાય છે, તે સિવાય બીજું કાંઇ મળતું નથી. પણ......

"કેમ? કેમ? શું થયું?"

"પેલું સામે કોણ દેખાય છે?"

"ક્યાં?"

"તમે ઉભા છો તે બારીની સામે જુઓને? કોઇક કાળા ઝભ્ભામાં વીંટળાયલો આકાર જણાય છે."

ડાર્ટો અને બોનેશિયો એ આકાર તરફ થોડીકવાર સુધી જોઇ રહ્યા પછી એકદમ સાથેલાગા બોલી ઉઠયા: "એ તેજ છે!"

ડાર્ટોએ પોતાની તરવાર મ્યાનમાંથી કાઢીને કહ્યું: "ખરે-ખર, આ વખતે તો તે મારા હાથમાંથી છટકી શકશે નહીંજ."

ઉઘાડી તરવાર સાથે ડાર્ટો પોતાના ઓરડામાંથી બહાર ધસી ગયો. એ વખતે પોર્થો અને અથો તેને અધવચ્ચે મળ્યા. તે બન્ને એકઠા ચાલતા હતા. ડાર્ટોને જોઇને પોર્થો એક બાજૂ અને અથો બીજી બાજૂએ ખસ્યા. ડાર્ટો તેમની વચ્ચે થઇને પસાર થયો.

તે બે જણે પૂછયું: "ડાર્ટો! આ ઉગ્ર સ્વરૂપ કેમ? ક્યાં જાય છે?"

"મારા મ્યુંગવાળા શત્રુને મારવા!"

ડાર્ટો એટલું કહીને જતો રહ્યો. તેણે અગાઉ એક બે વખત મ્યુંગ ખાતે પોતાને જે ઝઘડામાં ઉતરવું પડયું હતું તેની વાત આ લોકોને કહી હતી અને તેજ સાથે જે સ્ત્રી સહિત એ માણસ વાત

કરતો હતો તેની ખૂબસુરતીનાં પણ વખાણ કર્યાં હતાં. એ ઉપરથી અથોએ એવો અભિપ્રાય આપ્યો હતો કે, ડાર્ટોના વર્ણન પ્રમાણે તો તે અજાણ્યો માણસ એક ખાનદાન ગૃહસ્થ હોવો જોઇએ, અને તેથી તે ડાર્ટોનો પત્ર ચોરે નહીં. તેનો પત્ર પથિકાશ્રમ આગળની ઝપાઝપીમાંજ ક્યાંક પડી ગયો હોવો જોઈએ. પોર્થોનું કહેવું એવું હતું કે—તે સુંદર બાઇ તેમજ એ ગૃહસ્થનો જે ખાનગી મેળાપ થનાર હતો તેમાં ડાર્ટો અને તેનો પીળચટ્ટો ટટ્ટુ અંતરાય રૂપ થઇ પડયાં હતાં. અરામી એમ કહેતો હતો કે, આવી ખાનગી બાબતોનું રહસ્ય ઉકેલવાને આપણે પ્રયત્નો કરવા જોઈએ નહીં. તેઓ ત્રણે આ પ્રમાણે મ્યુંગવાળા બનાવ સંબંધી ધારતા હોવાથી જ્યારે ડાર્ટો, એ કારણસર તરવાર સાથે બહાર નાઠો ત્યારે તેમણે તેના વિષે ચિન્તા કરી નહીં. તેમનું માનવું હતું કે, કાં તો એ માણસને પકડીને અથવા તો તેને નહીં જોઈને થોડીકજ ક્ષણમાં ડાર્ટો પાછો આવશે.

અથો અને પોર્થો, ડાર્ટોના દિવાનખાનામાં જઈને જુએ છે તો ત્યાં કોઇ ન હતું! બાનેશિયો, ગભરાઇને ક્યારનોયે ત્યાંથી છપાંચ ગણી ગયો હતો!



## પરિચ્છેદ ૯.

### ચતુષ્ટયની ધર્મપ્રતિજ્ઞા.



એથો અને પોર્થોએ જેમ ધાર્યું હતું તેમજ ડાર્ટો અર્ધા કલાકમાં પાછો આવ્યો. પોતાના શત્રુનો તેને બિલકુલ પત્તો લાગ્યો નહતો. તે ભૂતની માફકજ દેખાતો અને ભૂતની માફકજ અલોપ થઇ જતો! ડાર્ટો રસ્તામાં ઉઘાડી તરવાર સાથે દોડયો જતો હતો તે દરમ્યાન અરામી પણ ડાર્ટોને ઘેર જઇ પહોંચ્યો હતો. ડાર્ટો ગુસ્સામાં ખડખડાટ કરતો અને પગ પછાડતો જ્યારે પોતાને ત્યાં પાછો આવ્યો ત્યારે તેની મિત્રત્રિપૂટી ત્યાંજ એકત્ર થયલી હતી. ત્રણે જણે તેને એક સાથે પૂછયું: "કેમ શું થયું?"

એક ખુરશી ઉપર ધબ્બ દઇને બેસતાં ડાર્ટો બોલ્યો: "શું થાય? એ ભેદી માણસ મને તો કોઇ ભૂતજ લાગે છે! જ્યાં ત્યાં એકાએક દેખા દે છે પણ હું જેવો તેની પાછળ પડું છું કે કે તરતજ કોણ જાણે કયાં અદૃશ્ય થઇ જાય છે!"

એથો: "તું ભૂતપિશાચમાં માને છે કે વળી?"

ડાર્ટો: "પ્રત્યક્ષ જોયા સિવાય હું કોઇ વાત ખરી માનતોજ નથી. ભૂત પિશાચ મેં કદી જોયાં નથી, એટલે તે હોય છે એમ હું માનતો નથી."

અરામી: "બાઇબલમાં લખેલું છે કે, સૅાલની નજરે પિશાચ ચઢયું હતું. આથી ભૂતપિશાચ અસ્તિત્વમાં છેજ એમ

આપણે કબૂલ રાખવું જોઇએ. આ બાબતમાં શંકા કરવી એ શોભાભરેલું ન ગણાય."

ડાર્ટો: "તે માણસ ગમે તે હોય. ભૂત હોય કે પછી મનુષ્ય પણ મારા જીવનમાં હરઘડી તે મને નુકશાન કરે છે અને કરશે, એની તો મને ખાત્રી થઇ ચૂકી છે. સૌથી પ્રથમ, તેની સાથેના મેળાપથી મારો પરિચય-પત્ર ચોરાઈ ગયો. આજ લગભગ સો અથવા એથી વધુ પિસ્ટલ મેળવવાની અણી ઉપર હું હતો, ત્યાં તેના ઉપસ્થિત થવાથી બધી બાજી કથળી ગઈ!"

પોર્થો અને અરામીએ કહ્યું: "એ કેવી રીતે?"

અથો માત્ર પોતાના રિવાજ પ્રમાણે ડાર્ટો તરફ પ્રશ્ન કરતો હોય એવી રીતે જોઇ રહ્યો.

ડાર્ટોએ પોતાના નોકર પ્લેંશેને કહ્યું: "જા, નીચે જઇને આ મકાનવાળા મોં. બોનેશિયોને કહે કે, ઉત્તમ જાતના દારૂની ૬૭ બાટલીઓ મોકલી આપ."

પોર્થો: "વાહ! તું વળી તારા મકાનવાળાનો લેણદાર ક્યારથી બન્યો છે?"

"આજથીજ. અને જો જો, દારૂ ઉંચી જાતનો નહીં હોય તો હું તેની પાસેથી બીજી વધુ સારી બાટલીઓ મંગાવીશ."

અરામીએ કહ્યું: "આપણે તેનો ઉપયોગ કરવો જોઇએ. ગેરઉપયોગ નહીં."

અથો: "હું પ્રથમથીજ કહેતો આવ્યો છું કે, આપણા ચારેમાં ડાર્ટોનું મગજ સૌથી વધારે સરસ છે!"

અથોએ આમ કહીને અર્થસૂચક રીતે ડાર્ટો તરફ જોયું. ડાર્ટોએ તેને નમન કર્યું અને અથો વળી પાછો શાન્ત બની ગયો.

પોર્થોઃ "પણ ભાઇ ડાર્ટો ! અમને કહે તો ખરો કે આ બધું છે શું ?"

અરામીઃ "હા, મિત્ર ! બધી હકિકત તારે અમને કહેવી જોઇશે. જો આમાં કોઇ સ્ત્રીની માનહાનિનો પ્રશ્ન હશે તો તારી વાત તું જાણે ! અમે એમાં ભાગ લઇશું નહીં"

ડાર્ટોઃ "ગભરાશો નહીં. કોઇની માનહાનિનો અહીં સવાલ નથી."

આ પછી તેણે બોનેશિયો સાથે પોતાને થયલી વાતચિત અક્ષરશઃ પોતાના મિત્રોને કહી સંભળાવી. મ્યુંગવાળો માણસજ બોનેશિયોની સ્ત્રીને ઉઠાવી ગયલો હોવાનો બોનેશિયોનો શક તથા પોતાને ખુલ્લી તરવારે બહાર જવાનું પણ તેજ કારણ હોવા વિષે તેણે ખુલાસો કર્યો.

એટલામાં દારૂની બાટલીઓ આવી પહોંચી. અથોએ દારૂનો સ્વાદ લેતાં લેતાં કહ્યું: "એકંદરે ડાર્ટોના હાથમાં આવેલું કામ ખરાબ નથી. આ કામમાંથી ૫૦ કે ૬૦ પિસ્ટલ ખુશીથી મળી આવશે. એ પછી પ્રશ્ન માત્ર એટલોજ ઉભો રહે છે કે, એ ૫૦ કે ૬૦ પિસ્ટલને ખાતર આપણા ચારેના જાન જોખમમાં નાંખવા વાજબી છે કે ?"

ડાર્ટોઃ "સાંભળો, આ કામમાં એક સ્ત્રીના પ્રાણ બચાવવાનો સવાલ છે. એટલુંજ નહીં, પણ એ સ્ત્રી પોતાની માલિકણને ચુસ્તપણે વફાદાર છે, તેથી તેને ધમકીઓ આપવામાં આવે છે, તેને દુઃખ પણ દેવામાં આવે છે અને તેને મારી નાંખવાને પણ પાછી પાની ભરાનાર નથી !"

અરામીઃ "પ્રિય મિત્ર ! તું આ બાબતમાં બહુજ લાગણીવશ થઇ જાય છે. મેડમ બોનેશિયોની અવસ્થા માટે તું ચિન્તા

તુર બની જાય છે પરન્તુ તેમાં તારી ભૂલ થાય છે. સ્ત્રીઓ આપણા નાશ માટે સરજાયલી છે અને તેમને લીધેજ આપણા ઉપર દુઃખના ઓઘ ઢળી પડે છે."

અરામીના આ ઉદ્દગારથી અથોનો ચહેરો બિહામણો બની ગયો. તે પોતાના હોઠ કરડવા લાગ્યો.

ડાર્ટો: "હું મેડમ બોનેશિયો માટે લગારે ચિન્તાતુર નથી; પણ મહારાણીના વિચાર મને કલેશ આપી રહ્યા છે. રાજાજી તેમનો ત્યાગ કરવાની તૈયારીમાં છે, કાર્ડિનલ તેમને ત્રાસ આપી રહ્યો છે અને એવી સ્થિતિમાં મહારાણીની એકકે એક અનુચરીઓને તેમની પાસેથી દૂર કરવામાં આવે છે."

અરામી: "ત્યારે શા માટે રાણી સાહેબ સ્પેન અને ઇંગ્લાંડના લોકો ઉપર પ્રીતિ રાખે છે?"

ડાર્ટો: સ્પેન એમનો પોતાનો દેશ છે; અને પોતે જે દેશમાં જન્મેલાં છે તે દેશનાં સંતાન ઉપર તે પ્રીતિ રાખે, એ તદ્દન સ્વાભાવિક છે. બીજા આક્ષેપ સંબંધમાં, મેં સાંભળ્યું છે છે તે પ્રમાણે, તે ઇંગ્લાંડના લોકોને નહીં પણ એક અંગ્રેજને ચાહે છે."

અથો: "હું મારા ધર્મના સોગંદ લઇને કહું છું કે, એ અંગ્રેજ ગૃહસ્થ એમની પ્રીતિ માટે તદ્દન લાયક છે. એના કરતાં અધિક ઉદાર અંગ્રેજ મેં કયાંયે જોયો નથી." બાદ તે ડાર્ટો તરફ જોઇને બોલ્યો: "ડયૂકને અહીં એક બનાવટી પત્ર દ્વારા બોલાવ્યો છે, એવું બોનેશિયોએ તને કહ્યું હતું, ખરું ને?"

ડાર્ટો: "હા. મને એ વાત ખરી લાગે છે."

અરામી આ વખતે અધવચમાંજ બોલી ઉઠયો: "સાંભળો, એક ક્ષણભર થોભો."

પોર્થો: "કેમ ? શા માટે ?"

"હું હું ચલાવો, વાતચિત આગળ ચલાવો. હું અમુક પ્રસંગો સંભારી કાઢું છું."

ડાર્ટો: "મને તો સંપૂર્ણ રીતે ખાત્રી થઇ ચૂકી છે કે, મેડમ ઍાનેશિયોને, આપણે જે વાતચિત કરીએ છીએ, તેના સંબંધમાંજ ઉપાડી જવામાં આવી છે. ડયૂક પારિસમાં આવ્યા હશે, એ તો નિઃસંશયજ."

પોર્થો: "આ ગાસ્કનની કલ્પનાશક્તિ જબરી છે, હોં ?"

અથો: "તેનું બોલવું મને બહુ ગમે છે."

આરામી: "મિત્રો ! સાંભળો. ગઇ કાલે હું એક વિદ્વાન્ તત્ત્વવેત્તાને ત્યાં, તત્ત્વજ્ઞાન સંબંધમાં મને કાંઇક શંકા પડવાથી તેના નિવારણાર્થે ગયો હતો." અથો આ સાંભળીને હસ્યો.

આરામી: "મારો એ વિદ્વાન્ મિત્ર એક શાન્ત સ્થળે વસે છે. જયારે હું તેને ઘેરથી પાછો ફરતો હતો ત્યારે—" અહીં તે થોડી વાર સુધી ચૂપ રહી ગયો.

પોર્થો: "હં, પછી ? આગળ ચલાવ ને ?"

આરામી તરફ તેના મિત્રો એકીટશે જોઇ રહ્યા. આરામી કોઇ વાત બનાવટી ઉભી કરતો હોય અને તેમાં કાંઇક વિક્ષેપ આવ્યાથી સંકલના તૂટી જાય, એ બનવા જોગ હતું; પણ તેના મિત્રો તેની સામેજ જોઇ રહ્યા હતા, એટલે આ પ્રસંગ પૂરેપૂરો કહ્યા વિના તેને ચાલે તેમ નહોતું. તેણે થોડીકવાર પછી આગળ કહેવા માંડયું: "એ વિદ્વાનને ત્યાં તેની એક ભત્રીજી આવજા કરે છે."

પોર્થો: "એમ ? પછી ?"

આરામી: "એ બાઇ બહુજ કુલીન છે." તેના ત્રણે મિત્રો આ સાંભળીને હસવા લાગ્યા.

અરામીઃ "તમે જો આમ હસ્યા કરશો અને હું જે કાંઈ કહું છું તેમાં શંકા ઉઠાવ્યા કરશો, તો પછી એ વાત હું આટલેથીજ પડતી મૂકીશ."

અથોઃ "ના, એમ ન કરીશ. તારૂં મન દુખાય છે તો તું જે કહીશ તે અક્ષરશઃ ખરૂં માનીને અમે ચુપકીદીથી બધું સાંભળ્યા કરીશું."

અરામીઃ "સાંભળ્યા કરો ત્યારે. મેં એ વિદ્વાનની જે ભત્રીજી કહી, તે હું ગઇ કાલે તેને ત્યાં ગયો તે વખતે આવેલી હતી. વાતચિત કરીને તે જ્યારે જવા ઉઠી ત્યારે તેની ગાડીમાં તેને બેસાડી આવવાની ફરજ મારા ઉપર પડી."

પોર્થોઃ "ઓહો ! એ વિદ્વાનની ભત્રીજી એક ગાડી પણ રાખતી જણાય છે, મિત્ર ! તને તો બહુ સારા કુટુંબ સાથે પરિચય થયેલો છે હોં ?"

અરામીઃ "પોર્થો ! મેં તને કેટલી બધી વખત ટોકયો છે કે, તું ઘણોજ અસભ્ય છે ! સ્ત્રીઓની મશ્કરી કરવાનો તને શો અધિકાર છે !"

ડાર્ટોઃ "ગૃહસ્થો ! આ બાબત ગંભીર છે. આમાં ઠઠ્ઠા મશ્કરી દાખલ કરવી જોઇતી નથી. કહો, અરામી, પછી શું થયું. ?"

અરામીઃ "એ પછી એકાએક એક ઉંચો અને કાળો માણસ—ડાર્ટો ! તું કહે છે તેવોજ—

ડાર્ટોઃ "અરે, એજ હોવો જોઇએ."

અરામીઃ "હું પણ એજ ધારૂં છું. એ માણસ પાંચ–છ સૈનિકો સાથે મારી પાછળ પાછળ આવ્યો અને દશેક પગલાં ભર્યાં બાદ તેણે વિનયી સ્વરે મને ઉદ્દેશીને કહ્યું 'મહાશ

ડયૂક' અને પછી તે સન્નારી તરફ વળીને તે બોલ્યોઃ 'અને આપ બાઇ સાહેબ! મહેરબાની કરીને કોઇપણ જાતની ધાંધલ ન કરતાં ચૂપાચૂપ આ ગાડીમાં બેસી જાઓ.'

ડાર્ટીઃ "તેણે તમને બકિંગહામ તરીકે ધારી લીધા હોવા જોઇએ!"

અરામીઃ "હું પણ એમજ ધારૂં છું."

પોર્થોઃ "અને પેલી સન્નારીને—"

ડાર્ટીઃ "—રાણી સાહેબ તરીકે ધારી લીધાં હોવાં જોઇએ!"

અરામીઃ "બરાબર."

અથોઃ "આ ગાસ્કન્ તો બડો ચાલાક છે. એના લક્ષ બહાર એકકે બાબત રહી જતી નથી!"

પોર્થોઃ "ખરી બાબત એ છે કે, બકિંગહામ અને અરામી ઉંચાઇમાં અને આકૃતિમાં એક સરખા છે, પણ અરામી! તેં તો તે વખતે બંદુકદાર તરીકેનો પોષાક પહેર્યો હશે ને?"

અરામીઃ "મેં તે વખતે એક લાંબો ઝભ્ભો પહેરેલો હતો."

પોર્થોઃ "વાહ! આ સખ્ત ગરમીના દિવસોમાં લાંબો ઝભ્ભો! એમ કેમ? તને કોઇ ઓળખે તો પોતાની આબરૂ જાય એવો તારા વિદ્વાન્ મિત્રને ભય ઉપજ્યો હતો શું?"

અથોઃ "મને લાગે છે કે, પેલો જાસૂસ માત્ર આકૃતિને લીધે છેતરાઇ ગયો હશે પણ ચહેરો—"

અરામીઃ "તે વખતે મેં એક મોટી ટોપી પહેરેલી હતી."

પોર્થોઃ "વાહ! તત્ત્વજ્ઞાન શીખવા જતી વખતે તું ભારે અગમચેતી વાપરીને પોશાક બદલી નાંખતો લાગે છે!"

ડાર્ટીઃ "ગૃહસ્થો! વળી પાછા ઠઠ્ઠા મશ્કરીમાં પ્રવૃત્ત થાઓ છો એ ઠીક થતું નથી. આપણે હવે વિખરાઇ જવું જોઇએ અને

આ મકાનવાળા વેપારીની સ્ત્રીની તપાસ પાછળ મંડવું જોઇએ. આ આખા પ્રપંચની કુંચી તેજ છે!"

પોર્થોએ તિરસ્કાર બતાવતાં કહ્યું: "શું એક હલકા વર્ણની સ્ત્રીની તપાસ આપણે કરવી, એ વાજબી ગણાશે?"

"તે લા પોર્ટની ધર્મદુહિતા છે. વળી રાણી સાહેબની ખાસ વિશ્વાસુ પરિચારિકા છે. વળી રાણીજીએ આ જાતની સ્ત્રીની મદદ આવા પ્રસંગમાં શ્રેયસ્કર લેખીનેજ તેને પસંદ કરી હશે. મોટાં માણસો ઘણીવાર ભૂલચૂક કરી બેસે છે અને કાર્ડિનલ બહુજ દક્ષ છે એટલે જાણી જોઇને રાણીજીએ કોઇ મોટા માણસની મદદ લીધી નહીં હોય."

પોર્થો: "તો પછી આ વેપારી સાથે બદલાનું સાટું કરીનેજ આપણે આ કામ માથે લઇએ."

ડાર્ટો: "એ નિરર્થક થઇ પડશે; કારણ હું માનું છું કે, બોનેશિયો કાંઇ નહી આપે, તો પણ બીજે ઠેકાણેથી આપણને લાભ થયા વિના રહેવાનો નથી!"

આ વખતે એકાએક દાદરા ઉપર ભારે પગલાં પડતાં સંભળાયાં. થોડીકજ ક્ષણમાં ડાર્ટોના દિવાનખાનાનું બારણું જોરથી ઉઘડી ગયું અને કમનસિબ કાપડીઓ તેમાં રડતો રડતો પ્રવેશ કરીને ડાર્ટોના પગ આગળ બેસી ગયો. તે કહેવા લાગ્યો: "મને બચાવો, ગૃહસ્થો! મને બચાવો! ચાર માણસો મને પકડવા આવ્યા છે. ઈશ્વરને ખાતર મારૂં રક્ષણ કરો!"

આ સાંભળીને પોર્થો અને અરામી તત્ક્ષણેજ પોતાની તરવારો મ્યાનમાંથી કાઢીને ઉભા થયા. ડાર્ટોએ તેમને તરવારો મ્યાનમાં નાંખવાની ઇશારત કરીને કહ્યું: "ક્ષણભર ધીરજ ધરો. આ પ્રસંગ શૌર્ય બતાવવાનો નથી. યુક્તિથી આ કામ પાર પાડવાનું છે."

પોર્થો: "પરન્તુ—"

એથો: "હું એકવાર ફરીથી અત્રે જાહેર કરૂં છું કે, આપણામાં ડાર્ટો જેવો સૌથી વધારે સારો યુક્તિબાજ કોઇ નથી. આ બાબતમાં તે જેમ કરે તેમ આપણે તેને અનુસરવાનું છે. ડાર્ટો ! તારી ઇચ્છાનુસાર તું આ બાબતમાં વર્તજે. હું તારી પૂંઠે કાર્ય કરવા તૈયાર છું."

આ વખતે ચાર સૈનિકો બારણા આગળ આવી પહોંચ્યા. તેઓ આ બંદુકદારોને પોતાની તરવારો સાથે ત્યાં બેઠેલા જોઇને ક્ષણભર બારણામાંજ થોભી ગયા.

ડાર્ટોએ તેમને દેખીને કહ્યું: "ગૃહસ્થો, અંદર આવો. તમે મારા મકાનમાં આવ્યા છો, તેથી મારા મહેમાન છો; અને આપણે સર્વ રાજા સાહેબ તથા કાર્ડિનલ સાહેબના એકનિષ્ઠ સેવકો છીએ."

આવેલા સૈનિકોમાં જે મુખ્ય આગેવાન હતો તે બોલ્યો: "ત્યારે મારૂં માનવું છે કે, તમે અમને મળેલા હુકમો પ્રમાણે કાર્ય કરવામાં અંતરાય નહીંજ નાંખો."

"બિલકુલ નહીં. ઉલટું જો તમને જરૂર હશે તો અમે મદદ કરીશું."

પોર્થો: "ગાંડાની માફક આ શું બોલે છે ?"

એથો: "તું મૂર્ખ છે. છાનો માનો તારી જીભડી બંધ રાખીને બેસી રહે."

કમનસિબ બોનેશિયો ધીમા અને ગભરાયલા સ્વરે બોલ્યો: "પણ તમે મને મદદ કરવાનું વચન આપ્યું છે ને ?"

ડાર્ટો: "અમે પોતે છૂટા રહીનેજ તમને મદદ કરી શકીએ,

તમને અત્યારે મદદ કરવા જતાં અમને પોતાને કેદ કરવામાં આવે તેનો તને કાંઇ ખ્યાલ છે ? "

" એમ છતાં પણ મને લાગે છે કે—"

ડાર્ટો: " ગૃહસ્થો, અંદર આવો. આ સજ્જનનું રક્ષણ કરવાનું મને કાંઇ કારણ નથી. મેં એમને પહેલીજ વાર આજે મારે ત્યાં આવેલા જોયા છે. તે આ મકાનનું મારી પાસેથી ભાડું લેવા આવ્યા હતા. ખરૂં કે નહીં, મોં. બોનોશિયો ? "

બોનેશિયો: " એ વાત ખરી છે; પણ મોંશ્યો ! તમે એ પણ કહેતા નથી કે—"

" ચૂપ રહો; મારા વિષે, મારા મિત્રો વિષે કે પછી રાણી સાહેબ વિષે એક પણ આડો અવળો ઉદ્ગાર કાઢશો નહીં. યાદ રાખજો કે, એમ કરવામાં તમારૂં રક્ષણ થશે નહીં પણ તમારો નાશ થશે. ગૃહસ્થો ! તમારે તેમને લઇ જવા હોય તો ખુશીથી લઇ જાઓ. એમના ઉપર એવો પકો બંદોબસ્ત રાખજો કે જેથી મને તેમનું ભાડું ચૂકવવાનો પૂરતો અવકાશ મળી રહે. "

વડા સૈનિકે ડાર્ટોનો ઘણો આભાર માન્યો અને બોનેશિયોને હાથકડી પહેરાવીને તેના સૈનિકો સાથે તે બહાર જવા લાગ્યો. તે જતો હતો એટલામાં ડાર્ટોએ તે સૈનિકના ખભા ઉપર હાથ મૂકીને તેને કહ્યું: " મહાશય ! મારી મહેમાની સ્વીકારતા જાઓ. " તેણે દારૂના બે ગ્લાસ ભરીને એક તેના હાથમાં આપ્યો અને એક પોતે લીધો.

સૈનિકે કહ્યું: " તમે મને બહુ માન આપો છો, મહાશય ! હું તમારો આભાર માનું છું. "

ડાર્ટો: " નહીં રે, મહાશય ! એમાં વળી આભાર શેનો ? તમારૂં નામ ? "

" ઓઇસરેનાર્ડ "

" મોં. ઓઇસરેનાર્ડ, તમારી તંદુરસ્તી ચાહું છું. " ડાર્ટીએ પોતાનો ગ્લાસ તેના ગ્લાસ સાથે અરકાડયો. તે સૈનિકે હર્ષથી તેને પૂછયુંઃ " તમારૂં નામ, મહાશય ! "

" ડાર્ટી "

" હું પણ તમારી તંદુરસ્તી ચાહું છું, સજ્જન ! "

ડાર્ટીઃ " એટલુંજ નહીં પણ મહારાજા અને કાર્ડિનલ સાહેબના દીર્ઘાયુષ્ય માટે તમે આ બીજો ગ્લાસ પીશો, એવી આશા રાખું છું. '

સૈનિકઃ " જય હો ! એ બે નામદારોનો ! "

દારૂ ખરાબ જાતનો હોત તો ડાર્ટીનું આ કાર્ય મશ્કરીરૂપ ગણાત પણ તે ઉત્તમ પ્રતિનો હોવાથી સૈનિક ઉપર ભારે અસર થઇ અને આભારભરી આંખો મટમટાવતો અને ચારેને સલામો કરતો તે વિદાય થયો.

તેના ગયા પછી પોર્થો બરાડી ઉઠયોઃ " અરે ! આ તે શી બધી ઘેલછા તેં કરી મૂકી ? શરમ છે તને ! આપણા ચારેના દેખતાં એક કંગાલને ત્રાસ આપીને કાર્ડિનલના સૈનિકો કેદ કરી જાય, એ જોઇ રહેવામાં શું આપણે ગૃહસ્થપણું દાખવ્યું છે ? આપણા જેવા બાયલા કોને કહેવા જોઇએ ? "

આરામીઃ " પોર્થો ! અથોએ તને કયારનોયે મૂર્ખ કહ્યો છે. હવે હું પણ તને મૂર્ખજ કહું છું. ડાર્ટી ! તું એક મહાન્ પુરુષ છે. હું ખાત્રીથી કહું છું કે, જયારે તું મોં. ટ્રેવિલેની જગ્યા શોભાવશે, ત્યારે હું તારી પાસે આવીશ અને મને એકાદ ધર્મમંદિર અપાવવા તારી લાગવગ વાપરવા તને જરૂર વિનંતિ કરીશ. "

પોર્થાઃ " વાહ! આ તો ચોરના ભાઇ ઘંટી ચોર ! શું ડાર્ટીની રીતભાત તને પસંદ પડી ? "

અથોઃ " મને તે પસંદ પડી છે એટલુંજ નહીં પણ એ રીતભાત માટે હું તેને અંતઃકરણપૂર્વક અભિનન્દન આપું છું. "

ડાર્ટીઃ " મિત્રો ! હવે આપણે ચારે જણાએ એકમેક માટે અને પ્રત્યેક બાકીના ત્રણેને માટે જરૂર પડે તો પ્રાણ આપવાના શપથ લેવા જોઇએ. કેમ ખરૂં છે કે નહીં, મોં. અથો ! "

પોર્થાઃ " પરન્તુ—"

અરામી અને અથો તેને આગળ નહીં બોલવા દેતાં કહેવા લાગ્યાઃ " ચાલ, ઝડપ કર, ડાર્ટીના કહેવા પ્રમાણે શપથ લેવા તૈયાર થા. "

ત્રણેને એક બાજૂએ થયલા જોઇને પોર્થાએ શપથ લેવાની ફ્રેંચ પદ્ધતિ પ્રમાણે પોતાનો હાથ લાંબો કર્યો. અથો, અરામી અને ડાર્ટીએ પણ પોતાના હાથ લાંબા કર્યા અને ચારે જણે એક સાથે નીચે મુજબ પ્રતિજ્ઞા લીધીઃ

" એકને ખાતર સર્વ--સર્વને ખાતર દરેક ! "

ડાર્ટીઃ " બહુ ઉત્તમ થયું છે, મિત્રો ! " આજ સુધીના પોતાના જીવનમાં હુકમ ફરમાવવાને તે ટેવાયલો હોય તેમ તે માલૂમ અને મોટા સ્વરે બોલ્યોઃ " બસ. આ પ્રતિજ્ઞા હમેશાં ધ્યાનમાં રાખજો. આજથી આપણે કાર્ડિનલ વિરુદ્ધ કાર્ય કરવાની શરૂઆત કરી છે !



## પરિચ્છેદ ૧૦

---

### રાજકીય ઉંદરીઉં !

---



આ નેશિયોને કાર્ડિનલના સૈનિકો પકડી ગયા તે પછી તેના ઘરની દશા બેઠી. તેના ઘરને એક ઉંદરીઉં બનાવવામાં આવ્યું. આ ઉંદરીઆની પદ્ધતિ જેરૂસલેમનાં યુદ્ધોના વખતમાં રાજ્યો તરફથી શરૂ કરવામાં આવી હતી. જ્યારે કોઇ માણસને અમુક ગુન્હામાં સામેલ થયલો હોવાના શક ઉપરથી પોલિસનાં માણસો પકડી જાય, ત્યારે તે ધરપકડ તદ્દન ખાનગી રાખીને, તેના ઘરની અંદરના પહેલાજ ઓરડામાં ચાર કે પાંચ સિપાઇઓનો પહેરો મૂકવામાં આવતો. મકાનનાં બારણાં તદ્દન ખુલ્લાં રખાતાં અને જે કોઇ માણસ તેમાં પ્રવેશ કરે કે, તેને પકડવામાં આવતો. આ પદ્ધતિથી બે કે ત્રણ દિવસમાં, મજકુર કેદ પકડાયલા શકમંદ ગુન્હેગારના ઓળખીતા પાળખીતાઓ અને સગાંઓ, જે કોઇ તેના મકાનમાં આવે તે બધાંયેને કેદ પકડીને સિપાઇઓ પોતાના સકંજામાં લેતા. આને ઉંદરીઉં કહેવામાં આવતું.

આ રીતે, મોં. બોનેશિયોના મકાનના નીચેના ભાગનો પ્રથમ ઓરડો ઉંદરીઆ તરીકે વાપરવાનો શરૂ થયો. તેમાં જે કોઇ દાખલ થતું તેની પાછળ બારણાં વાસી દેવાતાં અને કાર્ડિનલના સૈનિકો તેને પ્રશ્નપરંપરા પૂછતા. ડાર્ટાને જે ઉપલો માળ ભાડે આપવામાં આવ્યો હતો તેનો જવા આવવાનો જીનો અલગ હોવાથી તેનો આ ઉંદરીઆમાં સમાવેશ કરેલો ન હતો.

વળી, તેને ત્યાં ત્રણ બંદુકદારો સિવાય બીજા કોઇનો અવરજવર ન હતો. તેઓ મેડમ બોનેશિયોની તપાસમાં ભટકી આવતા પણ અદ્યાપિ કાંઇ વળ્યું ન હતું. અથો, મોં. ટ્રેવિલે પાસે પણ ગયો હતો અને તેની હમેશની શાન્ત પ્રકૃતિની તુલનામાં, આવી રીતે પોતાની પાસે અધીરતાથી પૂછવા આવવાની રીતભાત માટે ટ્રેવિલેને આશ્ચર્ય પણ ઉપજ્યું હતું. પરંતુ મોં. ટ્રેવિલે આ બાબતમાં કાંઇ પણ જાણતા ન હતા. તેમણે માત્ર એટલીજ ખબર આપી કે, મોં. કાર્ડિનલ, મહારાજા તેમજ મહારાણીને જયારે તેમણે થોડાક દિન ઉપર જોયાં હતાં ત્યારે મોં. કાર્ડિનલે બહુજ વિચારશીલ મુદ્રા ધારણ કરેલી હતી; મહારાજાશ્રી અસ્વસ્થ જણાયા હતા અને મહારાણીની આંખો એટલી બધી લાલચોળ જણાઇ હતી કે તેમને ઉંઘ ન આવતી હોય અને રડયાં કરતાં હોય એમ સહજ કલ્પી શકાય: પણ આ છેલ્લો સંજોગ માત્ર ક્ષણિક ન હતો. જયારથી મહારાણીનાં મહારાજા સાથે લગ્ન થયાં છે ત્યારથીજ તે અનિદ્રિત અને રૂદિત સ્થિતિમાં રહે છે. પરિણામે મોં. ટ્રેવિલેએ એ સંજોગથી પોતાને કાંઇ આશ્ચર્ય નહીં ઉપજેલું જાહેર કર્યું. મોં. ટ્રેવિલેએ એ પછી અથોને ખાસ ભલામણ કરી કે, ગમે તેવા સંજોગમાં પણ મહારાજા અને ખાસ કરીને મહારાણીની સેવા બજાવવામાં એકનિષ્ઠા રાખવી.

બોનેશિયોને ત્યાં પહેરો મૂકવામાં આવ્યા પછી ડાર્ટો પોતાના મકાનમાંથી એક ક્ષણને માટે પણ બહાર ગયો ન હતો. પોતાના મકાનને જાણે ચિકિત્સાશાળા બનાવી હોય તેમ તે બારીઓમાંથી બહારના લોકોની ચિકિત્સા જોયા કરતો. તેણે દિવાનખાનાની જમિનમાં, એક જગ્યાએથી થોડાંક પાટીયાં ઉખાડી નાંખી એક નાનું સરખું બાકોરૂં પાડયું હતું. આ બાકોરૂં નીચેના

માણસોથી જોઇ શકાય તેમ ન હતું; કેમકે નીચેની છત આડે આવતી હતી પરંતુ એ છત કપડાની હોવાથી ડાર્ટો નીચેનાં માણસોની વાતચિત સાંભળી શકતો: આવનાર જનારની આકૃતિ- જોઇ શકતો અને એ ઉપરથી કેવી રીતે કામ લેવું તેની યોજના- ઓ ઘડતો. નીચેના પહેરેગીરો મકાનમાં જઓને કેદ કરતા તેમને આડાઅવળા ખૂબ પ્રશ્નો પૂછતા. ઘણું ખરૂં તેઓ નીચેના પ્રશ્ન પૂછતા:

"મેડમ બોનેશિયોએ પોતાના ધણીને અથવા તો બીજાં કોઇને આપવા માટે તમારી ઉપર કાંઇ મોકલ્યું છે? મોં. બોને- શિયોએ કાંઈ મોકલ્યું છે? તેઓએ તમને પોતાની કોઇ ગુપ્ત વાતો કહી છે? એ લોકોની રીતભાતમાં તમને કાંઇ શક પડતું લાગેલું છે?" આવા પ્રશ્નોના જવાબો ઉપરથી ડાર્ટો, એ નિર્ણય ઉપર આવ્યો કે, "આ લોકો કાંઇ ખાસ નવી માહિતી મેળવી શકયા નથી. એટલુંજ નહીં પણ ડયુક ઑફ બકિંગહામ હજી કયાંયે પણ સલામતીથી ગુપ્ત રહી શકયો છે."

બોનેશિયોને પકડી ગયા તેને બીજે દિવસે રાતની વખતે અથો ડાર્ટોને ત્યાંથી પોતાને ઘેર જવા વિખૂટો પડયો તે પછી તરતજ આશરે નવ વાગે નીચેના બારણાની સાંકળ ખખડી. બા- રણું ઉઘડયું અને તેની અંદર કોઇક દાખલ થયા પછી તે તર- તજ વસાઇ ગયું. ડાર્ટોએ કલ્પના કરી કે, ઉંદરીઆમાં એકાદ ઉંદર સપડાયો છે! તે તરતજ નીચેની સ્થિતિથી માહિત થવાને જમિનમાંના બાકોરા પાસે ગયો. તેને કોઇક નિ:શ્વાસ નાંખતું હોય એમ લાગ્યું. કોઇક ગભરાયલી દશામાં રડતું હોય, એમ પણ લાગ્યું. તેને કોઇએ સવાલો પૂછ્યા નહીં એટલે સવાલ કર- નારાઓ ત્યાં હાજર નહી હોય એમ તેણે ધાર્યું. વિશેષ બારિકા-

ઇથી નજર કરતાં તે બોલ્યો: "ઓહો! આતો કોઈ સ્ત્રી છે. પહેરેગીરો પણ છે ખરા. તેઓ તેને સવાલ પૂછતા નથી પણ તેનાં કપડાં તપાસે છે. તેના દરેકે દરેક વસ્ત્રની જડતી લે છે! અરે! તેઓ તેને ખૂબ ત્રાસ આપે છે! કેવા લુચ્ચા છે?"

સંયમવૃત્તિ રાખવાનો ડાટૌએ ખૂબ નિશ્ચય કર્યો હતો પણ નીચેના પુરુષો એક સ્ત્રીને હેરાન કરે છે, એવું જોઇને તે પોતાની લાગણીઓ અંકુશમાં રાખી શકયો નહી. આ વખતે નીચેના શબ્દો તે સ્ત્રી બોલતી સંભળાઇ: "પણ હું તમને કહું છું કે, હું આ મકાનના માલિકની સ્ત્રી છું. હું પોતેજ મેડમ બોનેશિયો છું. હું મહારાણીની ખીદમતદાર છું!"

ડાટૌ સ્વગત કહેવા લાગ્યો: "મેડમ બોનેશિયો! બધા મારા મિત્રો જેને માટે પારિસ શહેર ખૂંદી વળ્યા છે અને કાર્ડિનલનાં બીજાં માણસો જેને માટે ખૂબ ફાંફાં મારી રહ્યા છે તે સ્ત્રી અહીં આકસ્મિક આવી ચઢી, એ મારા માટે કાંઇ ઓછા લાભનો પ્રસંગ ન ગણાય!"

ચાર માણસો નીચેના ભાગમાં તે સ્ત્રીનાં કપડાં તપાસવા માટે તગાદો કરતા હતા અને તે સ્ત્રી દૂર જવા પ્રયત્ન કરતી કપડાં તપાસવા દેવાની આનાકાની કરતી હતી. તેની ઇચ્છા વિરુદ્ધ તેના ઉપર આ મુજબ જુલમ થાય છે, એ જોઇને ડાટૌએ પોતાના નોકરને કહ્યું: "પ્લેંશે! મારી તરવાર લાવ. એ લોકો તે બિચારીને બાંધવા મથે છે. તેઓ જરૂર તેનાં કપડાં તપાસવા માટે વધુ બળાત્કાર કરશે. મારી તરવાર કયાં છે?" તેણે પોતાની કમ્મર ઉપર હાથ મૂકયો એટલે તરવાર કમ્મરપટ્ટામાંજ જણાઇ. તે બોલ્યો: "અરે! હું પણ કેવો ભાનભૂલો છું?

આ રહી તરવાર મારા કમ્મરપટ્ટામાં! પ્લેંશે! જા, અથો, પોર્થો અને અરામીને ત્યાં જા અને તેઓને એકદમ અહીં દોડી આવવા કહી આવ. અથો ઘણું ખરૂં મોં. ટ્રવિલેને ત્યાં હશે તેથી તારાથી ત્યાં નહી જવાય; પરન્તુ તેને ઘેર તો તપાસ કરતો જજે."

પ્લેંશે: "પણ શેઠ સાહેબ! આપ ક્યાં જાઓ છો?"

"હું નીચે જાઉં છું. મારે એ બાઇને બચાવવીજ જોઇએ."

પ્લેંશે: "શેઠ સાહેબ! આપના જીવને નુકશાન થાય એવું સાહસનું કામ ન કરશો."

ડાર્ટો: "ચૂપ રહે, મૂર્ખ!" આમ કહીને તે બારીમાં થઇને નીચે ઉતરી પડયો. તે પછી તે નીચેના મકાનના બારણા આગળ ગયો અને તે ખખડાવતાં ખખડાવતાં સ્વગત કહેવા લાગ્યો: "હું અંદર જઇને આ લોકોની બરોબર ખબર લઇશ. આ ઉંદરીઆમાં સપડાયલા બીજા ઉંદરો ઉપર તેઓ ઝનૂની બિલાડાઓની પેઠે તરાપ મારતા હશે, પણ આ ઉંદર કાચોપોચો નથી!"

બારણું ખખડયું એટલે અંદરનાં માણસો થોડીવાર શાન્ત રહ્યા અને કોઇકે બારણું ઉઘાડયું. ડાર્ટો પોતાના હાથમાં ખુલ્લી તરવાર રાખીને અંદર ગયો. એ પછી અંદર ધાંધલ મચી રહી. તરવારોનો ખણખણાટ, સામાનની ભાંગતૂટ અને અહીં તહીં દોડાદોડીના અવાજ સંભળાયા. ક્ષણવારમાં એ મકાનમાંથી કાળા બુરખાવાળા ચાર માણસો, બ્હાર નીકળીને રસ્તા ઉપર નાસવાજ મંડયા. અંદરની ધાંધલ હવે શાન્ત પડી. ડાર્ટોને બહુ શ્રમ પડયા વિનાજ જય મળ્યો: કારણ તે ચાર માણસો પાસે શસ્ત્ર હતાં, તોપણ તેઓ એ શસ્ત્રોનો ઉપયોગ સારી રીતે કરી

જાણતા નહતા. તેઓ ડાર્ટોની તરવાર ફેરવવાની ચાલાકીથી અંજાઇ ગયા હતા અને પોતાની નિર્માલ્ય સ્થિતિ અગાઉથીજ કલ્પી લઇને તેઓએ થોડીકવાર સુધી મકાનમાંનાં સ્ટુલ, ખુરશીઓ વિગેરે જે કાંઈ હાથ આવ્યાં તે ડાર્ટો ઉપર ફેંકવા માંડયાં. છતાં જયારે ડાર્ટોએ તેમનામાંના બે જણને તરવારથી જખમ કર્યા ત્યારે તેમણે નાસી જવુંજ દુરસ્ત લેખ્યું.

આસપાસના લોકોએ શી ગરબડ થાય છે તે જોવાને ચિકિત્સક વૃત્તિથી પોતાનાં મકાનોની બારીઓ ઉઘાડી હતી, પણ જયારે પેલા ચાર માણસો નાસી ગયા ત્યારે તેઓએ કાંઇ ખાસ નવીનતા ન લાગવાથી બારીઓ બંધ કરી દીધી.

સર્વત્ર શાન્તિ પ્રસર્યા પછી ડાર્ટોનું લક્ષ મેડમ બોનેશિયો પ્રત્યે ગયું. તે એક આરામ ખુરશી ઉપર બેશુદ્ધ દશામાં પડેલી હતી. ડાર્ટો તેની શાન્ત મૂર્તિ તરફ ઘડીકવાર જોઇ રહ્યો. તે ૨૨--૨૩ વર્ષની હતી. તેનું સ્વરૂપ ઉત્તમ હતું; એમ છતાં કુલીન સ્રીઓમાં જણાતી નાજુકતા તેનામાં નહતી. તેનો બાંધો સુંદર હતો. ડાર્ટોને સ્રીવિષયક અનુભવ અદ્યાપિપર્યન્ત નહતો એટલે આ ગોરવદના સ્રીને જોતાં તે કુલીન સ્રીઓ અને આ સ્રી વચ્ચેનો સૂક્ષ્મ ભેદ પારખી શકયો નહીં. તે તેની નજદીક ગયો અને અહીં તહીં નજર કરવા લાગ્યો તો જમિન ઉપર એક હાથ રૂમાલ પડેલો તેના જોવામાં આવ્યો. તેણે તે ઉપાડી લીધો. તરતજ તેનું ધ્યાન તે રૂમાલની કિનાર પ્રત્યે ખેંચાયું. આવોજ રૂમાલ એક વખત તેના જોવામાં આવ્યો હતો. અરામી સાથે આવાજ રૂમાલ માટે તેને ટંટો થયો હતો. આ રૂમાલની કિનાર ભરતકામ વાળી હતી અને તેના એક ખૂણામાં મુકુટ અને શસ્રનાં ચિહ્ન હતાં. આ રૂમાલનો ભેદ જાણવા તે બહુ ઉત્સુક

હતો; પણ અરામી સાથેની તકરાર પછી તેણે નિશ્ચય કર્યો હતો કે, ભવિષ્યમાં એવો રૂમાલ જોતાંજ તેનાથી સાવધ રહેવું. આથી, તેણે તે રૂમાલ મેડમ બૉનેશિયોના હાથમાં સંભાળથી મૂકી દીધો. એ વખતે તે શુદ્ધિમાં આવી હતી. તે ખુરશી ઉપરથી ઉઠી અને સામેની ભીંત તરફ જોઇ રહી. ડાર્ટી તરફ તેની નજર જતાં તે ધીમેથી હસતી હસતી બોલી: “એ રાક્ષસોના હાથમાંથી તમે મને બચાવી તે માટે હું તમારી બહુજ આભારી થઇ છું.”

“મેં એમાં કાંઇ વિશેષ કર્યું નથી. મારી જગ્યાએ બીજો કોઇ ગૃહસ્થ હોત તો તે પણ મારી પેઠેજ કરત.”

“તોપણ શું? તમે કોઇ કૃતઘ્ન વ્યક્તિ ઉપર ઉપકાર કર્યો નથી, એવી ખાત્રી કરી આપવાની મને તક મળશે એવી આશા રાખું છું. એ લોકોને કોણ જાણે મારી પાસેથી શું લેવાનું હતું, તે હું હજી સુધી સમજી શકી નથી. મેં પ્રથમ તો તેમને કોઇ ચોર જ ધાર્યા. વળી મને ક્યારની અજાયબી એ થાય છે કે, મોં. બૉનેશિયો ઘરમાં કેમ નથી?”

“સન્નારી! એ લોકો ચોર કરતાં પણ વધારે ભયંકર છે, કારણ તેઓ મોં. કાર્ડિનલના માણસો છે. મોં. બૉનેશિયો ઘરમાં નથી તેનું કારણ એજ કે–ગઇ કાલે સન્ધ્યાકાળે તેમને પકડીને તુરંગમાં લઇ જવામાં આવ્યા છે.”

“બૅસ્ટિલ તુરંગમાં! શા માટે? અરે પ્રભૂ! એમણે એવો તે શો અપરાધ કર્યો હતો? તે તો ગરીબ ગાય જેવા છે!”

ડાર્ટીએ જોયું કે, તેના ચહેરા ઉપર ગભરાટનાં ચિહ્ન હતાં; તેમ છતાં પણ છેવટનું જ વાક્ય બોલતી વખતે તેના ઉપર મંદ હાસ્યરેખા ફુટી નીકળી હતી. ડાર્ટીએ જવાબ દીધો: “તેણે શું કર્યું હતું, એમ તમે પૂછો છો ને? મને લાગે છે કે, તમારા

પતિ તરીકેનાં સુદૈવ અને દુર્દૈવ, એ બન્ને એક સામટાં તેમને અપરાધી ઠરાવી ચૂકયા છે!"

"પણ મોંશ્યો, તમે ત્યારે એ વાત જાણતા લાગો—"

"તમને પણ કોઇક ઉપાડી ગયું હતું એની મને ખબર છે."

"એમ? તમે એ દુષ્ટને ઓળખો છો?"

"હા, તેનું વય ૪૦ કે ૪૫ વર્ષનું છે. તેના વાળ ભુખરા છે. તે રંગે કાળો છે અને તેના ડાબા ગાલ ઉપર એક ડાઘ છે."

"એજ, એજ, તેનું નામ?—"

"હું જાણતો નથી."

"મને તે ઉપાડી ગયો, એ વાત મારા વર જાણે છે?"

"એજ માણસે એક પત્રથી તેને એ સમાચાર જણાવ્યા હતા."

"મને એ લોકો શાથી ઉપાડી ગયા, એની તમને ખબર છે."

"મારૂં એમ માનવું છે કે, આ અપહરણનું કારણ રાજકારી છે, એમ મોં. બોનેશિયોનું કહેવું હતું."

"પહેલાં હું પણ એમ માનતી હતી; પરન્તુ હવે તો એજ કારણ હતું, એવા નિશ્ચય ઉપર હું આવી છું. સારૂં થયું કે, મારી ચાલચલગત ઉપર મારા વરે શક આણ્યો નથી."

"સન્નારી! મોં. બોનેશિયો તમારા ડહાપણ માટે તેમજ તેની ઉપરના તમારા પ્રેમ માટે બહુ મગરૂરીભરી વાતચિત કરતા હતા."

આ વખતે તે સ્ત્રીના મ્હોં ઉપર વળી પાછું હાસ્ય ફરકયું. ડાર્ટાંએ પુછયું: "પણ તમે તે લોકો પાસેથી નાસી આવ્યાં શી રીતે?"

"એક જગ્યાએ તેઓએ મને એકલી મૂકી એટલે એકદમ ત્યાંથી નાસી છૂટવાનો મેં વિચાર કર્યો. મારા બિછાનાની ચાદર ફાડીને તેની ગાંઠો વાળીને બારીએ દોરડાની માફક લટકાવી તેની મારફત હું નીચે ઉતરી પડી. મારા વર અહીં હશે એમ ધારીને તે પછી હું અહીં આવી છું."

"તમે શું તેમની મારફત તમારૂં રક્ષણ થાત, એમ ધારીને અહીં આવ્યા ?"

"ના, રે ના ! એ તે મારૂં શું રક્ષણ કરી શકે ? પણ તે બીજી રીતે ઉપયોગી થઇ પડશે એમ મારૂં ધારવું હતું ?"

"કઇ રીતે ?"

"એ બાબત ખાનગી છે; એટલે તમને કહી શકાશે નહી."

"ઠીક. પણ સન્નારી ! મારે તમને એક બાબતની યાદ આપવી જોઇએ. અહીં તમે કાંઇ ખાનગી વાત કરો, એ વાજબી થઇ પડશે નહીં, કેમકે પેલા ચાર માણસો હમણાંજ બીજા વધુ માણસો લઇને અહીં આવી પહોંચશે, તો તમે વળી વધુ મુશ્કેલીમાં પડશો. તમો જાણો છો કે, મેં તમારૂં રક્ષણ કરવા નિશ્ચય કર્યો છે. મારા ત્રણ મિત્રોને મેં અહીં બોલાવ્યા છે તેઓ કદાચ હમણાંજ આવી પહોંચશે; પણ તેઓ જો ઘેર નહીંજ હોય તો આપણી સામે મોટી પંચાત ઉભી થશે."

મેડમ બોનેશિયોએ, આ ઉપરથી ગભરાઇને કહ્યું: "હા, હા, તમે ખરૂં કહો છો. ચાલો ત્યારે; આપણે અહીંથી નાસી છૂટીએ. આપણે આપણું રક્ષણ કરવું જોઇએ." આમ કહીને તે ડાર્ટીનો હાથ પકડીને મકાન બહાર જવા લાગી.

ડાર્ટી: "પણ આપણે જઇશું કયાં ?"

"પહેલાં આપણે આ ઘરમાંથી બહાર નીકળી જઇએ, પછીથી કયાં જવું તેનો વિચાર કરી લઇશું."

એ પછી, તે બન્ને મકાનનું બારણું વાસવાની પણ તસ્દી લીધા વિના ત્યાંથી બહાર નીકળી પડયાં. જૂદા જૂદા રસ્તાઓ વટાવ્યા બાદ તેઓ સંત સલ્પાઇઝ રસ્તા આગળ આવીને એક જગ્યાએ ઉભાં રહ્યાં ”

ડાર્ટીએ પૂછયું: “ હવે બોલો, તમારો કયાં જવાનો વિ-ચાર છે ? ”

મેડમ બોનેશિયોઃ “ મને એટલી બધી ગભરામણ થાય છે કે, કયાં જવું તેનો નિર્ણય અત્યારે હું કરી શકું તેમ નથી. મારા વર મારફત લા પોર્ટને ખબર આપવાનો અને તેઓ મને જેમ સલાહ આપત તેમ વર્તવાનો મારો ઇરાદો હતો.”

ડાર્ટીઃ “ તમારી મરજી હોય તો હું ત્યાં જઇને લા પોર્ટને ખબર આપું. ”

મેડમ બોનેશિયોઃ “તમે જાઓ તેમાં મને વાંધો નથી. પણ લુવ્રે રાજમહેલમાં તમને ઓળખતું કોણ હશે ? મોં. બોનેશિયોને ત્યાંના દ્વારપાળો ઓળખતા એટલે તરતજ અંદર જવા દેતા. પણ તમને અજાણ્યાને તેઓ અંદર જવા દેશે નહીં. ”

ડાર્ટીઃ “ પણ એટલું તો નક્કી હોવું જોઇએ કે, રાજમહેલ-માં જવા આવવા માટે એક ખાસ સંકેત–શબ્દ હોય છે અને તે શબ્દથી–”

મેડમ બોનેશિયો આ તરુણ તરફ આતુરતાથી જોઇ રહી. તેણે કહ્યુંઃ “ વારુ, હું તમને જે સંકેત–શબ્દ કહું તેનો ઉપયોગ કર્યા બાદ તમે તરતજ તે ભૂલી ગયા હો એમ ગણશો ? ”

“ મારા ધર્મના સોગંદ લઇને કહું છું કે–હું જરૂર તે પ્ર-માણે વર્તીશ. ”

“ ત્યારે હું તમારામાં વિશ્વાસ રાખું છું. તમે એક બહાદૂર

યુવક જણાઓ છો. વળી કદાચ આ કામ કરવાથી તમને સારો બદલો મળશે."

"હું બદલા કે શરતની વાત સમજતોજ નથી. આ કામ હું સ્વેચ્છાથીજ કરવા તત્પર થાઉં છું. મહારાજા સાહેબની સેવામાં અને ખાસ કરીને મહારાણી સાહેબનું પ્રિય કરવા માટે હું મારા પ્રાણ આપીશ. મારૂં આ કહેવું ખરૂં છે કે ખોટું તેની બેલાશક કસોટી કરી જુઓ."

"પણ તમે જશો તે દરમ્યાન મારે ક્યાં જવું?"

"આટલામાં તમારૂં કોઈ ઓળખીતું નથી?"

"ના."

હાર્ટી: "ઉભાં રહો ત્યારે. આટલામાંજ મેં. અથોનું ઘર આવેલું છે. હું તમને ત્યાં લઇ જાઉં."

"અથો કોણ છે?"

"મારા એક મિત્ર છે."

"પણ એ ઘેર હોય અને મને દેખી જાય તો?"

"ના તે ઘેર નથી. વળી તેના મકાનના એક ઓરડામાં તમને બેસાડીને હું બહારથી તાળું વાસીને જઇશ; એટલે તે કદાપિ ઘેર આવશે તોપણ તમારાવાળા ઓરડામાં તેનાથી આવી શકાશે નહીં."

"તાળું દેખીને તે ગુસ્સે તો નહી થાય?"

"નહી રે! તેના એક પાડોશીને હું કહેતો જઈશ કે મેં એક બાઇને અમુક ખાનગી કારણવશાત્ એક ઓરડામાં બેસાડીને બહારથી તાળું વાસ્યું છે. આ વાત અથોને તેનો પાડોશી કહેશે, એટલે તમારે જરાકે બ્હીવાનું નથી."

"પણ મને એવી રીત પસંદ નથી."

"એમ કર્યાં સિવાય છૂટકો નથી. વળી આ સત્તામાં તમને કોઇ ઓળખતું નથી, એટલે તમારે બદબોઇની બ્હીક રાખવાની નથી."

"ઠીક, ચાલો ત્યારે તમારા મિત્રને ત્યાં. તે ક્યાં રહે છે?"

"અહીંથી થોડાંજ ડગલાં દૂર. ફેરો રસ્તા ઉપર."

બન્ને જણ આગળ ચાલ્યાં. અથોના ઘર આગળ પહોંચતાં, ડાર્ટાએ ધાર્યું હતું તેમજ, તે તેને ઘેર નહતો. પાડોશીને ત્યાંથી તેણે કુંચી લીધી. અથોએ ડાર્ટાને આવી જાતની છુટ આપી મૂકેલી હતી. તેઓ બન્ને તેના મકાનમાં ગયાં. ઉપલે માળ જઇને એક ઓરડી આગળ ડાર્ટા મેડમ બોનેશિયોને લઇ ગયો અને બોલ્યો: "તમે આ ઓરડીમાં નિરાંતે બેસો. અંદરથી સાંકળ વાસજો; અને કોઇ પણ ઉઘાડવા કહે તોયે ઉઘાડશો નહી. હું આવી પહોંચીશ ત્યારે ત્રણ ટકોરા બારણા ઉપર મારીશ. પહેલા બે ધીમા અને ત્રીજો જરાક જોરમાં. આ નિશાની પછી, તમે બારણું ઉઘાડશો એટલે તમને જરાકે વિઘ્ન નડશે નહીં."

મેડમ બોનેશિયો: "આ વ્યવસ્થા માટે તમારો આભાર માનું છું. હવે મારૂં કહેવું સાંભળો. લુવ્રે રાજમહેલના છૂપા બારણા આગળ જઇને જરમેઇન નામના માણસને બોલાવજો."

"વારૂ, પછી?"

"તે તમારી પાસે આવે એટલે "ટુર્સ અને બ્રુસેલ્સ" એ બે શબ્દો તેને કહેજો. તરતજ તમે જેમ કહેશો તેમ તમારી આજ્ઞા પાળવા તે તત્પર થશે."

"મારે તેને શી આજ્ઞા કરવી?"

"તેની મારફતે તમે મહારાણીશ્રીના વસ્ત્રભંડારના મુખ્ય અધિકારી લા પોર્ટને મળજો."

"ઠીક પછી?"

"લા પોર્ટને કહેજો કે, હું આ જગ્યાએ તેને મળવા માગું છું. તે તરતજ અહીં આવશે."

"ઠીક. એ તો બધું જાણે ખરેખર થશે એમજ માનજો. પણ એ પછી મારો તમારી સાથે ક્યારે મેળાપ થશે?"

"તમે શું મને હજી ફરીથી મળવા માગો છો?"

"બેશક હા."

"એ સંબંધમાં હવે તમારે ચિન્તા કરવાની નથી. તમે નિશ્ચિંત રહેજો."

"તમારા વચન ઉપર હું વિશ્વાસ રાખું?"

"હા. અવશ્ય."

ડાર્ટી મેડમ બોનેશિયોને નમન કરીને ત્યાંથી જતો રહ્યો. પણ આ વાતચિત દરમ્યાન તેના હૃદયમાં થઇ રહેલા મન્થનને પરિણામે તે જતાં જતાં મેડમ બોનેશિયો તરફ સતેજ નયને ક્ષણભર જોઇ રહ્યો. દાદરા ઉપરથી તે ઉતરતો હતો ત્યારે મેડા ઉપરના ઓરડાનાં બારણાની સાંકળ વસાતી તેણે સાંભળી. તે બહુજ ઝડપથી ચાલીને લુવે રાજમહેલ આગળ જઇ પહોંચ્યો. રાજમહેલના પાછલા ભાગમાં આવેલા બાગમાં થઇને છૂપા દ્વાર આગળ જવાતું હતું. તે બાગમાં પેઠો એટલે તેણે ઘડીઆળમાં દશના ટકોરા વાગતા સાંભળ્યા. ઉપર જે બધા બનાવો વર્ણવ્યા તે અર્ધો કલાકમાં બન્યા હતા.

મેડમ બોનેશિયોએ કહ્યા પ્રમાણે ડાર્ટીને લા પોર્ટને મળતાં જરાકે અડચણ નડી નહીં. જરમેઇનને સંકેત-શબ્દ કહેવામાં આવતાં તેણે નમન કર્યું અને ડાર્ટીના કહેવાથી તે તેને લા પોર્ટ પાસે લઇ ગયો. બહુજ થોડા શબ્દોમાં ડાર્ટીએ તેને મેડમ

ઍાનેશિયોનો સંદેશો કહ્યો તથા તે કયાં હતી એ પણ કહ્યું. ડૉ. પોર્ટે એ અથોના ઘરનું શરણામું બે વખત મોટેથી ઉચ્ચારીને યાદ રાખ્યું અને પછી તરતજ તે ચાલતો થયો. પણ દશેક ડગલાં ભર્યા બાદ તે પાછો ડાર્ટી પાસે આવ્યો અને કહેવા લાગ્યો:

"બહાદૂર યુવક! મારે તને એક સલાહ આપવાની છે."

"શી સલાહ?"

"આ બધી જંજાળમાં જકડાવાથી તારે શિરે સંકટ આવી પડવાનો ઘણો સંભવ છે."

"એમ?"

"હા. પોતાનું ઘડીઆળ ઘણુંજ મોડું રાખતો હોય એવો તારો કોઇ મિત્ર આટલામાં છે ખરો?"

"કદાચ એવો મિત્ર મળી આવે."

"તો આ ક્ષણેજ તેને ત્યાં તું જા, કે જેથી તું સહાડા નવ વાગે તેની સાથે તેને ત્યાંજ બેઠો હતો એવો પુરાવો તેનાથી આપી શકાશે. ન્યાયની અદાલતમાં આવો પુરાવો રજૂ કરીને ન્યાયાધીશના મન ઉપર એવી છાપ પાડી શકાય છે કે–ગુન્હો થયો તે વેળા આરોપી ગુન્હાની જગ્યાએ ન હોવાથી તેના હાથે મજકુર ગુન્હો થવો અશક્ય હતો."

ડાર્ટીને આ સલાહ ડહાપણ ભરેલી લાગી. તે તરતજ ત્યાંથી વિદાય થયો અને મોં ટ્રેવિલે પાસે ગયો. ડાર્ટી થોડાક વખતથી વારંવાર ટ્રેવિલે પાસે આવજા કરવા લાગ્યો હોવાથી ત્યાંના સૈનિકોએ તેને મેળાપ થવા દેવામાં અડચણ નાંખી નહીં. એક નોકરને તેણે પોતાનું નામ કહીને ટ્રેવિલે પાસે મોકલ્યો એટલે થોડીવારમાં તેણે તરતજ પાછા આવીને તેને અંદર જવા કહ્યું. પાંચેક ક્ષણ પછી, ટ્રેવિલે ડાર્ટીને પૂછતો જણાયો કે—"અત્યારે

આ મોડી રાત્રે તને મારી શી મદદની જરૂર જણાઇ ? કહે, મારે તારૂં શું શ્રેય કરવાનું છે ? ''

ડાર્ટો જ્યારે ટ્રેવિલેના ખાનગી ખંડમાં ગયો ત્યારે તેણે સૌથી પહેલું કામ એ કર્યું કે–ટ્રેવિલે કાગળીઆં જોવામાં રોકાયલો હતો તેનો લાભ લઇને, તેની નજર ચૂકવીને તેના ખંડમાંના ઘડીઆળને પોણો કલાક પાછળ મૂકી દીધું ! જેવો મો. ટ્રેવિલેએ તેને ઉપલો પ્રશ્ન કર્યો કે, ડાર્ટોએ અર્થસૂચક રીતે જવાબ દીધો: " માફ કરજો, કૃપાળુ ! પણ આ તરફથી પસાર થતો હતો ત્યારે નવને વીસ મિનિટજ માત્ર થયલી જોઇને મેં ધાર્યું કે–હજી બહુ રાત ગઇ નથી તથા આપની સેવામાં હાજર થયાને બહુ દિવસ થઇ ગયા છે એટલે આપ નામદારની કાંઇ ફરમાશ હોય તો પૂછતો જાઉં !"

ટ્રેવિલે: "કોણે કહ્યું કે–નવને વીસ થઇ છે ? ઘડીઆળ જોયા વિનાજ વાત કરે છે કે શું ? "

ડાર્ટો: "નહીં; નામદાર ! જુઓને પેલા ઘડીઆળ તરફજ !"

ટ્રેવિલેએ ઘડિઆળ તરફ જોયા બાદ કહ્યું: " ઓહો ! તારૂં કહેવું ખરૂં છે ! મારા મનમાં કે દશ વાગી ગયા હશે. વારૂ, પણ તું ખાસ શા કારણે અત્યારે આવ્યો તે કહે. "

એ પછી ડાર્ટોએ મોં. ટ્રેવિલેને મહારાણી સંબંધમાં એક મોટી આપત્તિની લાંબી વાત કહી. તેણે મહારાણી ઉપર ગુજરતા છૂપા ત્રાસથી ભય બતાવ્યો. બકિંગહામ તથા કાર્ડિનલ સંબંધમાં પોતે શહેરમાં કેવી કેવી અફવાઓ સાંભળી હતી તેની વાત પણ લંબાણ કહી. આ બધી વાત કરતી વખતે ડાર્ટોએ એવો ગંભીર, શાન્ત અને ભાવસૂચક ચહેરો રાખ્યો કે ટ્રેવિલેએ એ વાતોમાં [illegible] હોય એમ કબૂલ કર્યું. ડાર્ટોએ છેવટે એ પણ ચીવટગારી

હાવકાશથી મૂકી દીધી કે, 'મોં. કાર્ડિનલ, રાજા અને રાણીની વચ્ચે થોડાકજ વખતમાં કોઇ નવી જાતની ધાંધલ થાય, એવાં સ્પષ્ટ ચિન્હ અત્યારે જણાય છે.' આ જાતની લાંબી લચક વાત કહેવામાં ડાર્ટાનો ખાસ કાંઇ આશય છે કે કેમ એ વાત, ઘડીઆળમાં દશના ટંકારા પડયા, તોપણ ફ્રાન્સના મહારાજાના બંદુકદારોના સેનાનાયકના કળવામાં આવી નહીં! દશ થયા એટલે ડાર્ટાએ મોં. ટ્રેવિલે પાસેથી વિદાય થવાની રજા માગી. ટ્રેવિલેએ આ બધી બાતમી આપવા માટે ડાર્ટાનો આભાર માન્યો અને ખાસ સલાહ આપી કે 'રાજા રાણીની સેવા કરવા હમેશાં તત્પર રહેજે.' પણ દાદરા ઉપરથી ડાર્ટા પાછો ફરીને મોં. ટ્રેવિલેના ખંડમાં ફરીથી દાખલ થયો. પોતાની સોટી ત્યાં ભૂલી ગયો હતો તે લેવા આવ્યાનું બહાનું કાઢીને તે ઘડીઆળ નજદિક ગયો અને કાંટો પોણો કલાક આગળ મૂકીને પાછો બહાર આવ્યો. તેનો આ ચેંટાળો મોં. ટ્રેવિલેના લક્ષમાં હજી પણ આવ્યો નહતો. રાજમહેલ બહાર નીકળીને તે સ્વગત બડબડવા લાગ્યો: " સહાડા નવ વાગે હું મોં. બોનેશિયોને ત્યાં હતો એમ કહેનારને હું હવે તરતજ કહીશ કે, જરા મોં. ટ્રેવિલેને તો પૂછી આવો કે તે વખતે હું કયાં હતો ?"



## પરિચ્છેદ ૧૧.

### ભેદનો ગુંચવાડો.



મોં. ટ્રેવિલેની મુલાકાત લીધા બાદ ડાર્ટી પોતાના ઘર તરફ ચાલ્યો, પણ તે સિદ્ધો ઘેર ન જતાં આડા-અવળા અને લાંબા માર્ગે જવા લાગ્યો. આકાશમાં તારાઓ ચમકતા હતા. ડાર્ટી તે તરફ જોઈ રહેતો કોઇવાર હસતો તો કોઇવાર નિઃશ્વાસ નાંખતો હતો. તેની આવી સ્થિતિ શા કારણે હતી? તે શા વિચાર કરતો હતો? તેનું ચિત્ત મેડમ બોનેશિયોના વિચારોથી ભરપૂર હતું. આ ઉમેદવાર બંદુકદાર તે સ્ત્રી ઉપર સંમોહિત થયો હતો. સ્વરૂપમાં સુન્દર, ભેદથી ભરપૂર, અને રાજદરબારનાં દરેકે દરેક કારસ્થાનથી માહિતગાર આ સ્ત્રીએ તેના અંગનાં પ્રત્યેક રોમાંચ જાગ્રત કર્યા હતાં, ચિત્તને હલમલાવી નાંખ્યું હતું અને હૃદયમાં એક અનેરી જ્યોત સળગાવી હતી. યુદ્ધના વિચારોથી વિમુક્ત, અને જગતૂની વિવિધ જાળોથી નિર્લેપ આ યુવક, રાત્રિના શાન્ત વખતે પ્રેમ સિવાય બીજા કિયા વિષય ઉપર વિચાર કરી શકે? તેણે તે સ્ત્રીને ક્રૂર આતતાયીઓના હાથમાંથી બચાવી તે પછી સૌથી પ્રથમ જ્યારે તે બોલી ત્યારે કેવી ચમકભરી આંખે તેણે ડાર્ટી પ્રત્યે મંદ હાસ્ય સમેત જોયું હતું? એ પછી કેવી છૂટથી તે તેની સાથે વાતચિત કરવા લાગી હતી? આભારી હૃદયવાળી એ સ્ત્રીના પ્રેમને પોતે યોગ્ય હતો અને એ સ્ત્રી પોતાને પણ તેને યોગ્ય લેખે, એમાં નવાઇ નહતી.

તે હવાઇ કિલ્લા બાંધવામાં પ્રવૃત્ત થયો. કલ્પનાશક્તિની પાંખ ઉપર બેસીને તે ઉંચે ઉંચે ઉડવા લાગ્યો. જાણે એક સંદેશ વાહક તે સ્ત્રી તરફથી પોતાની પાસે આવ્યો છે, એક એકાન્ત સ્થળે મળવા માટે એક સુવર્ણહાર અને એક ચમકતો હીરો જાણે પોતાને આપવામાં આવ્યાં છે, એવા તરંગ તેના ચિત્તમાં ઉદ્ભવી રહ્યા. આપણે જોયું છે કે, રાજાઓ પાસેથી બક્ષિસો મેળવતાં શૂરવીર પુરૂષોને જરાકે સંકોચ ઉપજ્યો નહતો. નીતિની શિથિલતાના એ દિવસોમાં એવા શૂરવીરોને પોતાની પ્રિયકરાઓ તરફથી પણ બક્ષિસો સ્વીકારતાં સંકોચ ઉપજતો નહીં. કિંમતી અને ચિરસ્થાયી રહે એવી યાદગિરીઓની આપ લે એ વખતમાં પ્રેમીઓ વચ્ચે થયાં કરતી. જાણે પ્રેમી સ્ત્રીઓ પોતાના પ્રેમી પુરુષોની સૂક્ષ્મ લાગણીઓ જીતી લેવા માટે આવા સ્થૂલ ઉપહારોની આવશ્યકતા લેખતી, એવો તે ઉપરથી ભાસ થતો.

એ દિવસોમાં પુરુષો શરમ કે સંકોચ વિના સ્ત્રીઓની સહાયથી જગતમાં પોતાના માર્ગે પડતા. જે સ્ત્રીઓ કેવળ સ્વરૂપવતી હતી તે પોતાનાં સ્વરૂપની બક્ષિસ આપતી; આથીજ એવી કહેવત શરૂ થઇ છે કે, " જે સ્ત્રી સૌથી વધારે સ્વરૂપવતી હોય છે તે પોતાના રૂપ વિના બીજી કાંઇ બક્ષિસ આપતી નથી. " જે સ્ત્રીઓ શ્રીમંત હતી તે આ ઉપરાંત ધન પણ આપતી અને એ શૂરાતનના દિવસોમાં એવા ઘણા દાખલાઓ મોજૂદ હતા કે જેમાં અનેક શૂરવીરોએ પોતાની પ્રિયકરાઓએ તેમની કમ્મરે લટકાવેલી નાણાંની કોથળીઓની મદદથીજ યુદ્ધમાં પ્રયાણ કર્યાં હતાં, શત્રુઓનો સંહાર કર્યો હતો અને યુદ્ધમાં જય મેળવ્યા હતા.

આપણા કથાનકના વીરકેસરી આગળ આ વખતે આમાંનું કશુંયે નહતું. પોતાના પ્રાંતના લોકો ગામડીઆ તરીકે ઓળખાતા

તેથી ડાર્ટોને લજ્જા ઉપજતી, પોતાના પ્રાંતના લોકો નિર્ધન હતા તેથી તે દુઃખી બનતો, પરન્તુ તેના ત્રણ મિત્રોના પરિચયને લીધે તેના મનમાં એવી શ્રદ્ધા ઉપજી હતી; કે માનવી પ્રયત્નથી ગમે તે કાંઈ મેળવી શકે છે. આથી તેની લજ્જા તથા તેનાં દુઃખ કાંઈક અંશે ઓછાં બન્યાં હતાં. તેણે પોતાની આસપાસના સંજોગોનું વિહંગાવલોકન કર્યું. પોનેશિયો શ્રીમંત હતો, એમ તેની વાતચિત ઉપરથી તે નક્કી કરી શક્યો હતો. એ ભીરૂ સ્વભાવના પતિનું બધું નાણું તેની ચાલાક સ્ત્રીજ સંભાળાતી હશે, એવો તેને વિચાર આવ્યો; પણ આ સંજોગ અનુકૂળ હોવા છતાંયે મેડમ પોનેશિયોએ અદ્યાપિ ડાર્ટોને પ્રેમમાં જોઇએ તેવું ઉત્તેજન આપેલું ન હોવાથી તે પાછો મુઝવાઇ ગયો કે, આ સ્ત્રીને હું ચાહું છું એ તો ઠીક: પણ તે મારો સ્વીકાર કરશે ખરી ? પ્રેમખેલની શરૂઆત પણ અદ્યાપિ થઇ નહતી તો પછી તેનાં પરિણામોની કલ્પના અત્યારથી શા કામની ? પણ એટલું તો નક્કીજ કે, એક યુવતી, સ્વરૂપવતી અને બુદ્ધિશાલિની સ્ત્રી પૈસાદાર હોય છે તો પ્રેમના પ્રારંભમાં તે કાંઇ નુકસાન કરતી નથી પણ પ્રેમને તે દ્રઢતર બનાવે છે. વળી એક કદરૂપી સ્ત્રી સુન્દર અને સફેદ મોજાં પહેર્યાથી, એક રેશમી બદીઆન પહેર્યાથી, ભરતકામવાળી કિનારનો રૂમાલ રાખવાથી કિંવા પગે મનોહર 'સ્લીપર' પહેર્યાથી ખૂબસુરત કહેવાતી નથી પણ એક ખૂબસુરત સ્ત્રીની ખૂબસુરતીમાં એજ વસ્તુઓથી ઉમેરો થાય છે. ડાર્ટો જાણતો હતો કે પોતે શ્રીમંત નથી; પોતે લક્ષાધિપતિ નથી; એક દિવસે એવા થવાની તેને બહુ ઇચ્છા હતી પણ એ દિવસો હજી દૂર હતા, એમ તે સારી રીતે જાણતો હતો. દરમ્યાન જે નિરર્થક અને બહારની વસ્તુઓ પોતાની પ્રિયકરાને તેણે આપવી જોઇએ તે આપવાનાં

નાણું પોતાનાં પાસે નથી એ જોઇને તેને બહુ ખેદ થતો હતો. પોતે રંક હતો, તે શ્રીમંત હતી. બન્ને વચ્ચે પ્રીતિ જામશે ખરી ? જે મોજશોખની નિરર્થક વસ્તુઓ ઉપર સર્વ પ્રકારની સ્ત્રીઓને મોહ હોય છે, તે પોતાથી તેને આપી શકાશે નહીં; પણ તે સ્ત્રી પોતાના પતિના પૈસાથી તો એ વસ્તુઓ લઇ શકશે ને ? અને તેથી કાંઇ પોતાની ઉપરનો તેનો પ્રેમ ઘટવાનો સંભવ ખરો ? નહીંજ. કારણ પોતે તેને એક વખત કૃતાંત આતતાયીઓના હાથમાંથી ઉગારી શક્યો છે; પોતે તેનું શીયળ સાચવવા અથોને ત્યાં એક મોટું સાહસ ખેડીને તેને રાખી શક્યો છે; પોતે તેની લા પોર્ટને મળવાની મહદિચ્છા અણીને વખતે પૂરી પાડી શક્યો છે. ઉપરાંત પોતે નિડર, બહાદૂર અને બુદ્ધિવાન્ છે, એવો પૂરાવો પણ પૂરો પાડી શક્યો છે. આ સર્વ કારણોથી મેડમ બોનેશિયો માહિત છે અને તે તેને ફરીથી મળવાનું વચન પણ આપી ચૂકી છે. આથી એ તો તદ્દન સંભવિત છે કે, તે અવશ્ય પોતાની ઉપર પ્રીતિ રાખશે. ડાર્ટો આવા વિચારોમાં કેટલીક વખત સુધી ગુંથાયલો રહ્યો. આખરે તેના હ્રદયમાં એવી તો ખાત્રી થઇ ચૂકી કે, મેડમ બોનેશિયોના પ્રેમને લાયક પોતાના સિવાય અન્ય કોઇજ નથી ! પ્રેમાઓ ઘણું ખરૂં આવીજ સ્વાર્થી લાગણીવાળા હોય છે.

ડાર્ટો ધીમે ધીમે ચાલતો ચાલતો રૂઇ ચેરશે–મિડિ રસ્તા ઉપર આવી પહોંચ્યો. અરામીનું મકાન ત્યાં આગળ આવેલું હતું. ડાર્ટોને વિચાર આવ્યો કે, અરામી ઘરમાં છે કે નહીં એની તપાસ કરી હોય તો ઠીક; કેમકે પ્લેંશેને તેણે થોડાક કલાક ઉપર બોલાવવા મોકલ્યો હતો, ત્યાર પછી શું બન્યું એ સંબંધી બધો ખુલાસો તેની હકિકત સાંભળ્યાથી થઇ શકશે. વળી અરા-

મીને શા માટે બોલાવ્યો એનોયે ખુલાસો અરામાં આગળ કરવાની જરૂર હતી. અરામીને મળવાનું એક ત્રીજું કારણ પણ ડાર્ટીને મળી આવ્યું. મેડમ બોનેશિયો સાથેના પોતાના પ્રેમ વિષે અરામીની સલાહ લીધી હોય તો તે ગેરવાજબી થઇ પડે નહીં. પ્રથમદર્શક પ્રેમ એવો છે કે, તેમાં ફસી પડયા પહેલાં એકાદ સહૃદયી મિત્રની સલાહ લીધી હોય તો ભૂલચૂક થતી બચે અને જ્યાં અનુભવની ઉણપ હોય ત્યાં તે મેળવી લેવાય. પ્રથમદર્શક પ્રેમમાં પ્રેમીઓ નિરુત્સાહી હોતાજ નથી. એવા પ્રેમમાં હર્ષનો આવેશ અત્યંત હોય છે. જો એ આવેશને વહેવરાવવા દેવામાં આવે નહીં, તો તેનો માર્ગ કુંઠિત થઇ જાય છે. ડાર્ટીએ આ કારણે પણ અરામીની સલાહ આ વિષયમાં લેવા માટે તેને અત્યારે મળવું દુરસ્ત લેખ્યું.

પારિસ શહેરમાં બે કલાક પહેલાં અન્ધારૂં પ્રસરી ચૂકયું હતું. લોકો નિદ્રિત થયા હોવાથી માર્ગમાં અવરજવર બિલકુલ નહોતો. એક મોટા ઘડીઆળમાં ૧૧ ના ટકોરા પડયા. ઋતુ ખુશનુમા હતી. આ વખતે ડાર્ટી સરિયામ રાજમાર્ગ છોડીને એક ગલીમાં પેઠો. ગલીમાંથી જ્યાં બીજા રસ્તા ઉપર તે પગ મૂકતો હતો ત્યાં સામે આવેલા અરામીના ઘર આગળ કાળા ઝભ્ભામાં વીંટળાયલી એક આકૃતિ તેના જોવામાં આવી. પ્રથમ તેને એમ લાગ્યું કે—આ કોઇ પુરુષની આકૃતિ હશે પણ વિશેષ બારિકાઇથી તપાસતાં તે કોઇ સ્ત્રીવ્યક્તિ હોય એમ તેને લાગ્યું. તે સ્ત્રી અરામીના મકાનમાં પેઠી નહીં; પરન્તુ ઘડીમાં આગળ તો ઘડીમાં પાછળ, એમ જતી હોવાથી તે જાણે કોઇની વાટ જોતી હોય અથવા તો કાંઇક સંશયગ્રસ્ત બની હોય એમ ડાર્ટીને લાગ્યું. ડાર્ટી ગુંચવાયો કે હવે મારે અરામીના ઘરમાં જવું કે નહીં?

તે વિચારવા લાગ્યો: "તેનાં પગલાં ઉપરથી જણાય છે કે, તે જુવાન છે. તે સુન્દર હશે કે નહીં તે તો કહી શકાતું નથી; પણ એટલું તો નક્કી છે, કે આવી રીતે મોડી રાત્રે એકાન્ત સ્થાનમાં તે આવી છે તેથી તે પોતાના કોઇ પ્રેમીને મળવાજ આવી હશે. એની પાસે જઇને મારી કાંઇ મદદની તેને ઈચ્છા છે કે કેમ તે પૂછવું વાજબી થઇ પડે કે નહી ? નહીંજ. તે અન્ય કોઇને અને તેમાં પણ ખાસ કરીને મારા જેવી પુરુષવ્યક્તિને જોઇને સંકોચ પામે, એ સંભવિત છે."

ડાર્ટી આવા વિચારવમળમાં હતો તે દરમ્યાન તે સ્ત્રી ત્યાં આવેલાં દરેકે દરેક મકાનોનાં બારણા આગળ જઇ, તેમની બારીઓ તરફ જોઇ રહેતી. આ જગ્યાએ ત્રણચાર મકાનો આવેલાં હતાં. એમાંનાં બે મકાનોની બારીઓ ઉઘાડી હતી. એક અરામીના મકાનની અને એક તેની સામે આવેલા મકાનની. ડાર્ટી વિચારવા લાગ્યો: "જો અરામીના મકાનનીજ આ સ્ત્રી તપાસ કરતી હશે તો તો તેની ઠીક ઠેકડી કરી શકાશે. ઘણે ભાગે તો આ સ્ત્રી તેનાજ મકાનના શોધમાં જણાય છે. વાહ ! મારા ધર્મિષ્ટ મિત્ર ! હવેજ તમારા ઢોંગ ખુલ્લા પડશે !"

ડાર્ટી અન્ધારામાં જરાક આગળ વધ્યો અને તે સ્ત્રીની હીલચાલ તપાસી શકાય, એવી જગ્યાએ તે મકાનને ઓથે છૂપાઇ રહ્યો. થોડીજવારમાં આ સ્ત્રીએ ખૂંખારો કર્યો. ચોક્કસ આ કોઈક સંજ્ઞા હોવી જોઇએ એમ ડાર્ટીને લાગ્યું. તેના ખૂંખારાનો કાંઇ જવાબ સંજ્ઞાદ્વારા અપાયો કે કેમ તે ડાર્ટીના જાણવામાં કે જોવામાં આવ્યું નહીં; પણ કાળા ઝભ્ભામાં વીંટળાયલી આ સ્ત્રી વ્યક્તિ તે પછી હિમ્મતભેર અરામીના મકાન આગળ ગઈ અને તેજ મકાનની બારીનાં બારણાં ઉપર તેણે થોડે થોડે અંતરે ત્રણ

ટકોરા માર્યો. અરામીનો સુવાનો ઓરડો તેના મકાનના નીચેના ભાગમાં આવેલો હતો એ વાચકવૃન્દ જાણે છે. એ ઓરડાની બારી રસ્તા ઉપર એવી રીતે પડતી હતી કે ત્યાં ઉભા રહીને અંદરના માણસ સાથે વાતચિત કરી શકાય. ડાર્ટો: "વાહ ! ધર્મશાસ્ત્રનો અરામી આ પ્રમાણે સારો અભ્યાસ કરતો લાગે છે ! હવેજ પકડાયો છે, એ ધૂર્ત દોસ્ત !"

બારણા ઉપર ટકોરા પડયા એટલે તરતજ તે મકાનની બારીનાં બારણાંમાં એક દીવો જણાયો. ડાર્ટોને લાગ્યું કે, હમણાં એ બારી ઉઘડશે પણ તેની અજાયબી વચ્ચે બારીનાં બારણાં બંધજ રહ્યાં; અને થોડીકવાર પછી પેલો દીવો બારી પાસેથી લઈ લેવામાં આવ્યો. બારીમાં પાછું અન્ધારૂં ફેલાઇ રહ્યું. હવે શું બને છે, એની ડાર્ટો ચિંકિત્સાથી રાહ જોઇ રહ્યો. એકાદ ક્ષણમાં બે ભારે ટકોરા તેજ બારીના અંદરના ભાગમાંથી કોઇકે ઠોકયા. બહારની સ્ત્રીએ તે જવાબમાં એક ટકોરો ઠોકયો. એકદમ તે બારી ઉઘડી. દીવો નહતો એટલે બારી આગળ કોણ આવ્યું તે જણાયું નહીં. પણ બારીના અંદરના ભાગમાં ઉભી રહેલી વ્યક્તિ અરામીજ હશે, એમ ડાર્ટોએ ધારી લીધું. બારી બહારની વ્યક્તિએ પોતાના ખિસ્સામાંથી એક રૂમાલ કાઢયો અને તેનો એક છેડો, અંદર ઉભેલી વ્યક્તિ તરફ ધરીને રૂમાલમાંનાં ચિહ્ન તેને બતાવ્યાં. ડાર્ટોની આંખો એક બિલાડાના જેવી તીવ્ર હતી. અન્ધારામાં શું બને છે, એ તે સારી પેઠે જોઇ શકતો. બહારની વ્યક્તિએ રૂમાલ કાઢીને તેના એક છેડા ઉપરનાં ચિહ્ન બતાવ્યાં એટલે તરતજ ડાર્ટોને કાંઇક યાદ આવ્યું. આવો રૂમાલ એક વખત તેણે અરામીના પગ નીચે અને એક વખત મેડમ બોને-શિયોની પાસે જોયો હતો ! તે વિચારવા લાગ્યો. "અજબ છે

આ રૂમાલનો ભેદ ! પારિસમાં શું પ્રેમીઓને માટે સંકેત–ચિહ્ન તરીકે આવા જ રૂમાલ વપરાતા હશે ?"

ડાર્ટો જયાં છૂપાયો હતો ત્યાંથી, આરામીના મકાનની અંદરની વ્યક્તિનું મોઢું તે ખુલ્લી રીતે જોઇ શકતો નહતો. એ કોણ છે, તેનો ભેદ તો શોધીજ કાઢવો, એવો નિશ્ચય કરીને તે પોતાની સંતાવાની જગ્યાએથી બહાર નીકળી આરામીના મકાનની બારીની પાસેજ દિવાલનો એક વાંક હતો તેની ઓથે ભરાયો. અહીંથી તેણે બારીમાં ઉભેલી વ્યક્તિ તરફ બરોબર દૃષ્ટિપાત કર્યો તો તેને માલુમ પડયું કે, એ તો કોઇક સ્ત્રી હતી ! એ સ્ત્રીએ પોતાના ખિસ્સામાંથી આ વખતે એક રૂમાલ બહાર કાઢયો અને બહારના સ્ત્રીને બતાવ્યો. એ પછી બન્ને જણુ વચ્ચે કાંઇક વાતચિત થઇ. તે ધીમા અને અસ્ફુટ સ્વરે થતી હોવાથી ડાર્ટોથી સાંભળી શકાઇ નહી. આખરે તે બારી બંધ થઇ. બહાર ઉભેલી સ્ત્રીએ પોતાનો રૂમાલ પોતાના ખિસ્સામાં મૂકયો અને તે પોતાનો ઝભ્ભો સરખો કરતી હતી, તે વખતે એ સ્ત્રીનું મોઢું તેના જોવામાં આવ્યું. તે કોણ હતી, એ ડાર્ટો જોઇ ગયો. તે મેડમ બોનેશિયો હતી !

મેડમ બોનેશિયો ! ડાર્ટોને પ્રથમથીજ વહેમ ઉપજ્યો હતો કે, આવો રૂમાલ મેડમ બોનેશિયો પાસે તેણે જોયો હતો, તેથી તેજ આ સ્ત્રીવ્યક્તિ હોવી જોઇએ. તે અહીં શા માટે આવી હશે ? લા પોર્ટને મળ્યા બાદ શું તે ગૃહસ્થે તેને રાજમહેલમાં ન લઇ જતાં, આવી રીતે રખડવાની પરવાનગી આપી હશે ? અત્યારે લગભગ મધ્યરાત્રિના વખતે આમ તે એકલી રખડે, એથી શું તેને ફરીથી કોઇ ઉઠાવી જાય નહીં ? ડાર્ટો આ બધા પ્રશ્નોનો ઉકેલ કરી શકયો નહીં. વળી પાછો તેને વિચાર આવ્યો

કે, કોઇ રાજકાર્યને કારણેજ તેને લા પોર્ટે એ અહીં મોકલી હશે તો ? પણ એક ખૂબસુરત અને જુવાન સ્ત્રીને આવી ભયંકર રાત્રિએ એકલી કોઇ રાજકાર્ય માટે મોકલવી, એ શું ડહાપણ ભરેલું કહેવાય ? લા પોર્ટે એવું જોખમ ખેડે નહીં અને તેથી એ તો નક્કીજ કે, આ સ્ત્રી અત્યારે અહીં રાજકાર્ય માટે નહીં પણ પ્રેમકાર્ય માટે આવેલી હોવી જોઇએ. વારુ, તે પોતાના કાર્ય માટે આવી હશે કે અન્ય કોઈના દૂત તરીકે આવી હશે ? આનો જવાબ તેનું હૃદય દઈ શકયું નહીં.

મેડમ બોનેશિયો હવે ઝડપભેર જે રસ્તેથી આવી હતી તે રસ્તે થઇને જવા લાગી. ડાર્ટોએ ઇર્ષા, ઔત્સુકય અને કાંઇક રોષની લાગણીથી તેની પાછળ પાછળ જવાનો અને તે શું કરે છે, કયાં જાય છે, તેની બધી તપાસ કરવાનો મનસુબો કર્યો. તે એકદમ ઓથામાંથી બહાર નીકળીને રસ્તામાંજ મેડમ બોનેશિયોની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ડાર્ટો જે વખતે પોતાના સંતાવાની જગ્યામાંથી બહાર આવ્યો તે વખતેજ મેડમ બોનેશિયોએ તેને જોઇ લીધો હતો. પહેલાં તો તેને જોઇને તેના મનમાં ભીતિ ઉપજી નહીં; પણ જયારે રસ્તામાં ખુલ્લી રીતે તે તેની પાછળ પાછળ જવા લાગ્યો ત્યારે તેને દહેશત ઉપજી. પરિણામે તેનાથી એક તીણી બૂમ પાડી જવાઇ. બૂમ પાડયા બાદ તેણે આગળને આગળ નાસવાજ માંડયું. ડાર્ટો તેની પાછળ દોડવા લાગ્યો. તે એક સ્ત્રી હતી, તેમજ વળી એક કાળો ઝભ્ભો તેણે પહેરેલો હતો એટલે તેનાથી ઝડપભેર દોડી શકાયું નહીં અને ડાર્ટો તો હરણની માફક દોડતો હતો ! જેથી થોડીકજ ક્ષણમાં તે તેની લગોલગ જઈ પહોંચ્યો; પણ આ વખતે મેડમ બોનેશિયો ભયને લીધે ગભરાઇ ગઇ હતી. તે એકદમ જમિન

ઉપર ફસડાઇ પડી અને ડાર્ટો તરફ જોઇને કરુણ પરન્તુ હિમ્મત-ભર્યા સ્વરે બોલી: "ચાહે તો મને ગર્દન માર; પણ હું જરાકે ખાતમી આપીશ નહીં ?"

તેને જમિન ઉપર બેસી પડેલી જોઇને ડાર્ટોએ તેની કમ્મર આગળ એક હાથ રાખીને તથા તેનો એક હાથ, પોતાના બીજા હાથથી ઝાલીને તેને ઉભી કરવા પ્રયત્ન કર્યો. પણ આ વખતે તેને જણાયું કે, તે બેશુદ્ધ થવાની તૈયારીમાં છે, એટલે તેણે આશ્વાસનના શબ્દો કહેવા માંડયા, અને પોતે તેનો શત્રુ નથી પણ મિત્ર છે, એવી ખાત્રી તેને આપવા માંડી. આ શબ્દોની અસર મેડમ બોનેશિયો ઉપર થઇ નહીં; કેમકે તે જાણતી હતી કે, એવા શબ્દો એક દુષ્ટમાં દુષ્ટ માણસ પણ ડોળ બતાવીને કહી શકે; પરંતુ એ શબ્દો બોલનારનો અવાજ પોતે પારખ્યો હોય, એમ મેડમ બોનેશિયોને લાગ્યું. તેણે પોતાની આંખો ઉઘાડી અને ડાર્ટોને જોતાંજ તેને ઓળખીને તે સ્વસ્થ બની તથા કહેવા લાગી:

"ઓહો! તમેજ છો શું? પ્રભૂ! પ્રભૂ! હું તો નક્કામી ગભરાઇ ગઈ!"

ડાર્ટો: "સન્નારી! ઇશ્વરેજ મને તમારી મદદે મોકલ્યો છે, એમ સમજજો. મુંઝાશો નહીં."

મેડમ બોનેશિયોની મુંઝવણ તો હવે ચોક્કસ દૂર થઇ હતી તેથી તે હસતાં હસતાં બોલી: "મારી પાછળ તમે શું એજ હેતુથી દોડયા હતા?"

ડાર્ટો: "ના. હું કબૂલ કરૂં છું કે, એ હેતુથી તો નહીંજ. હું સંયોગવશાત આ બાજૂએ આવી ચઢયો છું. તમારી પાસેથી

છૂટો પડીને હું મારા એક મિત્રને ઘેર ગયો હતો. તે પછી આ સ્થળે વસતા મારા મિત્ર અરામીને મળવા આવ્યો હતો. પણ તમને તેના મકાનની બારી આગળ જોઈ હું વિચારમાં પડી ગયો હતો—"

"—એ તમારા મિત્રનું મકાન છે?"

"બેશક. અરામી મારો પરમ મિત્ર છે."

"અરામી કોણ છે?"

"રહેવા દો, રહેવા દો હવે તમારી ચતુરાઇ. અરામીને તમે ઓળખતાં નથી, એમ કહેશો તે હું માનીશ નહીં."

"હું ખરૂં કહું છું કે, તમે જે નામ દીધું તે મેં કોઇવાર સાંભળ્યુંજ નથી."

"ત્યારે એ મકાને તમે અગાઉ કોઇવાર ગયાંજ ન હતાં?"

"ના. હું આજે પહેલીજ વાર તે મકાન પાસે ગઇ હતી."

"તેમાં કોઈ જુવાન માણસ રહે છે, એની તમને ખબરજ ન હતી?" "ના."

"તેમાં તો એક બંદૂકદાર રહે છે." "હું તેને ઓળખતીજ નથી."

"તમે તેને મળવા આવ્યાં ન હોતાં?" "ખરેખર, નહીંજ. તમે પોતેજ જોયું હશે કે હું એક સ્ત્રી સાથે વાતચિત કરતી હતી."

"તે ખરૂં છે; પરંતુ એ સ્ત્રી અરામીની કોઇક સહચરી હશે."

"મને તે સંબંધી કાંઇ ખબર નથી."

"પણ તમે જોયું નહીં કે, તે તેનેજ ત્યાં હતી."

"મારે એ બાબતમાં કાંઇ તપાસ કરવાની ન હતી; એટલે મને તે સંબંધમાં શી લેવા દેવા હોઇ શકે?"

"ત્યારે એ કોણ હતી?"

"ઓહો! એ કાંઇ મારી પોતાની ગુપ્ત વાત નથી."

"પ્રિય મેડમ બોનેશિયો, તમે બહુ મોહક છો, પણ તે સાથે એક ભેદભરેલાં સન્નારી છો, એમ મારે કહેવું જોઇશે."

"એથી કાંઇ નુકશાન ખરૂં?" "ના, ના. તમે ઉલટાં વધુ પૂજ્ય થઇ પડો છો."

"વારૂ. ત્યારે તમારો હાથ મને આપો."

"ઘણીજ ખુશીથી. બોલો, હવે શી ફરમાશ છે?" "મારી સાથે ચાલો."

"ક્યાં?" "હું જ્યાં જઉં છું ત્યાં."

"પણ તમે જાઓ છો ક્યાં!" "એ તો તમે જોશોજ. કેમકે હું જે મકાનમાં જનાર છું, તેના બારણા સુધી તમારે મને સહિસલામત પહોંચાડી જવાની છે."

"બારણા આગળ તમારી રાહ જોતો ઉભો રહું?"

"એ નિરર્થક થઈ પડશે."

"ત્યારે તમે એકલાંજ પાછાં ફરશો?" "કદાચ કોઇ સાથે યે હોય અને કદાચ ન પણ હોય!"

"તમારી સાથે આવનાર કોઇ સ્ત્રી હશે કે પુરૂષ?"

"હજી સુધી મને તેની ખબર નથી."

"પણ હું તે જાણી લઇશ તો!" "શી રીતે?"

"તમે બહાર આવશો ત્યાં સુધી હું ઉભો રહીશ."

"એમ? તો તો પછી અહીંથીજ આપણે છૂટાં પડીશું."

"કેમ?" "મારે તમારી જરૂર નથી."

" પણ મદદ માટે—" " મેં એક ગૃહસ્થની માગણી કરી હતી. જાસૂસની નહીં. "

" આ ઘાતકીપણાના શબ્દો છે. "

" બીજાને ન ગમે તોયે તેમની પાછળ પડનારાને કેવા કહેવા જોઇએ ? "

" ઉદ્ધત. " " એ શબ્દો તો બહુ નમ્ર છે. "

" સન્નારી ! મને લાગે છે કે, તમે જેમ ફરમાવો તેમજ મારે વર્ત્તવું જોઇયે "

" હવે ખરેખર બોલ્યા. તમે એકાએક પાછા શાને લીધે ઠેકાણે આવ્યા ?

" સુન્દરી ! પશ્ચાત્તાપ એ શું ગુણ નથી ? "

" ત્યારે તમે ખરેખર પશ્ચાત્તાપ કર્યો છે ? "

" તે વિષે હું કાંઇ સમજતો નથી. હું તો માત્ર એટલુંજ સમજું છું કે, ( જયાં જનાર છો ત્યાં મને આવવા કહેશો તો હું ખુશીથી આવીશ. "

" પણ હું કહું ત્યાંથી તમારે છૂટા પડવું જોઇશે. "

" કબૂલ. " " પણ હું પાછી ફરૂં ત્યાં સુધી તમારે ઉભા રહેવાનું નથી. "

" વારૂ. વારૂ. હવે તો ખ્યાલ છોડો ! "

" ના. તમે શપથ લ્યો. "

" હું સોગંદ લઉં છું કે, એક ગૃહસ્થ તરીકે હું વર્ત્તીશ. "

" ચાલો ત્યારે, મારો હાથ ઝાલો અને મારી સાથે આવો. "

એ ચાલાક અને મોહક સ્ત્રીએ તે પછી ડાર્ટીના હાથમાં પોતાનો હાથ આપ્યો અને તેમ કરતાં તેણે મંદ હાસ્ય કર્યું.

રૂઈ લા હાર્પ રસ્તા ઉપર એક મકાન આગળ આવી પહોંચતાં મેડમ ઓનેશિયોએ કહ્યું: " મોંશ્યો, અહીં તમારી ફરજ પૂરી થાય છે. તમે માનપૂર્વક અહીં સુધી મને પહોંચાડી અને અનેક પ્રકારે ભયમાંથી મુક્ત કરી, તે માટે હું તમારો હજાર વખત આભાર માનું છું. મને આશા છે કે, એક ગૃહસ્થ તરીકે તમારો બોલ તમે પાળશો."

" આ મકાનમાંથી તમે પાછાં આવશો તે પછી આવા બિહામણા વખતે શું તમને કોઇનો ભય રહેશે નહીં ? "

" લૂંટારા કે લુચ્ચાઓનો ભય રાખવાનું મને કાંઇ કારણ નથી. "

" ખાત્રીથી કહો છો ? "

" મારી પાસેથી તેઓ શું લઇ શકે એમ છે ? તેમને મારી પાસેથી એક રાતી બદામ પણ મળશે નહીં. "

" તમે પેલો રેશમી રૂમાલ ભૂલી જાઓ છો. "

" કિયો ? "

" મેં તમારા ઘરમાં તમારા પગ પાસે પડેલો જોઇને તમને પાછો આપ્યો હતો તે. "

" છાના રહો ! અવિનયી સજ્જન ! છાના રહો. શું તમે મારો નાશ કરવા ઇચ્છો છો ? "

" એ રૂમાલ સંબંધી ઉલ્લેખ થતાં તમને ગભરાટ છૂટે છે, એજ બતાવી આપે છે કે, તમારે અજાણ્યા માણસોથી ઘણું બ્હીવાનું છે. જો કોઇ આ રૂમાલ જુએ તો તમારો નાશ થાય, એમ તમે હમણાંજ કબૂલ કર્યું. હવે કહો કે, કોઇક તે તમારી પાસેથી ઝુંટવી લે તો તમારી શી દશા થાય ? સન્નારી ! આથીજ મારી મદદની તમને જરૂર છે. અવિચારી ન બનો. મારા

ઉપર વિશ્વાસ રાખો. મારા ચહેરા ઉપરથી તમે જોઇ શકતાં નથી કે, મારૂં હૃદય તમારા પ્રત્યે ભક્તિભાવ અને સમભાવથી ભરપૂર છે ? ”

“ હું તે જોઇ શકું છું અને તેથી કહું છું કે, મારી પોતાની ખાનગી વાતો એક નહીં પણ એક હજાર પૂછો, પણ બીજાની ખાનગી વાતો હું તમને કેવી રીતે કહી શકું ? ”

ડાર્ટોઃ “ એ તો બધું બોલવાનું છે. બીજાની ખાનગી વાતો પૂછવાની તમે મને ના પાડો છો પણ તમારા જીવન ઉપર તેની અસર થનાર છે તો પછી શું તમારી પોતાની સલામતીને ખાતર પણ તમે મને તે નહીં કહો ? ભલે, ન કહેશો. હું જરૂર તે કોઇને કોઇ પ્રકારે જાણી શકીશ. ”

મેડમ બોનેશિયોઃ “ તરુણ સજ્જન ! તમે જે કાંઇ કરો તે પહેલાં ખૂબ વિચાર કરી જોજો. શા માટે તમે મારી બાબતોમાં આડે આવો છો ? મને જે ગમતું નથી, તેનું તે તમે શા માટે ફરીથી ને ફરીથી કહેવાની હઠ કરો છો ? તમારા માટે મને જે લાગણી છે, તે લાગણીને ખાતર હું તમને હજીપણ કહું છું કે, હવે વધુ વખત સુધી મારો કેડો લેશો નહીં. જાણે તમે મને જોઇજ નથી, જાણે તમે મને ઓળખતાજ નથી, એમ વર્તજો. ”

ડાર્ટો ગળગળા સાદે બોલ્યોઃ “ શું અરામી પણ આવીજ રીતે વર્તે છે ? ”

“ વળી પાછું તમે એ નામ દીધું ! અરે, હું તો એને ઓળખતીયે નથી. ”

“ તમે તેના ઘર આગળ ગયાં, તેમાં રહેતી સ્ત્રીની સાથે વાત કરી આવ્યાં, તે છતાંયે તેને ઓળખતાં નથી, એમ કહો છો, એ હું શી રીતે માનું ? ”

"હવે તો હદ થઈ! મારી પાસે બીજાની જે ખાનગી વાત છે, તે જાણવા માટે, અજાણ્યાં અજાણ્યાં નામ દઈને વારંવાર તમે શામાટે અવનવી હિકમતો કરો છો?"

"હું હિકમતો કરૂં છું? નહીંજ, સન્નારી! હું જૂઠી વાતો કદી ઉપજાવી કાઢતો નથી. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, અત્યાર સુધી હું બધુંયે સત્યજ બોલ્યો છું."

"તમારો મિત્ર એ ઘરમાં રહે છે, એ વાત તમે સાચીજ કહી છે?

"બેશક. બેશક. મારા મિત્ર અરામીનુંજ એ મકાન છે."

"ઠીક. આ બધી બાબતોનો ખુલાસો પ્રસંગ આવ્યે થશે. તેટલામાં હાલ તુર્ત મને મારે કામે જવા દો."

ડાટો: "ખરેખર, મારા માટે તમને જરાકે લાગણી નથી. જરાક તસ્દી લઇને મારૂં હૃદય તપાસો હું ખાત્રીથી કહું છું કે, તમને મારા માટે દયા ઉપજશે. મારા હૃદયમાં તમારા માટે એટલો બધો પ્રેમ રહેલો છે કે, તેની તમને ખાત્રી થાય તો જરૂર મારી આ ઉત્સુકવૃત્તિને તમે શાન્ત કરી શકો. હંમેશાં આપણે જેના ઉપર પ્રેમ કરતાં હોઇએ તેની બ્હીક રાખવી ઘટે નહીં."

મેડમ બોનેશિયો વળી પાછી હસી અને બોલી: "મોંશ્યો, પ્રેમની વાત તમે બહુ જલ્દીથી જાહેર કરી દો છો, હો?"

"કારણ કે પ્રેમે મારા ઉપર અચાનક હુમલો કર્યો છે. મને વીસ વરસજ થયાં છે. મારા જીવનમાં અત્યારે પહેલીજ વખત પ્રેમ ઉત્પન્ન થયો છે."

મેડમ બોનેશિયો તેના તરફ એકીટસે જોઇ રહી.

ડાર્ટી: "સુન્દરી, પેલા રૂમાલનો વિચાર કરો. કોઇક તે તમારી પાસેથી ઝુંટવી લેશે તો ?"

"શા માટે ઝૂંટવે ? એના ઉપર તો મારા નામના પહેલા અક્ષર પાડેલા છે. જુઓ. "ક. બ."—કોન્સ્ટન્સ બોનેશિયો—"

"અથવા કેમિલી ડી બોઈ-ટ્રેસી !"

"વળી પાછા આડું અવળું ભરડવા મંડયા કે ?"

"તમારી આસપાસ ઝઝુમતા ભયનો તમે વિચાર કરો નહી, તો પછી મારે આવું આવું કહેવુંજ જોઇએ."

"અરે, મને તો કશાનોયે ભય નથી !"

"કશાનોયે કેમ નહીં ? જીવનું જોખમ, કેદખાનામાં બંદીવાસ, ઇત્યાદિ ભય તમે વિસરી જતાં લાગો છો. હું તમને એજ કારણે મને તમારી સાથે રાખવા ક્યારનો વિનવી રહ્યો છું."

મેડમ બોનેશિયો હાથ જોડીને બોલી: "હું તમને પગે લાગીને કહું છું કે તમે એક ખરા સૈનિક હો, તમે એક સાચા સદ્ગૃહસ્થ હો તો ઇશ્વરને ખાતર અહીંથી હવે ચાલ્યા જાઓ. જુઓ બારના ટકોરા થયા. અત્યારે ચોક્કસ આ મકાનમાં મારી રાહ જોવાતી હશે."

ડાર્ટી: "સન્નારી ! બસ. થઇ ચૂકયું હવે ! તમે અત્યારે મને જે ઢબે મને કહ્યું છે, તે પછી એક નાદાન માણસજ તમારો પીછો પકડે. હું ઘણી ખુશીથી મારે રસ્તે પડું છું"

"પણ જો જો હો ! હવે મારી પાછળ પાછળ આવશો નહીં."

"નહીં આવું. હવે હું મારે ઘેરજ જઇશ."

મેડમ બોનેશિયો: "ધન્ય છે તમને મોંશ્યો ! તમે બહાદૂર ગૃહસ્થ છો, એમાં બિલકુલ શક નથી." એ પછી તેણે પોતાનો હાથ તેના તરફ ધર્યો. ડાર્ટીએ અત્યંત ઉમળકાથી એ

હાથ ઝાલ્યો અને તેને સપ્રેમ ચુંબન કર્યું.

તે બોલ્યોઃ “ હા ! મને એવું થાય છે કે, મારો તમારી સાથે મેળાપ ન થયો હોત તો સારૂં થાત ! ” આ શબ્દો પ્રેમના અગ્નિથી બળતા હૃદયમાંથી નીકળ્યા હતા. આવા શબ્દો ઘણીક પ્રેમી સ્ત્રીઓ પસંદ કરે છે; કારણ કે, અત્યંત લાચારીના સંજોગોમાં હૃદયમાં પ્રવર્તી રહેલી ઉચ્છૃંખલ લાગણીના પડઘારૂપ એ શબ્દો, સંયમના પડદાને ભેદીને સાચા પ્રેમીથી બોલી જવાય છે ! ડાર્ટોની આ સ્થિતિ મેડમ બોનેશિયો અત્યારે સારી પેઠે કળી ગઇ હતી; તેથી તેણે હવે કઠોર ન થતાં, વ્હાલભરી રીતે કહ્યું: “ હું તમારી પેઠે નહીં કહું. આજે જે કાંઇ તમે ગુમાવ્યું છે, તે સદાને માટે ગુમાવ્યું નથી. કોણ જાણે છે કે, આજ તમારી જે જીજ્ઞાસા પૂરી થઇ નથી, તે પૂરી થવાનો સંપૂર્ણ મોકો મળી રહે, એવો એક સુભાગી દિન નહીં આવે ? ”

“ મારા પ્રેમ સંબંધમાં તમે આવું વચન આપી શકશો ? ”

“ ઓહો ! એ સંબંધમાં હું બંધાઇ શકીશ નહીં. આજે એ વિષયમાં કાંઇ કહેવાનો મને વખત નથી. આજે તો મારે માત્ર મારો આભાર જ દર્શાવવાનો છે. ”

“ હું કેવો નિર્ભાગી છું ! ”

“ તમારી ભૂલ છે. વિધિને નાહક દોષ દેશો નહીં. તમે જેવા ઉદાર છો તેવાજ રહો. આનંદી બનો. કેટલાક માણસોને ક્રમે ક્રમે તેમનું બધું ઇપ્સિત મળી રહે છે, એ ભૂલશો નહીં. ”

“ વાહ ! કેવી મધુર વાણી ! મારૂં હૃદય આથી શીતળ બને છે. શું એક દિન હું સૌથી વધુ સુખી માણસ બનીશ ? ન

ભૂલશો—આજની રાત ન ભૂલશો—મને વચન આપો કે તમે આજની રાત નહીંજ ભૂલો."

"ખાત્રી રાખજો કે—સમય અને સ્થાન હું કદી વિસરી જતી નથી. બસ હવે જાઓ, ઇશ્વરની ખાતર હવે વિખૂટા પડો! મારે ખરેખર મધ્યરાત્રે આ મકાનમાં જવાનું હતું. મને મોડું થયું છે."

"માત્ર પાંચજ મિનિટ" "અમુક સંજોગોમાં એટલો વખત પાંચ યુગ જેટલો લાંબો થઇ પડે છે."

"અલબત્ત પ્રેમના સંજોગોમાં એમજ બને છે!"

"અને કોણ કહી શકે તેમ છે કે હું કોઇકના પ્રેમના સંજોગોની વાત કરતી નથી?"

"અહો! ત્યારે તો ચોક્કસ તમે કોઇક પુરુષને મળનાર છે?"

"વળી પાછું પારાયણ શરૂ કરવા માંડયું!"

"નહીં. નહીં. હું આ ચાલ્યો. કદાપિ અત્યારે જતા રહેવામાં હું મૂર્ખ ઠરતો હોઇશ તોયે હરકત નથી."

મેડમ બોનેશિયોએ પોતાનો હાથ તેના હાથમાંથી ઝુંટવી લીધો. ડાર્ટોને લાગ્યું કે, તેને વીજળીનો આંચકો લાગ્યો! મેડમ બોનેશિયો તરતજ પાસેના મકાનમાં જતી રહી અને જતાં પહેલાં જે ઇશારતો અરામીના મકાન પાસે થઇ હતી તે અત્રે પણ થઈ.

ડાર્ટોએ એક ગૃહસ્થ તરીકે મેડમ બોનેશિયોને વચન આપ્યું હતું કે હું અહીં ઉભો રહીશ નહી. તેણે પોતાનું વચન પાળ્યું. તે આગળ ચાલવા મંડયો. માર્ગમાં તેને અથો વિષે વિચાર આવ્યા. રૂ ડી ફોસ્પેર્સ રસ્તામાં તે સ્વગત કહેવા લાગ્યો:

"બિચારો અથો. આવી બધી જંજાળમાં હું જકડાયો છું તે જાણતોયે નહી હોય! મારી રાહ જોઇને આખરે નિરાશ બનીને તે ઉંઘી ગયો હશે. વળી પોતાને ત્યાં પોતાની ગેરહાજરીમાં એક સ્ત્રીને બેસાડવામાં આવી હતી, એ વાત પણ તેણે જાણી હશે. અથોના ઘરમાં એક સ્ત્રી! કેવો વિચિત્ર સંજોગ! એ તો જાણે તેની માહિતી બહારની વાત હતી; પણ ઢોંગી અરામીને ત્યાં એક સ્ત્રી હતી, એની ખબર અરામીને હોવીજ જોઇએ. આ બધાનું છેવટ શું આવશે હવે?"

"—બહુજ ખરાબ, શેઠ સાહેબ, બહુજ ખરાબ!"

ડાર્ટોને આ અવાજ પ્લેંશેનો હોય એમ લાગ્યું. તેણે પાછા વળીને જોયું તો પ્લેંશેજ ત્યાં ઉભેલો જણાયો. તેણે પૂછ્યું: 'શું બહુજ ખરાબ, મૂર્ખ?"

"સાહેબ, બહુ માઠા બનાવ બન્યો છે."

"પણ શો માઠા બનાવ?" "મો. અથોને કેદ કરવામાં આવ્યા છે."

"કોણે કેદ કર્યા!" "તમે પેલા ચારને નસાડયા હતા તેમણે."

"એમણે પોતાનું નામ કેમ દીધું નહીં! આ બાબતમાં તેમણે પોતાની અજ્ઞાનતા કેમ જાહેર કરી નહીં?"

"તેમણે જાણી જોઇને તેમ કર્યું નહીં. તેઓએ મને કહ્યું કે અત્યારે તારા શેઠને છૂટા રહેવાની ઘણી જરૂર છે. હું પકડાઇશ તેમાં વાંધો નથી. તારા શેઠ બધું જાણે છે. હું કાંઇ જાણુતો નથી. તેઓ ભલે મને તારો શેઠ ધારીને લઇ જાય. હું ત્રણ દિવસ પછી એ લોકોની ભૂલ ભાંગીશ. દરમ્યાન તારા શેઠને કહેજે કે, મને છોડાવવાની ભાંજગડ કરે નહીં અને પોતાના

કાર્યમાં તેઓ તન મનથી મંડયા રહે. ”

ડાર્ટો: “શાબાશ ! ઉદાર હૃદયી અથો, શાબાશ ! આવો આત્મત્યાગ તમેજ કરી શકો. પ્લેંશે, કાર્ડિનલના માણસોએ તેમને કેવી રીતે પકડયા ? ”

“ચાર માણસો વારંટ સાથે તેમને પકડવા આવ્યા હતા. તેમને લ ઇવેકમાં લઇ ગયા કે બેસ્ટિલમાં તેની મને ખબર નથી. એક કાળો માણસ અને બીજા બે સિપાઇઓ આપણા મકાનમાં રહ્યા હતા. તેઓએ તમારાં બધાં કાગળીઆં ફેંદીને તપાસ્યાં. બાદ તેઓને કાંઈ મળ્યું નહીં એટલે નિરાશ થઇને ચાલ્યા ગયા. મકાનનાં બારણાં પણ વાસવાની તેમણે તસ્દી લીધી નહીં; એટલે તે મારે વાસવાં પડયાં ! ”

“વારૂ. પોર્થો અને અરામી આવ્યા હતા કે ? ”

“ ના. તેઓ તેમને મકાને નહોતા. ”

“એમ છતાં પણ તેઓ હવે પછી આવે, એ બનવાજોગ છે; એટલે તું ઘેર પાછો જા અને ત્યાં બેસી રહેજે. તેઓ આવી પહોંચે એટલે બધી વાત વિગતવાર તેમને કહી સંભળાવજે. તેઓને આપણા મકાનમાં બેસવા કહેશ નહીં. પોમ ડી પિન ખાતે તેમને મારી વાટ જોઇને બેસવાનું કહેજે. દરમ્યાન હું મોં. ટ્રેવિલે પાસે જઉં છું અને બધી વાત તેમને કહી સંભળાવું છું.”

ડાર્ટો અને પ્લેંશે અહીંથી છૂટા પડયા. પ્લેંશે, ડાર્ટોને મકાને ગયો અને ડાર્ટો ટ્રેવિલે પાસે ગયો. મોં. ટ્રેવિલે પોતાના નિવાસાલયમાં નહતો તે રાજમહેલમાં ગયલો હોવાના સમાચાર જાણીને ડાર્ટો તરતજ રાજમહેલ તરફ જવા નીકળ્યો.

તે જતો હતો ત્યાં પોન્ટ નુફ સરોવર વચ્ચે આવતું હતું. ઝડપથી જઇ પહોંચાય એ કારણે, આ સરોવરમાંની એક હોડીમાં

બેસવાનો તેણે ઇરાદો કર્યો. પણ ખિસ્સામાં હાથ નાંખતાં હોડીવાળાને આપવા માટે પૂરતાં નાણાં પોતાની પાસે નહતાં, એમ તેને માલુમ પડયું. આથી ચાલતા જવા સિવાય છૂટકો નહતો. તેણે ઝડપથી પગપાળા જવા માંડયું. ગુનગોડ રસ્તામાંથી તે પસાર થતો હતો તે વખતે અચાનક થોડેક દૂર તેને એક સ્ત્રી અને એક પુરૂષ સાથે સાથે જતાં જણાયાં. બન્નેને તે ઓળખતો હોય, એમ તેને લાગ્યું. સ્ત્રી મેડમ બોનેશિયો હોય અને પુરૂષ અરામી હોય એમ તેને આભાસ થયો. પુરૂષે બંદુકદારનો પોષાક પહેર્યો હતો અને સ્ત્રી કાળા ઝભ્ભામાં વીંટળાયલી હતી. ડાર્ટોને જે રસ્તે થઇને જવાનું હતું તે રસ્તેજ તેઓ જવા લાગ્યાં. ડાર્ટો તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે આ બે જણાંથી લગભગ વીસેક કદમ દૂર રહ્યો ત્યાં તેને ચોકકસ લાગ્યું કે, આ માણસ અરામીજ છે. અરામી, આ પ્રમાણે મેડમ બોનેશિયો સાથે ઉઘાડેછોક પ્રેમ કરે, એ ડાર્ટોથી સહન થયું નહીં. મેડમ બોનેશિયોએ પોતાના પ્રેમનો ઇન્કાર કર્યો હતો, પોતાને ઠગ્યો હતો, એટલુંજ નહીં પણ પોતાના મિત્ર સાથે પ્રેમ કરવા માંડયો હતો! આ રીત બેશક વિશ્વાસઘાત જેવીજ હતી. આવો વિશ્વાસઘાત કરનાર, એ સ્ત્રી અને એ પુરૂષ બન્નેની સખ્ત ખબર લેવીજ જોઇએ એવો નિશ્ચય કરીને, ડાર્ટો ઉતાવળે પગલે તેમની નજદિક જઈ પહોંચ્યો. કેવી રીતે કામ લેવું, એનો પોતાના મનમાં નિર્ણય કરીને, તે પ્રથમ તો બહુજ ઝડપથી ચાલીને તેમની પાસે થઇને તેમની આગળ જતો રહ્યો અને તે પાછી પાછો ફરીને તે બન્નેના તરફ એકી ટશે જોતો જોતો તેમની સમીપ ગયો.

તેની આ વિચિત્ર રીતભાત જોઇને બંદુકદાર પોષાકમાં સજ્જ થયલા પુરૂષે પૂછયું: "કેમ, મોંશ્યો, તમારે કોનું કામ છે?" ડાર્ટો તે પુરૂષનો અવાજ સાંભળીને જ ઝંખવાણો પડી ગયો અને બોલ્યો:

" અરે, આ તો અરામી નથી ! "

" અલબત્ત, હું અરામી નથીજ ! મોંશ્યો, તમારી અજાયબી ઉપરથી હું જોઈ શકું છું કે તમે ભૂલથીજ મારી પાછળ આવતા હતા અને તેથી હું તમને માફ કરૂં છું. "

ડાર્ટો: " મને માફ કરનાર તમે કોણ ? "

" ગમે તે. તમે તમારે રસ્તે પડો. તમને મારી સાથે કાંઇ કામ નથી. એટલે વધુ પંચાતની જરૂર નથી "

" પંચાત કેમ નહીં ? મારે તમારૂં કામ નથી, પરન્તુ આ સન્નારીનું કાંઇક કામ છે. "

" આ સન્નારીનું ? તમે તેને ઓળખો છો ? "

" મોંશ્યો, તમે છેતરાયા છો. આ સન્નારીને તો હું સારી પેઠે ઓળખું છું. "

મેડમ બોનેશિયોએ આ વખતે ઠપકાભર્યા સ્વરે કહ્યું: " મોંશ્યો, આ શું ! તમે એક સૈનિક તરીકે અને એક ગૃહસ્થ તરીકે મને વચન આપ્યું હતું એ ભૂલી જાઓ છો શું ? એ વચન પછી તમે આમ કરશો, એમ હું જાણતી નહોતી. "

" અને...મેડમ...તમે...મને વચન આપ્યું હતું કે......"

અત્રે પેલા અજાણ્યા માણસે મેડમ બોનેશિયોને કહ્યું: " ચાલો, ચાલો. નકામો વખત ગુમાવો નહીં. "

પણ ડાર્ટો એક થાંભલાની માફક અદબ વાળીને તથા પહોળા પગ કરીને તેમની આડે ઉભો રહ્યો. ખંદુકદારે જરાક પાછળ હઠીને પોતાના એક હાથથી ડાર્ટોને ધક્કો માર્યો. વીરકેસરી ગાસ્કને એકદમ પોતાના મ્યાનમાંથી તરવાર કાઢી. આ જોઇને અજાણ્યા માણસે પણ પોતાની તરવાર બહાર કાઢી. બન્ને વચ્ચે દ્વન્દ્વ યુદ્ધ થવાની તૈયારી જોઇને મેડમ બોનેશિયો ગળગળા સાદે બૂમ પાડી ઉઠી: " નામદાર ઉમરાવજાદા ! ઇશ્વરને ખાતર શાન્ત થાઓ. "

આ પાછી બન્ને લડવૈયાઓની વચ્ચે જાઇને તે ઉભી રહી.

ડાર્ટીના મનમાં મેડમ ઓનેશિયોના વાક્યથી કાંઇક નવો જ વિચાર જાગ્રત થયો. તે અજાયબીથી બોલ્યો: “ ઉમરાવજાદા ! ત્યારે શું આ ઈંગ્લાંડના —”

“—પ્રધાન નામદાર ડયૂક ઓફ બકિંગહામ છે ! ”

ડાર્ટીનું અધૂરૂં વાક્ય મેડમ ઓનેશિયોએ પૂરૂં કરીને ડાર્ટીનો બધો શક દૂર કર્યો. તરતજ ડાર્ટીની તરવાર નીચે ઢળી. આ જોઇને ઓનેશિયોને તેની લાગણીમાં ફેરફાર થયલો લાગ્યો. વધુ અસર કરવા ખાતર તે બોલી: “ હવે તમારે બધાંનો નાશ કરવો છે ? ”

ડાર્ટીએ કહ્યું: “ નહીંજ. ” પોતાની તરવાર મ્યાનમાં નાંખીને તેણે તે બન્ને તરફ જોઇને કહ્યું: “ નામદાર ઉમરાવજાદા ! માનવંત સન્નારી ! હું તમારી બન્નેની માફી માગું છું. મારા નામદાર, આ બધો ઘોંટાળો થવાનું મૂળ કારણ પ્રેમજ છે. હું આ સન્નારીને ચાહું છું. હું ઇર્ષાથી દીવાનો બન્યો હતો. આવી સ્થિતિમાં એક માણસ શું કરે, એ આપ જાણો છો. આથી એક વખત ફરીથી હું આપની માફી માગું છું અને વિનંતિ કરૂં છું કે, મારા લાયક કોઇ સેવા હોય તો ફરમાવશો. આપ નક્કી માનજો કે, આપની રક્ષાને ખાતર મારા પ્રાણ આપવા પડશે તો પણ હું તૈયાર છું. ”

બકિંગહામે પોતાની તરવાર મ્યાનમાં નાંખ્યા બાદ પોતાનો હાથ ડાર્ટી તરફ ધર્યો અને કહ્યું: “ ધન્ય છે તમને શૂરવીર યુવક ! તમે મને તમારી સેવા અર્પણ કરી છે. ઠીક, તમારા જેટલા જ નિખાલસપણાથી હું તે સેવાનો સ્વીકાર કરૂં છું. અમારી પાછળ પાછળ વીસ કદમને અંતરે ચાલ્યા આવો; અને જો અમારા માર્ગમાં અંતરાય નાંખતું તમને કોઇ જણાય તો તેને ઠાર મારજો.”

## પરિચ્છેદ ૧૨.

### મેળાપ !



મેડમ બોનેશિયો અને ડ્યૂક ઓફ બકિંગહામને રાજમહેલમાં પ્રવેશ કરતાં કાંઇ વિઘ્ન નડયું નહીં. બોનેશિયો રાણીની ખીદમતદાર હોવાથી દ્વારપાળોએ તેને અટકાવી નહીં. અને ડ્યૂક બંદુકદારનો પોષાક પહેરેલો હોવાથી તે નિર્વિઘ્ને રાજમહેલમાં દાખલ થઇ શકયો. એ દિવસે બંદુકદારો રાજમહેલમાં પહેરા ઉપર હતા.

રાજમહેલમાં અંદરના ભાગમાં પહોંચતાંજ એક બંધ બારણું ખખડાવવામાં આવ્યું. દિવસે તે બારણું ખુલ્લું રહેતું અને રાતે બંધ થતું. જરાક ખખડાટ કર્યા પછી તે તરતજ ઉઘાડવામાં આવ્યું. બન્ને જણ અંદર દાખલ થયાં. સર્વત્ર સુનસાન હતું. મહેલમાં સર્વ કોઇ નિદ્રાધીન હતું. માત્ર રાણી તથા એક વિશ્વાસુ દાસી જાગ્રત હતાં. મેડમ બોનેશિયો ડ્યૂક સાથે કેટલાક ઓરડાઓમાં થઇને છેવટે એક એકાન્ત ઓરડામાં જઇ પહોંચી. અહીં તેણે ડ્યૂકને બેસવાનું કહ્યું. એ બાદ તે રાણી સાહેબ પાસે ગઇ. જે ઓરડામાં તેણે ડ્યૂકને બેસાડયો હતો તે ઓરડામાંથી બહાર નીકળતી વખતે તેણે તેનાં બારણાં વાસી દીધાં તથા બહારથી સાંકળ ચઢાવી દીધી. ડ્યૂક આ રીતે એક કેદી તરીકે તે ઓરડામાં પૂરાઇ રહ્યો. આ ઓરડામાં ડ્યૂક એકલોજ હતો. તેના હૃદયમાં કોઇપણ જાતનો ભય નહતો. તેના સ્વભાવનો એક મોટો ગુણ એ હતો કે, તેને સાહસ અતિ પ્રિય હતાં. જેવો તે સાહસિક હતો તેવોજ સાહસિક માણસો પર તેને પ્રેમ હતો. તે શૂરવીર,

નિશ્ચયી અને અનેક જાતના દાવપેચ કરી શકે એવો હતો. તે ફ્રાન્સમાં આવ્યો ત્યાર પછી તેને સમાચાર મળ્યા કે, કોઈકે મને પ્રપંચથી અત્રે બોલાવ્યો છે અને રાણી સાહેબે પોતે પત્ર લખીને મને બોલાવ્યો નથી. આમ છતાં પણ તે મુંઝાયો નહીં. રાણી સાહેબને મળયા વિના તો ઇંગ્લંડ પાછા જવું નહીં, એવો તેણે નિશ્ચય કર્યો અને એ નિશ્ચયનું પરિણામ આજના મેળાપમાં આવ્યું. દગાફટકાના આવા પ્રસંગમાં ડ્યૂક પહેલીજ વાર ફસાયો નહતો. એવા અનેક પ્રસંગો અગાઉ તેને પ્રાપ્ત થયા હતા. પરન્તુ ધીરજ ખંત અને બુદ્ધિબળથી દરેક પ્રસંગની મુશ્કેલી તેણે દૂર કરી હતી. આ પ્રસંગે જયારે તેણે રાણીજીને કહેવરાવ્યું કે, 'તમારો મેળાપ કર્યા વિના તો હું ઇંગ્લાંડ પાછો જઈશ નહીં.' ત્યારે રાણીજી પ્રથમ તો ગુંચવાયાં. તેમણે મળવાને સાફ ના પાડી. પણ છેવટે ડ્યૂક એક રાજકુટુંબનો માણસ એટલે રાજહઠ તેણે તજી નહીં. રાણીજીએ ધાર્યું કે, હઠે ચઢેલો ડ્યૂક રખેને કાંઇનું કાંઇ કરી બેસશે; એટલે તેમણે મુલાકાત આપવા કબૂલ કર્યું. તેમણે મેડમ બોનેશિયોને ડ્યૂકને તેડી લાવવાના કામ માટે નિયુક્ત કરી. પણ એ વાતની ખબર પ્રપંચીઓને પડી જતાં, માર્ગમાંજ તે સ્ત્રીને તેઓએ ઉઠાવી. ત્રણ દિવસ સુધી તેનો પત્તો લાગ્યો નહીં અને તક શોધીને જયારે તે નાસી આવી ત્યાર પછી તેણે રાણીજી પ્રત્યેની પોતાની પ્રથમની વફાદારીથી ડ્યૂક સાથે તેમનું સંમિલન યોજી આપ્યું.

બકિંગહામને જે ઓરડામાં બેસાડવામાં આવ્યો હતો તેમાં સુંદર સરસામાન હતો. કેટલાયે મોટા આયનાઓ ભીંતે લટકાવેલા હતા. એક ઝાંખો દીવો તે ઓરડામાં ટમટમી રહ્યો હતો, બકિંગહામ એક આરસા સામે ઉભો રહ્યો. ખંદુકદારનો પોષાક તેને

બહુ શોભતો હતો. તેનું વય ૩૫ વર્ષનું હતું. તે બહુજ દેખાવડો હતો. ફ્રાન્સ અને ઇંગ્લાંડ દેશના કોઇ પણ ઉત્તમમાં ઉત્તમ ગૃહસ્થના સર્વે ગુણ તેનામાં હતા. ઇંગ્લાંડના રાજાનો તે સૌથી વધુ પ્રિય મંત્રી હતો. તેનો શબ્દ એજ તેની સત્તા હતી. ઇંગ્લાંડની પ્રજામાં ઉઠેલો ખળભળાટ તેણે એક વખત બહુ સારી રીતે શાન્ત કરી દીધો હતો. પોતાનાં કાર્યમાં તેને પૂર્ણ વિશ્વાસ રહેતો. પોતાના હાથમાંની સત્તાને પરિણામે, અન્ય કોઇથી ન થઇ શકે એવાં મુશ્કેલ કાર્યો તે અટલ શ્રદ્ધાથી પોતાના હાથમાં લેતો અને ચોક્કસ તેમાંથી પાર ઉતરતો. તેના આ જાતના સ્વભાવને લીધે ' ઑસ્ટ્રિયાની એન ' તરીકે ઓળખાતી ફ્રાન્સની સુંદર પણ અભિમાની રાણીને તેના ઉપર સ્નેહ ઉપજ્યો હતો

બકિંગહામે આયના સામે ઉભા રહીને પોતાના માથાના વાળ એક સરખા કર્યા અને પોતાના પોષાક ઉપર વળેલી કરચલીએ દૂર કરી. એ પછી, પોતાના હૃદયમાં રહેલી લાગણી પ્રકટ કરવાનો આજે પોતાને યથેચ્છ સમય મળશે, એમ ધારીને તે હસ્યો. તેના મ્હો ઉપરના હાસ્યની ચમક હજી તો લય પામી નથી ત્યાં અરિસામાં તેણે જોયું કે, પોતાના ખંડનાં દ્વાર ઉઘાડીને ઉંબરની વચ્ચોવચ્ચ ઉભી રહેલી એક સ્ત્રી–વ્યક્તિનું પ્રતિબિંબ અરિસામાં પડી રહ્યું છે. તેના મ્હોમાંથી આ વખતે " ઓહો ! " એવો ઉદ્ગાર સહજ નીકળી ગયો. ઉંબરમાં ઉભી રહેલી સ્ત્રી ફ્રાન્સની રાણી જેને ઑસ્ટ્રિયાની એન તરીકે ઓળખવામાં આવતી તેજ સ્ત્રી હતી !

રાણી સાહેબનું વય આ વખતે ૨૬ વર્ષનું હતું. તેમનું સૌન્દર્ય અત્યારે પૂર્ણ બહારથી ખીલ્યું હતું. તેમની બોલવા ચાલવાની ઢબ એક રાણીને યોગ્ય, ગંભીર અને ઉંચી સભ્યતાભરેલ

હતી. તેમની આંખો રત્નની માફક તેજદાર હતી. વદન નાનું અને વર્ણ સફેદ ગુલાબ જેવો હતો. તેમનું નાક કાંઇક નાનું અને અણીદાર હતું. પણ તેથી તેમની સુન્દરતામાં જરાકે ક્ષતિ આવતી નહતી. બકિંગહામ, રાણીને જોઇને ક્ષણભર ચકિત થઇ ગયો. તેને રાણી આજના જેટલાં સુન્દર અગાઉ કોઇ વખત પણ લાગ્યાં ન હતાં. રાણીનો પોષાક અત્યારે તદન સાદો હતો. તેમની સાથે માત્ર ડોના એસ્ટેફના હતી. ડ્યૂકની નજર રાણી તરફ જતાં, તે અરિસા આગળથી પાછો વળ્યો અને રાણીને મળવા આગળ વધ્યો. રાણીએ પણ ઓરડામાં પ્રવેશ કર્યો. વાતચિતનો પ્રારંભ રાણીએ કર્યો.

રાણીઃ ' પત્ર સંબંધમાં થયલો પ્રપંચ તમારા જાણવામાં આવ્યો હશેજ. "

" હા. મને તેની ખબર છે. એ ઉપરાંત હું એ પણ જાણી ચૂકયો છું કે, પથ્થર પીગળી જશે એવી આશા મેં વ્યર્થ રાખી હતી ! હવે તેનો ઇલાજ નથી. તો પણ શું બગડ્યું છે ? જેઓ સહસાજ પ્રેમ કરે છે, તેઓને પ્રેમમાં આસ્થા હોય છે. વળી મારૂં સાહસિકપણે અહીં આવવું નકામું નીવડયું નથી; કારણ મને તમારા મેળાપનો લાભ મળ્યો છે '

રાણીઃ " એ ખરૂં છે. પણ મેં તમને મુલાકાત શા માટે આપી છે એ તમે જાણો છો. કેવળ તમારા પ્રત્યે દયાથી મેં તેમ કર્યું છે અને તમને મુલાકાત એટલા માટે આપી છે કે, મારાં દુઃખને નહીં ગણકારીને તમે આ શહેરમાં રહવાની હઠ પકડી રહ્યા છો. તમે નથી જાણતા કે, તમે અહીં રહો તેથી તમારા પોતાના તેમજ મારા પ્રાણ જોખમમાં છે તમને મેં એટલું જ કહેવા માટે અત્રે બોલાવ્યા છે કે, હવે આપણા મિલનનો અંત

આવવો જોઇએ. આપણે જૂદાંજ પડવું જોઇએ. સમુદ્રનાં ઉંડાણ, રાજ્યોની દુશ્મનાવટ અને પ્રતિજ્ઞાની પવિત્રતા એ સર્વને લીધે આપણે હવે જૂદાઇ સહેવી જોઇએ. અમીરજાદા ! આ બધી બાબતો સામે પડવું એ આપણી ખૂવારીજ છે. ટૂંકમાં હું તમને ફરીથી એટલુંજ કહું છું કે, હવેથી મને મળવાનો કદી પ્રયત્ન કરશો નહીં."

ડ્યૂકઃ "બોલો, મહારાણી, હજી પણ વધારે બોલો. તમારા મધુર સ્વરમાં ભલે કડવાશ લાવવા યત્ન કરો પણ એ કડવાશ તમારી વાણીમાં નથી આવી શકતી. તમે ખૂવારીની વાત કરો છો. પણ ઈશ્વરે જે બે હૃદયને એકમેક માટે સરજ્યાં છે, તેમને વિખૂટાં પાડવાં, એજ ખૂવારી છે."

રાણીઃ "સુજ્ઞ અમીર ! તમે ભૂલી જાઓ છો કે, મેં કદી મારે મ્હોંયેથી તમને એમ નથી કહ્યું કે, હું તમને ચાહું છું."

ડ્યૂકઃ "પણ તમે એવુંયે કદી મને કહ્યું નથી કે તમે નથી ચહાતાં; અને એવા શબ્દો તમે નામદાર કહો, એ અનુદારતા સિવાય બીજું કાંઇજ નથી. તમે મને કહી શકશો કે, મારા જેવો પ્રેમ તમે ક્યાં જોયો છે ? મારો પ્રેમ કેવો છે ? એ પ્રેમની જ્યોત સમયને લીધે, વિરહને લીધે, કિંવા લાંબા અંતરને લીધે પણ બુઝાઇ નથી. મારો પ્રેમ એક ખોવાયલી રેશમની દોરી, એક આકળવિકળ દૃષ્ટિપાત અને એક આકસ્મિક શબ્દથી પણ સંતોષ ધારણ કરી રહે, એવો પ્રેમ છે. મહારાણી ! ગત ત્રણ વર્ષ પછી આજ હું તમારી પાસે અત્યારેજ આવ્યો છું. એમ છતાં મારા હૃદયમાં જુઓ કે, ત્રણ વર્ષથી સતત એકજ રાતે મારા પ્રેમની જ્યોત જલી રહી છે કે નહીં ?

"તમને મેં પહેલ વહેલાં જોયાં, ત્યારે તમે કેવો પોશાક ધારણ કર્યો હતો તે વિગતવાર કહી સંભળાવું ? તમે ક્યાં ક્યાં

કિયાં આભૂષણ સજ્યાં હતાં તે તદ્દન સૂક્ષ્મ રીતે વર્ણવી બતાવું ? સાંભળો. હું તમને અત્યારે પણ એજ સન્નારી તરીકે જોઇ શકું છું. તમે સ્પેનિશ ઢબે એક કોચ ઉપર વિરાજેલાં હતાં, વાદળી સાટીનનો ભરતકામવાળો અને સોનેરી તથા રૂપેરી કોરવાળો સુન્દર ઝભ્ભો તમે પહેર્યો હતો. એની બાંયો તમારા નાજુક અને મનોહર હાથમાંથી ઝુલી રહી હતી. એ સુકોમળ હાથમાં તમે ઝલકતાં રત્નનાં આભૂષણ પહેર્યાં હતાં. તમારૂં બદીઆન તમારા શરીરને બહુજ તંગ હાલતમાં રાખીને શોભા આપતું હતું. તમારા ઝભ્ભાના રંગની એક નાની શી ટોપી તમારા કાળા વાળ વાળા મસ્તકને દીપાવી રહી હતી. એ ટોપી ઉપર એજ રંગનું એક પીછું ફરફરી રહ્યું હતું.

"એ સન્નારી ! હું મારી આંખો મીચું છું અને તેમ છતાંયે તમને એજ હાલતમાં અદ્યાપિ જોઉં છું. હું મારી આંખો ઉઘાડું છું અને તેમ છતાંયે તમને તેવાંજ જોઉં છું—એટલું જ નહીં—વિચારોમાં જરાક તલ્લીન થાઉં છું તો, મારી નજર સમક્ષ તમે અત્યારે એ સમય કરતાં પણ સોગણાં વધારે સુન્દર લાગો છો !"

રાણીએ સ્વગત કહ્યું: "અરેરે ! એવી યાદગિરીઓ કાયમ રાખીને ઉર્મિઓને અંકુશમાં ન રાખવી, એ કેવી મોટી મૂર્ખાઈ છે !"

ડયૂકઃ "ત્યારે મારૂં જીવન વીતે શાની ઉપર ? યાદગિરીઓ વિના મારી પાસે છે પણ શું ? મારા સુખનો, મારી આશાઓનો બધો ભંડાર એ યાદગિરીઓમાં જ છે. જયારે પણ તમારા મેળાપનો એકેક પ્રસંગ મને વધારે મળે છે ત્યારે એ જૂની યાદગિરીઓના ભંડારમાં વિશેષ ઉમેરો થાય છે. આજ હું તમને ચોથી વખત મળ્યો છું. ત્રણ વખતની યાદગિરીઓમાં, આથી એકનો વધારો થશે. મારા હૃદયમંદિરમાંની એ યાદગિરીઓ

મારા મરણસમયે પણ હું ભુલી શકીશ નહીં. શ્રીમતી! મારો તમારી સા..નો પ્રથમ મેળાપ મેં વ..ેલ્યો છે. બીજી વખત તમે મને મેડમ ડ શેવર્સના મહેલમાં મળ્યાં હતાં અને ત્રીજી વખત અમિયેં બાગમાં—"

રાણીઃ "ડયૂક! એ મેળાપની યાદ તાજી ન કરશો."

ડયૂકઃ "કેમ ન કરૂં? અહો! મારા જીવનમાં સૌથી વધુ સુખી અને સૌથી વધુ ઝલકતી પળ, એ ત્રીજી મુલાકાત વખતેજ મને પ્રાપ્ત થઇ હતી. શું એ મધૂરી રાત તમને યાદ નથી? ઋતુ કેવી ખુશનુમા હતી તે રાત્રે? અને આકાશ—નાનાશા તારલાઓથી ચમકી રહેલું એ રાતનું આકાશ કેટલું બધું મોહક હતું? ખરેખર, હું એક વખત પણ તમને એકાન્તનાં મળી શક્યો હતો, એ કદી પણ વીસરીશ નહીં. તમે તમારા જીવનની કટૂતા વિષે, તમારા હૃદયમા ઉપજતા દુઃખ વિષે મને કેટલું બધું એ રાત્રે કહ્યું હતું? મારા આ બાહુને ટેકો દઇને તમે ઉભાં હતાં, એ યાદ છે? એજ આ મારો બાહુ. મહારાણી! મહારાણી!! તમે મને એ બધું ભૂલી જવાનું કહો છો? તમને ખબર નથી કે, સ્વર્ગનાં સુખ પણ એ ઘડીનાં સુખ આગળ મારે મને તુચ્છ હતાં! એવી ઘડી પુનઃ મને મળે ના તે માટે હું મારૂં બધું ધન, મારો બધો વૈભવ, મારી સર્વ કીર્તિ અને મારૂં બાકીનું આયુષ્ય આપી દેવ તૈયાર છું! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, એ રાત્રે તો તમે મને ચહાતાં હતાં જ."

રાણીઃ "ડયૂક! મારે કબૂલ કરવું જોઇએ કે, એ સ્થાનની શોભા, એ મનોહર રાત્રિની મુગ્ધ બનાવી દેનારી મોહકતા, તમારા દષ્ટિક્ષેપનું આ..ર્ષણ અને દૂંકમાં એવાજ બીજા સંજોગો કે જે કેટલીકવાર સ્ત્રીઓના વિનાશ માટેજ સરજાયલા હોય છે, તે એ

પ્રાણઘાતક રાત્રિયે એટલા બધા સંગઠિત થયા હતા કે તેથી ભાન ભૂલી જવાય એ બનવા જોગ હતું; પરન્તુ ખાનદાન કુલોત્પન્ન અમીર સાહેબ ! એ રાત્રિના ભાન ભૂલાવનારા પ્રસંગે મારૂં મહારાણીપદ, એક પવિત્ર સ્ત્રી તરીકે મારૂં મસ્તક ઊંચું રખાવવા મારી કુમકે આવી ચઢયું, એ તમે ભૂલી જતા લાગો છો. એક ગેરવાજબી શબ્દ તમે કાઢયો, અને જવાબ આપવાની મને જયાં શુદ્ધિ આવી, ત્યાં તો મેં તરતજ મારી દાસીઓને બૂમ પાડીને બોલાવી હતી !"

ડયૂક: "એ ખરૂં છે. ગમે તે કોઈ વ્યક્તિનો પ્રેમ પણ તમારા મહારાણીપદ આગળ તુચ્છ છે એ હું કબૂલ કરૂં છું; તોપણ એ પ્રસંગ પછી મારો પ્રેમ વધુ આવેશવાળો અને વધુ દઢ બન્યો છે. તમને એમ લાગ્યું કે, મારા પાશમાંથી છૂટવાનો એકજ માર્ગ તમે પારિસ ખાતે પાછાં ફરો તેમાંજ હતો. તમને લાગ્યું કે, મારા માલિકે જે ખજાનો મને સોપ્યો હતો, તેનો મારે ઉપયોગ કરવો જોઇએ નહીં. પણ આખા જગત્‌ના ખજાનાઓ અથવા આ પૃથ્વીના બધા રાજાઓ મારા દઢ મન આગળ શી વિસાતમાં છે! મહારાણી! હું આઠ દિવસની અંદર તમારી સન્મુખ પાછો હાજર થયો હતો, એ તમને યાદ હશે. એ વખતે તમે મને કશોયે ઠપકો દીધો ન હતો. એક પળ માટે પણ તમારાં દર્શન કરવા મેં મારો પ્રાણ જોખમમાં નાંખી, એ ઘડીએ ભારે સાહસ ઉઠાવ્યું હતું મેં તમારા હાથનો પણ તે વખતે સ્પર્શ કર્યો ન હતો અને મને તાબેદાર રહેલો જોઇને તથા પશ્ચાત્તાપ કરતો જોઇને તમે અંતઃકરણપૂર્વક ક્ષમા આપી હતી."

રાણી: "એ ઉપરથીજ તમારે સમજવું જોઇતું હતું કે, પહેલાંની બધી મૂર્ખાઇઓનો અંત આવ્યો હતો. તમે જાણો છો

કે, એ મૂર્ખાઇમાં મેં ભાગ લીધો નથી તે છતાં પણ તે પછી કેટલા બધા સિતમ મારા ઉપર વરસ્યા છે? મોં. કાર્ડિનલના ચઢાવ્યાથી રાજા એ સમયથી બહુજ ઈર્ષાળુ બન્યા છે. મેડમ ડ વર્નેને મારી પાસેથી દૂર કરવામાં આવી છે. પ્યુટેને હદપાર કરવામાં આવી છે. મેડમ ડ શેવર્સની અપકીર્તિ કરવામાં આવી છે અને તમે ઇંગ્લાંડના એલચી તરીકે અહીં આવો તે સામે રાજાએ પોતે વાંધો ઉઠાવ્યો છે."

"ફ્રાન્સે લીધેલા વાંધા માટે તેને ઓછા સંકટમાં ઉતરવું પડશે નહીં. રાજાએ મારા આવવા સામે વાંધો લીધો પણ રાણી! એથી લડાઇ જાગશે. હું ફ્રાન્સ સાથે લડાઇ કરવા મારા અંતરથી ઈચ્છતો નથી, પરન્તુ જે લઢાઇ હવે જાગશે તેનું એકજ પરિણામ મેં લક્ષમાં રાખ્યું છે. એ પરિણામ લઢાઈમાંથી સંધિનું છે. એ સંધિમાં શરતો ગોઠવવા કોણ આવશે? હું જ. શા ઉદ્દેશથી? તમારાં દર્શનનાજ ઉદ્દેશથી. લઢાઇથી હજારો માણસોનો ઘાણ વળશે. એ જાણું છું પણ મારા પ્રેમ આગળ એ હજારો માણસોનો વિનાશ ગણત્રામાં નથી. કદાપિ તમને આ દીવાનાપણું લાગશે, મોટી મૂર્ખાઇ લાગશે પણ મને કહેશો કે કોઇ સ્ત્રીને આવો સાચો પ્રેમી કયાંયે મળ્યો છે? કઈ મહારાણી કને આવો વફાદાર અને વિશુદ્ધ સેવક છે?"

રાણીઃ 'ડયૂક! તમે તમારો બચાવ કરવા જતાં આવાં વાક્યો બોલો છો શા સારૂ? એ વાક્યો મને વધુ દોષિત બનાવે છે. તમે પ્રેમના પુરાવા તરીકે જે મુદ્દાઓ રજૂ કરો છો, તે કેવળ ગુન્હાઓ છે. આવા માર્ગે શા માટે જાઓ છો?"

ડયૂકઃ "કારણ કે તમે મને ચાહતાં નથી. તમે મને ચાહતાં હો તો જેને તમે ગુન્હા કહો છો તે ગુન્હારૂપ ભાસેજ નહીં.

ખરેખર, તમારા પ્રેમની મને ખાત્રી થાય તો હું દીવાનોજ બની જાઉં. મેડમ શેવર્સ તમારા કરતાં ઓછાં ઘાતકી છે. હોલેંડ તેના ઉપર પ્રેમ કરતો હતો અને એ પ્રેમનો તેણે સુન્દર રીતે બદલો વાળી આપ્યો છે."

રાણીઃ "મેડમ શેવર્સ મહારાણી નહોતી."

ડયૂકઃ "ત્યારે એટલું તો સ્પષ્ટ છે કે, તમે મહારાણી ન હોત તો મારા ઉપર પ્રેમ કરત? વારૂ. જો તમે એમજ કહેતાં હો તો આજથી મારે એમ માનવાનું છે કે, માત્ર તમારી મહાન્ પદવીને લીધે તમે મારા તરફ ઘાતકી વર્તન રાખો છો. હા ! તમે મેડમ શેવર્સ હોત તો કેવું સારૂં થાત ? એ સ્થિતિમાં આ બિચારો બકિંગહામ તમારો ઋણી બની શકયો હોત ! હજારો વાર ધન્ય છે ! મહારાણી ! ધન્ય છે, એ વચનો માટે ! હું તમારો મહદ્ આભાર માનું છું."

રાણીઃ "ડયૂક, તમે મારા કથનનો ખોટો અર્થ કરો છો. તમે ભૂલભરેલું સમજયા છો. હું એમ કહેવા માગતી હતી કે—"

ડયૂકઃ "—હવે કશું કહેશો નહીં. ભલે હું ભૂલભરેલું સમજયો. એ ભૂલભરેલી સમજથી પણ જો મારા હૃદયને રાહત મળતી હોય તો શા માટે મારૂં એટલું સુખ પણ તમે લૂંટી લેવા માગો છો? મહારાણી, તમેજ મને કહ્યું છે કે, કોઇકે પ્રપંચથી મને અહીં બોલાવ્યો છે; પણ એ પ્રપંચમાં મારી જિંદગી જાય તોયે મને તેની દરકાર નથી કારણ મને થોડાકજ વખત ઉપર સ્વપ્ન આવ્યું હતું કે, હું ટૂંક વખતમાં મરી જઇશ."

રાણીઃ "પ્રભુ ! પ્રભૂ ! !"

ડયૂકઃ "શ્રીમતી ! તમને ગભરાવી નાંખવા માટે મેં આમ કહ્યું નથી. તમારા ઉપર મારા મોતનું કારણ ઢોળી પાડવા હું

ઇચ્છતો નથી. ખાત્રીથી માનજો કે, મને સ્વપ્નમાં શ્રદ્ધા નથી; પણ જે શબ્દો તમે થોડા વખત ઉપર બોલ્યાં, તે શબ્દો પછી મને મારૂં ઇચ્છિત સર્વ મળી ચૂકયું હોવાથી મારા જીવનની મને જરાકે દરકાર નથી."

રાણીઃ "તમારા જેવું સ્વપ્ન મને પણ આવ્યું હતું. તેમાં મેં તમને ઘવાઇને લોહીલુહાણ થઇને પડેલા જોયા હતા—"

ડ્યૂક "—મને ડાબા પાસામાં એક છૂરીથી જખમ થયલો તમે જોયો હતો?"

રાણીઃ "હા. ડ્યૂક! એક છૂરીથી ડાબાજ પાસામાં! કેવું વિચિત્ર! પણ મારા સ્વપ્નની આ બારિક વિગત તમને કોણે કહી? મેં કોઇને એ વાત કરી હતી. એ સ્વપ્ન પછી જાગ્રત થયા બાદ મેં માત્ર પરમાત્માની સ્તુતિ કરી હતી."

ડ્યૂકઃ "મારા પ્રતિના તમારા પ્રેમનો આથી વિશેષ પુરાવો શો હોઇ શકે? મને હવે ખાત્રી થાય છે કે, તમે મને ચાહો છો."

રાણીઃ "પણ એવું મેં કયાં કહ્યું છે?"

ડ્યૂકઃ "મોઢેથી નથી કહ્યું, પણ અંતરની સાક્ષી રદ થઇ શકશે નહીં. ઇશ્વરે મને જે સ્વપ્ન આપ્યું તેજ તમને આપ્યું. જો આપણાં હૃદય એક હોય નહીં તો આવું સ્વપ્ન બન્નેને એક સાથે શી રીતે આવે? મને એ જાણીને આનંદ થાય છે કે, તમે મને ચાહો છો—તમે મારા માટે રડો છો—તમારો મારા માટે જીવ બળે છે!"

રાણીઃ "ઓ પ્રભૂ! મારાથી આ સહન થઇ શકતું નથી. ડ્યૂક, ઇશ્વરને ખાતર હવે તમે અહીંથી જાઓ. હું તમને ચાહું છું કે નહીં તેની મને ખબર નથી; પણ એટલું તો નક્કી કે, હું એક કુલાંગાર સ્ત્રી નથી. લગ્નવેદી આગળ રાજા સાથે મારાં લગ્ન

થયલાં છે અને મારે તેમને એકનિષ્ઠ રહેવું જોઇએ. ડયૂક ! મારા ઉપર દયા કરો અને જાઓ. જો તમારૂં મૃત્યુ ફ્રાન્સમાં થાય, અને તમારા મૃત્યુનું કારણ મારા પ્રત્યેના પ્રેમનું હતું એમ મને લાગે તો મારૂં હૃદય એ ઘા સહી શકશે નહીં—હું દીવાની બની જઇશ. આથી કૃપા કરીને કાંઇ વધુ ખરાબ સ્થિતિ ન થાય તે પહેલાં જાઓ. ડયૂક ! વિદાય થાઓ."

"ઓહો ! તમે અત્યારે કેવાં સુન્દર દીસો છો ! અહા ! હું તમને કેવો ચાહું છું !"

"જાઓ, જાઓ, ફરીથી કોઇવાર આવજો. ફાવે તો ઇંગ્લાંડના એલચી તરીકે આવજો; પ્રધાન તરીકે આવજો કે પછી પુષ્કળ સૈનિકો સાથે આવજો. એથી તમારૂં રક્ષણ થશે અને તમારૂં અણચિંતવ્યું મૃત્યુ નહીં થાય. તમે એ રીતે આવશો એથી હું ખુશી થઇશ."

"શું તમે મારે માટે આવી કાળજી ધરાવો છો, એ ખરૂં છે ?" રાણી: "હા."

ડયૂક: "ત્યારે મને તમારી એ કાળજી બદલ ખાત્રી થાય એવી કોઇ નિશાની આપો. એકાદ વીંટી, એકાદ રત્નહાર અથવા તો રત્નમાળા."

રાણી: "વારૂ. એવું કાંઇ હું તમને આપું તે પછી તમે જતા રહેશો."—"જરૂર."—"અત્યારેજ ?"—"હા."—"તમારે ફ્રાન્સનો કિનારો છોડી દેવો પડશે. તરતજ ઈંગ્લાંડ જવું જોઇશે."
"કબૂલ. કબૂલ."

"ઠીક ઉભા રહો ત્યારે."

એટલું કહીને ઑસ્ટ્રિયાની બેન પોતાના શયનગૃહમાં ગઇ અને થોડીક જ વારમાં એક નાની પેટી લઇને પાછી આવી. ડયૂકને

તે પેટી આપતાં તેણે કહ્યું: "જાઓ. ડ્યૂક, મારી આ યાદગિરી લઇને વિદાય થાઓ."

બકિંગહામે પેટી હાથમાં લીધી અને રાણીને બહુજ નીચે નમીને નમન કર્યું. તે ઘુંટણ વાળીને નીચે બેઠો.

રાણી: "તમે આ શું કરો છો? તમારી કબૂલાત પ્રમાણે જતા કેમ નથી?"

ડ્યૂક ગળગળા સ્વરે બોલ્યો: "જઉં છું, મહારાણી! જઉં છું. પણ તે પહેલાં એક વખત તમારો હાથ આપો. જરૂર તે પછી હું જઇશ."

ઑસ્ટ્રિયાની એને પોતાની આંખો મીંચી અને પોતાનો હાથ તેના તરફ ધર્યો. તેને લાગ્યું કે, પોતાનું સર્વ બળ કમી થતું જાય છે; તેથી તે, પાસે ઉભેલી દાસીના ખભા ઉપર પોતાનો બીજો હાથ મૂકીને, તેને ટેકો દઇને ઉભી રહી.

ડ્યૂક ઑફ બકિંગહામે રાણીનો નાજુક હાથ બહુજ આવેશથી પોતાના હોઠને અરકાડ્યો અને તે પછી ઉભો થતાં તે બોલ્યો: "જો મારૂં મૃત્યુ નહીં થાય તો હું છ માસની અંદર અહીં પાછો આવીશ. કદાપિ આખા જગત્‌ની જંજાળ મારા ઉપર આવી પડી હશે તો પણ હું જરૂર એ મુદ્દતસર આવીશ."

તેના હૃદયમાં અત્યારે બહુ દુઃખ થતું હતું; પરન્તુ પોતાના વચન પ્રમાણે તે એકદમ બારણા તરફ ધસ્યો અને પુનઃ રાણી તરફ એક દૃષ્ટિપાત કરીને તે જતો રહ્યો.

મેડમ બોનેશિયો તેને પૂર્વવત્ સંભાળ સાથે હુવે રાજમહેલમાંથી બહાર લઇ ગઇ.

---

## પરિચ્છેદ ૧૩.

### મોંશ્યો બોનેશિયો.



વાચકવૃન્દ ! રાજદ્વારી અને ભેદભર્યા અનેક કપટ પ્રસંગોમાં જે એક વ્યક્તિ તરફ આપણું ધ્યાન નથી તે મોં. બોનેશિયો છે. ચાલો, આપણે એ સંકટમાં પડેલા મોં. બોનેશિયોની ખબર લઇએ. જે સૈનિક અમલદારોએ તેને પકડયો, તેઓ તેને ત્યાંથી બારોબારજ બેસ્ટિલના કેદખાનામાં લઇ ગયા. ત્યાં સૈનિકો ખુલ્લી સંગીનવાળી બંદુકો સાથે પહેરો ભરતા હતા. તેમની સામે થઇનેજ ધ્રુજતા અને કંપતા બોનેશિયોને લઇ જવામાં આવ્યો. કેદખાનામાં એક ભોંયરામાં આવેલી અંધારી કોટડીમાં તેને પૂરવામાં આવ્યો. ત્યાં તેનું ઘણું અપમાન કરી, અતિશય દુઃખ આપ્યા પછી તે લોકોએ, જાણે તે એક ભિખારી હોય એમ તેની સાથે તિરસ્કારભર્યું વર્તન ચલાવ્યું. લગભગ અર્ધો કલાક તેને ત્રાસ આપ્યા પછી, એક અમલદારે આવી, મોં. બોનેશિયોને તપાસ કરવાની ઓરડીમાં લઇ ચાલવા ફરમાવ્યું. તે ઓરડીમાં તેને દાખલ કર્યા બાદ એકદમ તેનું બારણું બંધ કરવામાં આવ્યું.

તે ઓરડીમાં માત્ર એક ટેબલ અને ખુરશી સિવાય બીજો કાંઈ સામાન નહોતો. ખુરશીપર તપાસ કરનારો અધિકારી બેઠો હતો અને તે કાંઈક લખતો હતો. તે અધિકારીનો ચહેરો શિઆળના જેવો હતો; તેનું નાક અણીદાર, આંખો ઝીણી અને તીવ્ર તથા ડોકી ઉંચી હતી. તે અધિકારીએ મોં. બોનેશિયોને તેનું

નામ, રહેવાનું ઠેકાણું અને ઉમ્મર વિગેરે પૂછ્યા પછી તેને બીજો કાંઇ પણ પ્રશ્ન ન પૂછતાં ઉપદેશ આપવાની શરૂઆત કરી. કોઇ સાધારણ માણસ પોતાને ન લાગે વળગે એવા સરકારી કામમાં માથું મારે તો તેને કેટલું મોટું નુકસાન થાય છે એનું ચિત્ર આપતાં આપતાં આ ઉપદેશક મહાશયે કાર્ડિનલની ધાક આ અપરાધી ઉપર બેસાડવા માટે કાર્ડિનલનું એક ભવ્ય અને સર્વશક્તિમાન્ અધિષ્ઠાતા તરીકે વર્ણન કર્યું. આટલું કર્યા પછી તેણે તે વેપારીને તેની હાલની સ્થિતિનો વિચાર કરવાની સૂચના કરી.

બિચારા મોં. બોનેશિયોએ તો તેના કહ્યા પહેલાંજ પોતાની સ્થિતિનો વિચાર કર્યો હતો. અત્યારે તે બિચારાના મનમાં એમ થતું હતું કે 'કિયા કુમુહૂર્તમાં મેં. દલા પોર્ટે એ મેડમ બોનેશિયો સાથે મારૂં લગ્ન કર્યું, કે મને તે પછી દુ:ખોજ નડે છે ! વળી, તે સાથે તેને એ પણ દુ:ખદ લાગ્યું કે—મારી સ્ત્રીની રાણીસાહેબની ખાનગી દાસી તરીકે નિમણુંક થઇ એ તો ઘણુંજ ખોટું થયું." મૂળથીજ આ વેપારીનો સ્વભાવ એકલપેટો હતો. તેમાં વળી લોભ અને ધાસ્તીનો ઉમેરો થયો; પછી શું પૂછવું ? તેના મનમાં તેની સ્ત્રી સંબંધી પ્રેમ તો જા ઠીકાઠીક જ હતો. તેનો મૂળ મુદ્દો માત્ર સ્વાર્થ અને પૈસામાંજ હતો ! તે બ્હીતો બ્હીતો બોલ્યો, " કમિશનર સાહેબ, આપણાપર રાજ્ય કરનાર કાર્ડિનલ સાહેબનું અલૌકિક કર્તૃત્વ હું જાણું છું, અને તેમને માટે મારા મનમાં ઘણો આદર છે."

"ખરી વાત? તો પછી તમને બૅસ્ટિલમાં શા માટે હડસેલ્યા છે ?"

"સાહેબ, તે હું જ જાણતો નથી, તો પછી તમને ક્યાંથી કહું ? પણ, કાર્ડિનલ સાહેબને ન ગમે એવું કાંઇપણ મેં કર્યું નથી."

"પણ તમને અહીં મોકલવામાં આવ્યા છે, એ પરથી જણાય છે કે, તમારા ઉપર દેશદ્રોહનો આરોપ છે. એટલે તમારા તરફથી કાંઇપણ ગુન્હો થએલો હોવોજ જોઇએ."

બોનેશિયો આ સાંભળીને ગભરાઇ ગયો. તેણે કહ્યું:—"દેશદ્રોહ! મેં દેશદ્રોહ કર્યો! એ વાત તો તદ્દનજ અસંભવિત!"

કમિશનરે પોતાની ઝીણી આંખો બોનેશિયો તરફ તાકીને પૂછ્યું: "તમારે સ્ત્રી છે કે?"

"હા સાહેબ છે.—પણ, છે કહેવા કરતાં, હતી એમ કહું તો ચાલે."

"ત્યારે તેનું શું થયું?"—"તે કોઇની સાથે નાસી ગઇ છે."

"કોની સાથે? તેનું તમે નામ જાણો છો?"

"હું ધારૂં છું કે તે હું જાણું છું."—"ત્યારે તે કોણ છે, એ ચોખ્ખે ચોખ્ખું કહી દો."

મોં. બોનેશિયો આ પ્રશ્નથી મોટી ગુંચવણમાં પડયો. તેણે બધી બાબત કહી દેવી કે બધું છૂપાવવું? શું કરવું? એ સંબંધમાં મોટી ગડભાંગ કર્યા બાદ તેને લાગ્યું કે—જો હું કશું પણ નહી કહું તો મૂર્ખો ઠરીશ અને જો બધું કહી દઇશ તો આ અમલદારની મારા તરફ સારી લાગણી થશે. આખરે તેણે બધું કહી દેવુંજ ઠીક ધાર્યું. તે બોલ્યો: "હું આપને ખુલ્લું કહી દઉં છું કે, હું કોઇ બાબત ઉપર ભાર મૂકતો નથી. માત્ર મને જે માણસ ઉપર વહેમ છે, તેનું મને જે કાંઇ વર્ણન યાદ છે તે કહું છું. મારી સ્ત્રીને લઇ નાસી જનાર ઉંચો કાળો માણસ છે. તેનો દેખાવ કરડો છે. તે કોઇક મોટો ઉમરાવ હોય એમ જણાય છે. હું જયારે લુવ્રે મહેલ આગળ ઘણુંખરૂં મારી સ્ત્રીને લઇ જવા ઉભો રહેતો, ત્યારે તે ત્યાં હાજર રહેતો અને જયારે અમે બે ત્યાંથી અમારે

ઘેર આવતાં ત્યારે અમારી પૂંઠ પકડતો."

આ સાંભળીને તપાસણી કરનાર અધિકારી જરાક અસ્વસ્થ બન્યો હોય એમ જણાયું.

તેણે પૂછ્યું: "તમે ત્યારે તેનું નામ જાણતા નથી ?"

બોનેશિયો: "ના જી. હું તેને બરોબર ઓળખું છું ખરો. હજારો માણસની મેદનીમાંથી હું તેને ઝટ પારખી કાઢું."

"ઠીક; હું હાલ તુર્ત તમારી વધુ તપાસ કરવા માગતો નથી. તમે તમારી સ્ત્રીને લઇ જનારને ઓળખી શકો તેમ છો, એ બાબત રાજદરબારમાં જાહેર કરવી જોઇશે." આમ કહીને તે અધિકારીએ બહારના સૈનિકને હુકમ કર્યો: "કેદીને લઇ જાઓ."

સૈનિક: "તેને કયાં પૂરવાનો છે ?"

"જે ઓરડી ખાલી હોય તેમાં. માત્ર એ ઓરડી મજબૂત હોય તેની તપાસ રાખજો."

અધિકારીએ ઉપર્યુક્ત આજ્ઞા કરતી વખતે બેદરકાર ચહેરો રાખેલો જોઇને, તથા તેણે આપેલો હુકમ સાંભળીને બિચારો બોનેશિયો ભયગ્રસ્ત થઇ ગયો અને પોતાના મનમાં જ તે બોલ્યો: "અરેરે ! થઇ ચૂકી મારી રવાનગી ! જરૂર મારી સ્ત્રીએ કોઇક ભયંકર ગુન્હો કર્યો હોવો જોઇએ હું તેનો શાગીર્દ છું, એવું આ લોકોને લાગતું હોવું જોઇએ અને તેથી તેની સાથે મને પણ આ લોકોએ શિક્ષા કરી છે ! તેણે કાંઈક કહ્યું હશે; તેણે સઘળું પણ કબૂલ કર્યું હશે. સ્ત્રી જાતિજ તદ્દન બ્હીકણ હોય છે ! અરે રે ! આ અંધારી ઓરડી ! બસ, થઇ ચૂક્યું ! હવે તો હમણાં આ રાત વહી જશે, અને આવતી કાલે તે લોકો મને ફાંસીએ ચઢાવશે અથવા તો મારૂં ડોકું ઉડાવી દેશે ! હે ઇશ્વર ! હે દયાળુ દેવ ! તું મારા પર દયા કર !"

ઓનેશિયોના ખડખડાટ તરફ સૈનિકોએ બિલકુલ લક્ષ આપ્યું નહીં; કારણ કે, તેઓ તો દરરોજ આવા બનાવો જોતા હતા. દરેક સૈનિકે તેનો એકેક હાથ પકડયો અને તેઓ તેને તેની કોટડીમાં લઇ ગયા. તપાસ કરનારા અધિકારીએ ઉતાવળમાં અને ઉતાવળમાં એક પત્ર લખી બહાર ઉભા રહેલા ઘોડેસ્વાર સાથે એકદમ રવાના કરી દીધો.

રાત્રે બિચારા ઓનેશિયોની આંખ પણ મીંચાઇ નહીં. તેને જે જગ્યાએ કેદ કરેલો હતો, તે જગ્યા ઘણી ખરાબ હતી એમ નહતું. પણ ભયથી તે બિચારાનાં ગાત્ર ઢીલાં થઇ ગયાં હતાં. તેણે આખી રાત બેઠાં બેઠાંજ કાઢી. જરાક કાંઇ ખડખડાટ થતો કે તે ગભરાઇ ઉઠતો. સવારનાં સૂર્યનાં કિરણો તેને ઉદાસીનજ લાગ્યાં. એકાએક તેની ઓરડીની સાંકળ ઉઘડવાનો અવાજ તેને કાને પડયો. તે ગભરાયો. તેણે ધાર્યું કે મને ફાંસીએ ચઢાવવા સારૂ લઇ જવા માટે કોઇ આવે છે; પણ જયારે ગઈ કાલનો કમિશનર અને એક અમલદાર તેની નજરે પડયા ત્યારે તેના જીવને શાંતિ વળી.

તે અધિકારીએ કહ્યું: " તમારી બાબતમાં ગઇ કાલથી વધારે ઘોંટાળો થએલો જણાય છે. એટલા માટે તમે જો બધીયે ખરી હકીકત જણાવશો અને તમને પશ્ચાત્તાપ થએલો જણાશે, તો કાર્ડિનલ સાહેબનો ક્રોધ ઓછો થશે."

" હું રજેરજ કહેવા કબૂલ છું. હું જેટલું જાણું છું તેટલું બધુંયે આપને કહીશ. મને જે કાંઇ પૂછવું હોય તે ખુશીથી પૂછો."

" પહેલાં એ કહો કે તમારી સ્ત્રી કયાં છે ?"

" કેમ ? કાલે જ મેં આપને કહ્યું હતું ને કે તેને કોઇ નસાડી ગયું છે ?"

" હા; પણ કાલ સાંજના પાંચ વાગે પાછી તે ત્યાંથી નાસી ગઇ છે તેનું શું ?"

" હેં ? મારી સ્ત્રી નાસી ગઇ ? ત્યારે તો ખરેખર, તેમાં મારો કાંઇ પણ ભાગ નથી, એ હું આપને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું."

" ત્યારે તમારા પાડોસી ડાર્ટો પાસે તમે શું કરતા હતા ? બપોરે તમે તેની ઓરડીમાં જઇ ઘણી વાર સુધી શી વાતચિત કરી હતી ?"

" હા; મારી સ્ત્રીને શોધવાના કામમાં હું તેમની મદદ માગવા માટે ગયો હતો; કારણ કે, તે વખતે હું એમ ધારતો હતો કે, તેને શોધી કાઢવાનો પ્રયત્ન કરવો એ મારૂં કર્તવ્ય હતું. પણ હવે મને જણાય છે કે, તે મારી ભૂલ હતી અને તે માટે હું આપની ક્ષમા માગું છું."

" ડાર્ટોએ તમને મદદ આપવા કબૂલ કર્યું હતું ને ?"

" હા. પણ મને તેના ઉપર જરાકે ભરૂસો નહોતો."

" તમે કહો છો તે વાત બનાવટી જણાય છે. ડાર્ટો સાથે તમારે કાંઇક જબરી મસલત થઇ હતી. તે મુજબ તેણે તમારી સ્ત્રીને અમારા પહેરેગીરોને સખ્ત ભૂલથાપ આપીને છોડાવી છે; અને તેને કોઇના પણ હાથમાં ન આવે એવે સ્થળે રાખી છે. ઓહો, આ બાબતમાં તમે સાચી હકિકત કહેવા હજી પણ ગા પાડો છો ?"

" મોં. ડાર્ટો મારી સ્ત્રીને લઇ ગયા ? તમે આ કહો છો પણ શું ?"

" સુદૈવે મોં. ડાટો અમારા હાથમાં આવ્યો છે અને તેને તમારી પાસે હાજર કરવામાં આવશે. "

" એથી વધારે મારે શું જોઇએ ? "

તે અધિકારીએ સૈનિકોને ઉદ્દેશીને કહ્યું: " મોં. ડાટોને અંદર લાવો. " સૈનિકોએ અથોને અંદર આણ્યો.

અધિકારી અથો તરફ વળી બોલ્યો: " મોં. ડાટો, કાલે તમારે અને મોં. ઓાનેશિયોને શી વાતચિત થઇ તે બધી કહો."

ઓાનેશિયો વચમાંજ બૂમ પાડી ઉઠયો: " પણ આ મોં. ડાટો નથી. "

" શું ? મોં. ડાટો નથી ? "—" ના. ના. બિલકુલ નહીં. "

" ત્યારે આ ગૃહસ્થનું નામ શું ? "

" તે હું જાણતો નથી. તેને અને મારે ઓળખાણ નથી. "

" શું ? ઓળખાણ નથી ? " " ના ? "

" તમે એમને કદી જોયા પણ નથી ? "

" મેં એમને જોયા છે; પણ એમનું નામ હું જાણતો નથી. "

અધિકારીએ અથોને પૂછ્યું: " તમારૂં નામ શું ? "

" અથો. "

" કોઇ માણસનું એવું નામ હોય જ નહીં. "

" પણ મારૂં તો છે. "

" પણ તમે તો તમારૂં નામ ડાટો કહ્યું હતું. "

" કોણે ? મેં ? " " હા; તમે. "

" વાત એમ બની કે, તમારાં માણસોએ મને પૂછ્યું કે તમે મોં. ડાટો છો ? ત્યારે મેં તેમને પૂછ્યું કે, તમે એમ ધારો છો ખરા ? તેમણે કહ્યું: હા; અમારી ખાત્રી છે. તેમના ઉપર

કાંઇ પણ બોલવાની મારી ઇચ્છા નહોતી. વળી, તેઓ ખાત્રીથી કહેતા હતા, એ જોતાં મેં ધારી લીધું કે, મારીજ ભૂલ હશે. ”

“ મહાશય, તમે ન્યાયદેવતાનું અપમાન કરો છો.”

અંધાએ સંપૂર્ણ શાંતિથી જવાબ દીધોઃ “ લગારે નહીં.”

“ તમે મોં. ડાર્ટી છો. ”

“ જુઓ, તમે પણ તેમજ કહો છો.”

“ પણ કમિશનર સાહેબ ” બોનેશિયો બૂમ પાડી બોલ્યો, “ આ મોં. ડાર્ટી નથી એમાં તો લગાર પણ શંકા નથી. મોં. ડાર્ટી મારા ઘરમાં ભડે રહે છે. મને તેઓ ભાડું નથી આપતા એ વાત જૂદી છે, પણ તેને લીધેજ હું તેમને સારી પેઠે ઓળખું છું. તેઓ તો એગણીસ કે વીસ વર્ષના જુવાન્ છે; અને આ ગૃહસ્થ તો લગભગ ત્રીસ વર્ષના જણાય છે. મોં. ડાર્ટી મોં. ડેએસ્સારની ટુકડીમાં છે અને આ ગૃહસ્થ મોં. ડ ટ્રેવિલેની ટુકડીના છે. એમનો પોષાકજ જુઓને, કમિશનર સાહેબ ! એમનો પોષાક જોતાંજ તમારી ખાત્રી થશે.”

અધિકારી ધીમેથી બબડયોઃ “હા; એ તો ખરૂં લાગે છે.”

આ વખતે ઓરડીનો દરવાજો એકદમ ઉઘડયો અને બેસ્ટિલનો બીજો એક રક્ષક અંદર આવ્યો. તેણે અધિકારીને એક પત્ર આપ્યો. પત્ર વાંચીને અધિકારીએ ઉદ્ગાર કાઢયાઃ “ કમનસીબ સ્ત્રી ! ”

બોનેશિયોઃ “ શું કહો છો તમે ? મારી સ્ત્રી સંબંધમાં તો એમ નથી કહ્યું ને ? ”

“ તમારી સ્ત્રી સંબંધમાંજ. તમારૂં કામ દર ક્ષણે બગડતું જાય છે. ”

"પણ સાહેબ, મને કૃપા કરી, એ તો કહો કે, હું કેદમાં હોઉં તે વખતે મારી સ્ત્રી કાંઇ ગુન્હો કરે, તો તેની સાથે મને શો સંબંધ ?"

"એટલે ? તે જે કાંઈ કરે છે તે તમે ઠરાવેલી યુક્તિ પ્રમાણેજ કરે છે; અને તે યુક્તિ પણ રાજદ્રોહી છે."

"હું સોગદ ખાઈને કહું છું કે, તમારી ભયંકર ગેરસમજુતી થએલી છે. મારી સ્ત્રીને કયા કામ સાથે સંબંધ હતો એની મને લગારે ખબર નથી અને તેણે શું કર્યું, તે પણ હું જાણતો નથી. તેને હાથે કાંઇ ભૂલ થઇ હશે તો તેનું પરિણામ તે ભોગવશેજ. હું તેના સાથેનો સંબંધ તોડી નાંખું છું. હું તેને ધિક્કારૂં છું. હું તેને શ્રાપ આપુ છું."

અથોએ અત્રે તપાસ કરનારા અધિકારીને કહ્યું: "મોં. બોનેશિયોની આ રીતભાત મને કંટાળાભરેલી લાગે છે. મારૂં કામ પત્યું હોય, તો હવે મને અહીંથી જવા દો."

"આ બન્નેને પાછા લઇ જાઓ અને પહેલાંના કરતાં પણ વધારે બંદોબસ્તમાં રાખો"

અથો: "પણ આ બનાવ સાથે મોં. ડાર્ટોને સંબંધ હોય તો પછી તેમની જગ્યાએ મને રાખવાથી શો ફાયદો, તે હું સમજી શકતો નથી !"

અધિકારીએ પહેરેગીરોને કહ્યું: "મેં કહ્યું તેમ કરો."

અથોએ પોતાના ખભા હલાવ્યા, પણ તે પછી તે શાંત રીતે પહેરેગીરોની પાછળ ગયો. બોનેશિયોએ એટલું બધું કકળાણ કર્યું કે, તે સાંભળીને વાઘને પણ દયા આવે.

બોનેશિયોને તેની પહેલાંનીજ કોટડીમાં લઇ જવામાં આવ્યો. ત્યાં તેણે આખો દિવસ રડયા કર્યું. રાત્રે નવના સુમારે તે પો-

તાનું શરીર આડું કરવાના વિચારમાં હતા એટલામાં તેની ઓરડી પાસે પગલાંનો અવાજ સંભળાયો અને એક પહેરેગીરે અંદર આવીને તેને કહ્યું: "અમારી પાછળ ચાલો"

"આ સમયે ? મહેરબાની કરીને તો કહો કે મારે ક્યાં જવાનું છે ?"

"જ્યાં તમને લઇ જવાનો અમને હુકમ થયો છે ત્યાં."

"પણ આ કાંઈ મારા સવાલનો સિદ્ધો જવાબ નથી."

"પણ, એ કરતાં કાંઇ વધારે જવાબ તમને મળશેજનહીં."

"અરે ભગવાન્ ! અરે પરમેશ્વર ! હવે મારૂં જરૂર આવી બન્યું !" આમ દીનતાથી બોલતો, એક યાંત્રિક પૂતળાની માફક બોનેશિયો પહેરેગીરોની પાછળ કાંઇ પણ આનાકાની કર્યા સિવાય ચાલવા લાગ્યો.

કેદખાનાના દરવાજા બહાર બોનેશિયોની નજરે એક ગાડી પડી. તેની આગળ પાછળ ચાર ઘોડેસ્વાર તૈયાર હતા. પહેરેગીરોએ તેને કેદીઓની ગાડીમાં બેસાડી બહારથી તાળું માર્યું. ગાડીમાં તેની પાસે એક સૈનિક બેઠો હતો. પછી આ હાલતું ચાલતું કેદખાનું ચાલુ થયું. ગાડીના સળીઆમાંથી બોનેશિયો જોઇ શકતો હતો કે પોતાને કયે કયે રસ્તેથી લઇ જવામાં આવે છે. તે પારિસ શહેરના ખૂણેખૂણાનો ભોમિયો હતો. ગાડી વધઃસ્થંભને રસ્તે વળી એટલે બોનેશિયોના મનમાં ધ્રાસ્કો પડયો અને ગાડી વધઃસ્થંભ પાસે આવી પહોંચી ત્યારે તો તેના મોઢામાંનું પાણી પણ સુકાઇ ગયું ! પરંતુ ગાડી વધઃસ્થંભ પાસે ઉભી ન રહેતાં ત્યાંથી યે આગળ જવા લાગી, ત્યારે તેનો જીવ કાંઇક શાંત થયો. એ પછી ફાંસી દીધેલા રાજકીય કેદીઓને દાટવાની જગ્યા તરફ જવાના રસ્તે ગાડી વળી, ત્યારે તો તે

શુદ્ધમુદ્ધજ બની ગયો. છતાં, પોતાનું ડોકું ધડપર સાબૂત છે, એ જોઇને તેને ઘણીજ ધીરજ આવી. આ જગ્યાએ પણ ગાડી થોભી નહીં. તે અજાણ્યા માણસોને ફાંસી દેવાની જગ્યા તરફ વળી, અને થોડાજ વખતમાં ત્યાં આવી પહોંચી. હવે તો જરૂર પોતાના આયુષ્યની દોરી તૂટી, એમ બોનેશિયોને લાગ્યું અને તે બૂમરાણ કરવા લાગ્યો; આથી તેની પાસે બેઠેલા સૈનિકે તેને મોઢે ડૂચો દીધો. તે પછી તે ચૂં કે ચાં કરી શક્યો નહીં. ગાડી ફાંસી દેવાની જગ્યાએ પણ ન અટકતાં આગળ જવા લાગી. તે દેશદ્રોહી લોકોને રીબાવી રીબાવીને મારી નાંખવાની જગ્યા તરફ વળી અને ત્યાં પહોંચતાંજ અટકી પણ ખરી! એ જોતાંજ બોનેશિયો અકળાઇ ગયો અને ઉંડા, ખોખરા અને ઘેરા અવાજથી ચીસ પાડી, તે મૃત્યુવત બેશુદ્ધ થઇ ગયો!



## પરિચ્છેદ ૧૪.

### ખ્યુંગવાળો મનુષ્ય.



નેશિયોને લઈ જનારી ગાડી થોડોક વખત દેશદ્રોહીઓના વધઃસ્તંભ આગળ અટકી, ફરી પાછી ચાલુ થઇ. તે ઘણાંક વલણ લઇને એક મકાન સામે આવી ઉભી રહી. આ મકાનનો દરવાજો ઘણો નીચો હતો. ગાડી ઉભી રહેતાજ દરવાજો ઉઘડયો અને મકાનમાંથી બે સૈનિકો બહાર આવી, તે વેપારીને અંદર લઇ ગયા. બોનેશિયો હવે થોડાક ભાનમાં આવ્યો હતો; પરંતુ તે લથડીઆં ખાતો હતો તેથી તેના શરીરનું બધું વજન તે સૈનિકોને સંભાળવું પડયું. તેઓ તે મકાનના આંગણામાં થઇને એક દાદર ચઢી મેડાપરની અગાશીમાં ગયા, અને ત્યાં પડેલા એક બાંકડાપર બોનેશિયોને તેઓએ બેસાડયો બાંકડાપર બેઠા પછી થોડી વારે તેણે આંખો ઉઘાડી આસપાસ જોયું, ત્યારે ત્યાંના આસપાસના સામાન પરથી ધીમે ધીમે તેની ખાત્રી થતી ગઇ કે પોતે ભયાનક સ્થળે તો નથી. અહીં તે થોડીકવાર આમ તેમ ફર્યો.

થોડી વારે એક સૌમ્ય ચહેરાનો માણસ ઓરડાનાં બારણાં ઉઘાડી બહાર આવ્યો અને બોલ્યોઃ “તમારૂં નામ બોનેશિયો કે?” બોનેશિયોએ “હા” કહ્યાથી તે માણસે તેને પોતાની સાથે આવવા ફરમાવ્યું.

બોનેશિયો તેની સાથે અગાશી પાસેના દિવાનખાનામાં ગયો. આ દિવાનખાનું મોટું હતું અને તેની ભીંતો ઉપર અનેક

જાતનાં હથિયારો લટકાવેલાં હતાં. જો કે હજુ સપ્ટેંબર મહિનો પૂરો થયો નહતો, તોપણ આ દિવાનખાનામાં ટાઢ વાય નહિ એટલા સારુ અગ્નિ સળગાવેલો હતો. એને લીધે તે સ્થળે પગ મૂકતાંજ કોઇને તાપથી ગભરામણ થાય એમાં નવાઈ ન હતી. આ દિવાનખાનાના મધ્ય ભાગમાં એક મોટું ચોરસ મેજ હતું. તે મેજ ઉપર કેટલાંયે પુસ્તકો અને કાગળોનાં બંડલ પડયાં હતાં. વળી ત્યાં "લા રોશેલ" શહેરનો એક મોટો નકશો ખુલ્લો કરીને મૂકેલો હતો.

દિવાનખાનાના મુખ્ય દરવાજા સામેજ એક કરડા દેખાવનો અને અભિમાની પ્રકૃતિનો જણાતો સાધારણ કદનો મનુષ્ય ઉભો હતો. તેની આંખો તીક્ષ્ણ, કપાળ મોટું અને ચહેરો દુબળો હતો. તેની મૂછો મોટી હતી, અને તેથી તેનું મ્હોં વધારે લંબગોળ અને વધારે દુબળું જણાતું હતું. તેની ઉમ્મર બહુ તો છત્રીસ કે સાડત્રીસ વર્ષની હશે; તો પણ તેની દાઢી મૂછના વાળ પાકવા માંડયા હતા. તેની કંમરે માત્ર તરવારજ લટકાવેલી નહોતી. બાકી તેનો સર્વ રૂવાબ એક સૈનિકને મળતો જ જણાતો હતો. તેના પગમાંના બૂટ ઉપર ધૂળ વળગેલી હતી. પરિણામે તે હમણાંજ ઘોડા ઉપર બેસીને પ્રવાસ કરી આવ્યો હોવો જોઇએ એમ કલ્પી શકાતું હતું.

આ વ્યક્તિનું નામ આર્મન જીન કાર્ડિનલ રિશલ્યુ હતું. તેનું જે વર્ણન ઉપર આપ્યું છે, તે સાથે તેના વિષે આજે પ્રચલિત થઈ રહેલા વર્ણનની તુલના કરીએ તો આસ્માન જમીનનો તફાવત જણાશે. તેને બુઢ્ઢો અને દુઃખથી કૃશ થયલો કહેવામાં આવે છે, પણ વસ્તુતઃ તેની યૂવાનીમાં તે તેવો નહતો. યૂવાનીમાં તે એક ચંચળ અને બહાદૂર લઢવૈયો હતો. તેના

શરીરનું કાઠું જોકે મજબૂત નહતું, તોપણ તેની માનસિક શક્તિ એટલી બધી પ્રબળ હતી કે તેના સમયના અત્યંત અસાધારણ માણસોમાં પણ તે રાજનૈતિક ષડયંત્રમાં સૌથી વિશેષ પ્રવીણ લેખાતો. અત્યારે તે 'રે' બેટમાંથી અંગ્રેજોને હાંકી કાઢી, "લા રોશેલ" શહેરને ઘેરો ઘાલવાની તૈયારીમાં ગુંથાયલો હતો.

તેને એકદમ જોતાં તો કોઇ એમ કહી શકે નહીં કે, આ જ કાર્ડિનલ રિશલ્યુ હશે. એટલુંજ નહીં પણ તેની સાથેની પ્રથમ મુલાકાતમાં કોઇને એવી કલ્પના પણ ન આવે કે પોતે એક મહાન્ પુરૂષ સમક્ષ ઉભો છે.

ગરીબ બિચારો બોનેશિયો બારણા પાસે ઉભો હતો. કાર્ડિનલ રિશલ્યુ તેના સામે એકીટશે ટગરટગર જોઇ રહ્યો હતો. જાણે કે તે તેના અંતરાત્માની પરીક્ષા લેતો હતો! કેટલીક વાર પછી કાર્ડિનલે પૂછયું: "આનુંજ નામ બોનેશિયો કે?"

એક સૈનિકઃ "હા, નામદાર."

"ઠીક, તેને લગતાં કાગળીઆં મને આપ. પછી તું જા."

સૈનિકે મેજ ઉપરનાં કાગળીઆં લઇ કાર્ડિનલને આપ્યાં અને પછી તે ઠેઠ જમિન સુધી વાંકો વળી મુજરો કરી ચાલ્યો ગયો. વારંવાર તે કાગળીઆં જોઈ કાર્ડિનલે બોનેશિયો સામે નજર નાંખી. થોડીક વાર એમ જોઈ રહી, વિચાર કર્યો પછી તે પોતાના મનમાંજ બોલ્યો કે, "આ માણસમાં કારસ્થાન કરવા જેટલી અક્કલ જણાતી નથી; છતાં પણ, તેની પરિક્ષા કરવી જોઇએ."

તેણે મંદ પણ મક્કમ સ્વરે કહ્યું: "તારાપર રાજદ્રોહનો આરોપ છે."

બોનેશિયોઃ "હા, નામદાર. તપાસ કરનારા અધિકારીએ

મને તેમ કહ્યું ખરૂં. પણ, હું ધર્મના સોગંદ લઇને કહું છું કે મેં એવું કશું પણ કર્યું નથી."

કાર્ડિનલને આ સાંભળીને હસવું આવ્યું, પણ તે રોકીને તેણે પ્રશ્ન કર્યો: "તેં તારી સ્ત્રી સાથે મળીને 'ડયુક ઓફ બકિંગહામ' અને 'મેડમ ડ શેવર્સ' સાથે અમુક કારસ્થાન રચ્યું હતું એ વાત ખરી કે?"

બોનેશિયો: "મારા નામદાર, મારી સ્ત્રી એ નામોનો ઉચ્ચાર કરતી હતી એ હું કબૂલ કરૂં છું."

"કયા પ્રસંગે તેણે એ નામો ઉચ્ચાર્યાં હતાં?"

"તે કહેતી હતી કે કાર્ડિનલ રિશલ્યુએ રાણી સાહેબનો નાશ કરવા માટે ડયુક ઓફ બકિંગહામને ફસાવીને પારિસમાં આણ્યા છે."

"તેણે ચોક્કસ એમ કહ્યું હતું?"

"હા; કૃપાનિધાન! પણ, મેં તેને કહ્યું કે એવી બાબતોમાં આપણે બોલવું સારૂં નહીં અને કાર્ડિનલ સાહેબના હાથે એવું બને એ તદ્દન અસંભવિત છે."

કાર્ડિનલ: "ચૂપ રહે, તું મૂર્ખ છે—"

"મારી સ્ત્રીએ પણ મને એમજ કહ્યું હતું!"

"તારી સ્ત્રીને કોણ લઈ ગયું એ તું જાણે છે કે?"

"ના, સરકાર."

"પરંતુ, તે સંબંધમાં તને કોઇના ઉપર શક તો હશેજને?"

"હા સરકાર; પણ મેં મારા શકની વાત કહી ત્યારે કમિશનર સાહેબને ક્રોધ ચઢયો હતો; એટલે મારો તે સંશય નકામો કર્યો છે."

"તારી સ્રી ફરીથી પાછી નાસી ગઈ એ તું જાણે છે કે?"

"નહોતો જાણતો નામદાર; પણ સૈનિકો મને કેદખાનામાં લઇ ગયા તે પછી, કમિશનર સાહેબના કહેવાપરથી તે વાત મેં જાણી. કમિશનર સાહેબ સરળ સ્વભાવના માણસ છે."

કાર્ડિનલે ફરીથી એકવાર પોતાનું હસવું દાબી રાખ્યું.

"ત્યારે તારી સ્રી નાસી ગયા પછી તેનું શું થયું તે તું જાણતો નથી, ખરૂં કે?"

"લગારે નહીં, નામદાર. પણ કદાચ તે પાછી રાજમહેલમાં ગઇ હશે."

"આજ પરોઢીઆના એક વાગ્યા સુધી તો ત્યાં ગઇ નહોતી."

"અરે ભગવાન્! ત્યારે તેનું શું થયું હશે?"

"તે જલદીથીજ જણાશે. બ્હીશ નહી. કાર્ડિનલથી કોઇ પણ વાત છાની રહેતીજ નથી. કાર્ડિનલ બધી વાતો રજેરજ જાણી શકે છે."

"પણ સરકાર, કાર્ડિનલ સાહેબને તે વાતની ખબર પડી હોય તો પછી તેઓ સાહેબ તે વાત મને જણાવશે, એમ આપ શું ધારો છો ખરા?"

"કદાચ કહેશે. પણ પહેલાં તારી સ્રીને મેડમ શેવર્સ સાથે કેવો સંબંધ છે, તે બધું કહેવું જોઇશે."

"પણ નામદાર, તે સંબંધમાં હું કાંઇપણ જાણતો નથી. મેડમ શેવર્સને મેં કદી જોઇ પણ નથી."

"તું દરરોજ તારી સ્રીને લેવા માટે રાજમહેલમાં જતો હતો, ત્યારે તે બારોબાર ઘેરજ આવતી હતી કે?"

"કોઈકજ વખત. તે રાણીસાહેબના કાપડીઆને ત્યાં ઘણું ભાગે કાંઇને કાંઇ કામે જતી, અને હું તેને તે કાપડીઆને ઘેર મુકી આવતો હતો."

"કેટલા કેટલા કાપડીઆને ઘેર તે જતી હતી ?"

"બે જણને ત્યાં, નામદાર."

"તે ઘર કયાં આવેલાં છે ?"

"એક 'વોગીર' રસ્તા ઉપર અને બીજું 'ડ લા હાર્પ' રસ્તા ઉપર."

"તું તારી સ્રી સાથે એ બન્ને ઘરની અંદર જતો હતો કે ?"

"કદાપિ નહીં. નામદાર, હું દરવાજા બહારજ ઉભો રહેતો હતો."

"ત્યારે તે એકલીજ કેમ જતી હતી વારૂ ?"

"તે હું જાણતો નથી. તે મને બહાર ઉભો રહેવા કહેતી અને હું તેમ કરતો હતો."

"વાહ ! ઘણુંજ સારૂં ! પ્રિય મોં. બોનેશિયો, તું તારી સ્રીને બહુજ ઉ[illegible]ગી થઇ પડે છે, હાં ?"

કાર્ડિનલની આ વક્રોક્તિ મૂર્ખ બોનેશિયો [illegible] નહીં. તે સ્વગત કહેવા લાગ્યો:—"આ ગ્રુહસ્થ મ[illegible] 'પ્રિય મોં. બોનેશિયો' કહીને બોલાવે છે, એ ઉપરથી એકંદરે જોતાં તે કોઇ સારો માણસ જણાય છે."

"તે ઘરના નંબર તું જાણે છે કે ?"

"હા. વોગીર રસ્તાપરના ઘરનો નંબર [illegible] અને ડ લા હાર્પ પરના ઘરનો નંબર ૭૫."

"ઠીક." આમ કહી કાર્ડિનલે પોતાના ટેબલ ઉપરની રૂપાની ઘંટડી વગાડી અને તરતજ પહેલાંનો અધિકારી [illegible] થયો. કાર્ડિનલે ધીમે [illegible]ને તેને કહ્યું: "રોકફર ઘેર [illegible] છે કે

નહીં તેની તપાસ કરી આવ અને આવ્યો હોય તો તાબડતોબ આવીને મને મળે એમ કહે."

"કાઉન્ટ રોકફર અહીંઆંજ આવેલા છે અને આપ નામદારની મુલાકાત બનતી તાકીદે લેવા વિનંતિ કરે છે."

બોનેશિયાએ આ વાતચિત સાંભળી. તે અજાયબીથી સ્તંભિત થઇ અર્ધસ્ફુટ સ્વરે બોલ્યોઃ "શું આ નામદાર પોતેજ કાર્ડિનલ સાહેબ છે?"

કાર્ડિનલે અધિકારીને હુકમ કર્યોઃ "રોકફરને એકદમ અંદર આવવા દે."

અધિકારી તુરતજ બહાર ગયો. કાર્ડિનલના સર્વ નોકરોને તેનો હુકમ જલદીથી માનવાની ટેવ હતી. અધિકારીને ગયે બે સેકંડ પણ નહીં થઇ હોય, એટલામાં બારણાં ઉઘાડી, બીજી એક વ્યક્તિ અંદર આવી ઉભી રહી.

બોનેશિયો બોલી ઉઠયોઃ "તેજ આ!"

"એટલે? કોણ છે તે?"

"મારી સ્ત્રીને આ ગૃહસ્થેજ નસાડી મૂકી હતી."

કાર્ડિનલે બીજી વખત ઘંટડી વગાડી. અધિકારી અંદર આવ્યો.

"આ માણસને હું ફરી બોલાવું ત્યાં સુધી પહેરામાં રાખો" બોનેશિયો આથી ગભરાઇને બોલી ઉઠયોઃ "ના, કૃપાળુ ના, તે આ નહોતા. મારી ભૂલ થઇ. આ ગૃહસ્થ તો કોઇ બીજાજ છે. હું કહું છું, તે માણસ જેવા તો આ બિલકુલ નથી. આ તો ઘણાજ ભલા ગૃહસ્થ છે. માફ કરો નામદાર! મારી મોટી ભૂલ થઇ!"

કાર્ડિનલઃ "આ ભલા આદમીને લઇ જાઓ અહીંથી."

અધિકારી બોનેશિયોને ઘસડીને બહાર ખેંચી ગયો અને અગાશીમાં લઇ જઇ, તેને પહેલાંના પહેરેગીરોને સ્વાધીન કર્યો.

નવા આવેલા ગૃહસ્થે ઓનેશિયોને દિવાનખાનાની બહાર ગએલા જોઈ, કાર્ડિનલ પાસે આવી આતુર નયને કહ્યું: "તે બ નેની મુલાકાત થઇ ચૂકી !"

"કોની? રાણીની અને ડયુકની?" "હા."

"ક્યાં ?" "રાજમહેલમાં."

"તારી ખાત્રી છે?" "હા. પક્કી ખાત્રી છે."

"તને કોણે કહ્યું?" "મેડમ ડ લનોયે. તે પોતાના કામમાં કેટલી હોશિયાર રહે છે, તે આપ નામદારના જાણવામાં છે જ."

"તેણે આ વાત તને પહેલેથીજ કેમ જણાવી નહીં ?"

"અવિશ્વાસથી કે પછી તક નહી મળી હોય, તેથીજ નહી જણાવી હોય. રાણી સાહેબે મેડમ ડ સર્જીસને પોતાનાજ શયનમંદિરમાં સુવાડી હતી. તે આખો દિવસ ત્યાંજ હતી."

"મતલબ, કે આપણો દાવ નિષ્ફળ ગયો! ઠીક. ત્યારે હવે આપણે આનું વેર લેવા તજવીજ કરવી પડશે."

"આપ ખાત્રી રાખજો કે, આપને મદદ કરવા હું અંતઃકરણપુર્વક તૈયાર છું."

"એ બેની મુલાકાતનો પ્રસંગ આવ્યો શી રીતે ?"

"સાડાબાર વાગે રાણીસાહેબ પોતાની તહેનાતમાંની સ્ત્રીઓ સાથે શયનમંદિરમાં વાતો કરતાં બેઠાં હતાં. તે વખતે કોઇએ આવી, તેમને એક હાથરૂમાલ આપ્યો. તે જોતાંજ રાણીસાહેબ ગભરાઇ ગયાં અને ઉઠી, ગભરાટભર્યા અવાજે બોલ્યાં: "હું દસ મિનિટમાંજ આવું છું. તમે બેસો." અને પછી તુરતજ દરવાજો ઉઘાડી બહાર ગયાં.

"તેજ વખતે મેડમ લનોયે એ વાત તને કેમ ન જણાવી?"

"પણ, તે શું જાણે? વળી, રાણીસાહેબે બધાંને બેસવા કહ્યું હતું, એટલે ઉઠવું પણ અશકય હતું."

"રાણીસાહેબ કેટલીવાર સુધી બહાર રહ્યાં હતાં?"

"પોણો કલાક."

"તેમની સાથે કોઇજ ગયું નહોતું?"

"ફક્ત ડોના એસ્ટેફના ગઈ હતી."

"ત્યાંથી તે પાછી આવી હતી?"

"હા; પણ તે માત્ર ચંદનની એક નાની પેટી લેવા માટેજ આવી હતી અને તે લઇ તે તુરતજ પાછી ગઇ હતી."

"અને જ્યારે છેવટે તે પાછી આવી, ત્યારે તેની પાસે તે પેટી હતી વારૂ?"

"નહોતી."

"તે પેટીમાં શું હતું એ મેડમ લનોયને ખબર છે કે?"

"હા. તેમાં મહારાજાએ રાણીસાહેબને આપેલો એક અમૂલ્ય રત્નહાર હતો."

"એ પેટી તેણે પાછી આણી નહોતી, એમ તેં કહ્યું ખરૂંને?" "હા."

"તો પછી રાણીસાહેબે તે રત્નહાર બકિંગહામને આપ્યો, એમ શું મેડમ લનોય નથી ધારતી?"

"ધારે છે; એટલુંજ નહી પણ એ વિષે તેની ખાત્રી છે; કારણ કે, મેડમ લનોય હંમેશ મુજબ રાણીસાહેબને પહેરવાના દાગિના કાઢવા માટે ગઇ, ત્યારે તેમાં પેટી નથી એમ જોઇને તે ગભરાઇ અને તુરતજ તેણે તે વાત રાણીસાહેબને કાને નાંખી. તે વખતે રાણીસાહેબ આકુળવ્યાકુળ થઇ ગયાં. તેમણે કહ્યું કે, "એ હારમાંનું એક રત્ન તૂટી પડયું હોવાથી તે આપણા ઝવેરીને સમારવા આપ્યો છે."

કાર્ડિનલ: "તું હમણાંજ રાજ્યના ઝવેરી પાસે જા અને તે સંબંધમાં ખરા–ખોટાની તપાસ કરી આવ."

રોકફર: "હું હમણાંજ તેની પાસે ગયો હતો. ઝવેરી આ સંબંધમાં કાંઇજ જાણતો નથી."

"ઠીક! ઠીક! રોકફર, હજુ કાંઇ બધી બાજી બગડી નથી. કદાચ એમ પણ કહી શકાય કે, જે થયું છે તે ઠીકજ થયું છે. પણ, મેડમ ડ શેવર્સ અને ડ્યુક ઓફ બકિંગહામ ક્યાં છૂપાઇ રહેતાં હતાં તે તું જાણે છે કે?"

"ના નામદાર. મારાં માણસો તે સંબંધમાં કાંઇ નક્કી કહી શકતાં નથી."

"પણ હું જાણું છું."

"એમ? ખરે કહો છો નામદાર?"

"મારો તર્ક તો તેવો છે ખરો. તે બન્નેમાંથી એક વ્યક્તિ વાગીર રસ્તા ઉપરના ૨૫ મા નંબરના મકાનમાં અને બીજી ડ લા લાર્પ રસ્તાપરના ૭૫ મા નંબરના મકાનમાં હોવી જોઇએ."

"તે બન્નેને પકડવાનો આપનો હુકમ હોય, તો હું તેમ કરવા તૈયાર છું."

"હવે તો તેમ કરવાનો વખત ગયો. તેઓ ત્યાંથી ક્યારનાંયે પસાર થયલાં હોવાં જોઇએ."

"છતાં પ્રયત્ન કરવામાં કાંઈ વાંધો છે?"

"મારા સૈનિકો સાથે તું બન્ને મકાનમાં જા અને ત્યાં સખ્ત ઝડતી લઇ આવ" "જેવો નામદારનો હુકમ."

રોકફર આમ કહીને દિવાનખાનામાંથી બહાર ગયો. કાર્ડિનલે થોડો વખત વિચાર કરવામાં ગાળ્યા બાદ ત્રીજી વખત ઘંટડી વગાડી. પહેલાંનોજ અધિકારી ફરી અંદર આવ્યો.

કાર્ડિનલે હુકમ કર્યો: "કેદીને અંદર લાવ."

બોનેશિયોને પુનઃ અંદર લાવવામાં આવ્યો. કાર્ડિનલે સંકેત કરતાંજ અધિકારી બહાર ગયો.

કાર્ડિનલે તેને કત્રિમ રોષથી કહ્યું: "તું બહારથી ભોળો જણાય છે, પણ તારા પ્રપંચથી તેં મને ફસાવ્યો છે."

"મેં ? મેં આપને ફસાવ્યા ?"

"હા. તારી સ્ત્રી તેં કહેલાં બે સ્થળે કાપડીઆને ત્યાં જતી નહોતી."

"અરે ભગવાન્ ! ત્યારે તે કોને ત્યાં જતી હતી ?"

"તે મેડમ ડ શેવર્સ અને બકિંગહામને મળવા માટે જતી હતી."

બોનેશિયો એકદમ કાંઇક વાત સંભારીને બોલ્યો: "હા, ખરેખર તેમજ હોવું જોઇએ. આપ કહો છો તે ખરેખર છે. હું મારી સ્ત્રીને હંમેશાં કહેતો હતો કે એવા ઘરમાં કાપડીઆ વેપારી રહે એ અશકય છે. કારણકે, વેપારીઓના ઘરને તો તેમની દુકાનના નામનાં પાટિયાં હોવાનાં જ. પણ તે મારી વાત મશ્કરીમાં ઉડાવતી. સરકાર, આપની બુદ્ધિનાં લોક વખાણ કરે છે તે કાંઇ અમસ્થાં તો નહીં જ. નહી તો, આ વાત આપના લક્ષમાં કેવી રીતે આવે ?" અને આમ કહેતાં કહેતાં તે કાર્ડિનલના પગ પાસે જઇ ઘુંટણીયે પડયો.

કાર્ડિનલના મનમાં બીજોજ કાંઇ વિચાર આવ્યો અને તેના મુખપર થોડું હાસ્ય ચમકવા લાગ્યું. પછી તેણે બોનેશિયોને હાથની નિશાની કરી કહ્યું: "ઉઠ; તું બહુજ સિદ્ધો આદમી છે, એ ચોક્કસ. આજથી હું તને મારો મિત્ર ગણીશ." કાર્ડિનલે એ પછી તેની સાથે હસ્તાંદોલન કર્યું.

બોનેશિયો પોતાના મનમાં ગર્વથી ફૂલાઇને વિચારવા લાગ્યો: "કાર્ડિનલ સાહેબના જેવા મોટા માણસે મારી સાથે હસ્તસ્પર્શ કર્યો ! મને મિત્ર કહ્યો ! કેવું મારૂં મહદ્ ભાગ્ય !"

કોઇ માણસને મીઠું બોલી પોતાના ભાર નીચે કેમ આણવો, એ કળા કાર્ડિનલને મન હાથના મેલ જેવી હતી. પણ, જેઓ તેને ઓળખતા હતા, તેઓ તેના અસત્ય મધુર ભાષણથી ફસાતા નહોતા. બોનેશિયોને તેણે કહ્યું: "તારા સરળ સ્વભાવને લીધે તારી સાથે સ્નેહ કરવાની મારી ઇચ્છા છે. વિનાકારણ મેં તારા પર સંશય આણ્યો; અને એ માટે તને કાંઇ બદલો આપવો જોઇએ. લે, આ કોથળીમાં ત્રણસો પિસ્ટલ છે. આ કોથળી જરાકે સંકોચ વિના લે અને મને ક્ષમા કર."

"હું આપને ક્ષમા કરૂં ? આ શું બોલો છો નામદાર ?" બોનેશિયો તે કોથળી લેતાં કચવાતો હતો; કારણ કે, તેણે એમ ધાર્યું કે કાર્ડિનલ મારી મશ્કરી કરે છે. તેણે કહ્યું: "હું તે વળી ક્ષમા કરનાર કોણ ? આપના મનમાં આવે, તો આપ મને કેદ કરવાને, મને દુઃખ દેવાને અથવા મને ફાંસીએ લટકાવવાને પણ સમર્થ છો ! એટલે "મને ક્ષમા કર" એમ આપ મને કહો છો તો તેનો અર્થ તેવો ન હોવો જોઇએ."

"વાહ ! પ્રિય બોનેશિયો, તું ઘણો ઉદાર છે એ મને સ્પષ્ટ જણાય છે. હું તારો આભારી છું; પણ, તારે કોથળી તો લેવીજ પડશે. એથી તારો સર્વ ક્રોધ જતો રહશે તો ખરોને ?"

"હું બિલકુલ ગુસ્સે થયો નથી. ઉલટો મને ઘણો આનંદ થયો છે, સરકાર !"

"ઠીક ત્યારે; હવે તું જઇ શકશે. ફરીથી તારી મુલાકાત ક્યારે થશે ?"

"આપની મરજી પડે ત્યારે હું આપની સેવામાં હાજર થઇશ."

"તારી સાથે વાતચિત કરતાં મને ઘણો આનંદ ઉપજે છે; એટલા માટેજ વારંવાર તારી મુલાકાત થવી જોઇએ."

" વારુ નામદાર ! "

પછી કાર્ડિનલે જવાની નિશાની કરતાં જ બોનેશિયોએ ઠેઠ જમિન સુધી નમીને કાર્ડિનલને સલામ કરી, અને પછી તે દિવાનખાનાની બહાર નીકળી પડયો.

તેના ગયા પછી કાર્ડિનલ સ્વગત બોલ્યોઃ " હવે આ માણસ, જરૂર પડતાં મારા માટે પ્રાણ પણ આપશે. " બાદ ટેબલપર પડેલા રોશેલ શહેરના નકશા પ્રત્યે તે ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. તે, નકશો જોવામાં ગર્ક થઈ ગયો હતો તે વખતે દરવાજો ઉઘાડી રોકફર અંદર આવ્યો.

કાર્ડિનલે ઘણી ઉત્સુકતાથી પૂછયુંઃ " કેમ શું થયું ? "

રોકફરઃ " આપે કહેલા ઠેકાણે સત્તાવીસ કે અઠ્ઠાવીસ વર્ષની એક તરુણ સ્ત્રી અને પાંત્રીસથી ચાળીસ વર્ષનો એક પુરુષ રહેતાં હતાં ખરાં. પણ, ત્યાંથી તે સ્ત્રી કાલે રાત્રે ગઇ છે છે અને પુરુષ આજ સહવારે ગયો છે. "

ઘડીઆળ સામે જોઇ કાર્ડિનલે કહ્યુંઃ " તેજ તે બે માણસો. હવે તેમનો પીછો પકડવામાં કાંઇ માલ નથી. હવે તો તેમને લંડનમાંજ સપડાવવાં જોઇએ. "

" ત્યારે હવે આપનો શો હુકમ છે ? "

" બનેલી બાબત સંબંધમાં કે મને એક અક્ષર પણ કહીશ નહી. રાણીસાહેબને તો આમાંની કાંઇ જ ખબર ન પડવી જોઇએ. જાણે કે, આપણે તેમની વાત જાણતાજ નથી અને આપણે બીજા જ એક પ્રપંચની શોધમાં છીએ—આવી તેમની સમજ થવી જોઇએ. એ હવે છે. રાજ્યમહેલ સાચવનાર ઉપરી અધિકારીને મારી પાસે મોકલ. "

" આપે પેલા કેદીનું શું કર્યું નામદાર ? "

" મેં તેને તેની પોતાની સ્ત્રીનો ગુપ્ત દૂત બનાવ્યો છે ! "

એ સાંભળી કાઉન્ટ ડી રોકફ્રે કાર્ડિનલને ઘણુંજ નમીને મુજરો કર્યો–જાણે કે 'કેવું આ ચાતુર્ય !' એમ કહેવાનો તેનો આશય હતો. બાદ તે ચાલ્યો ગયો. એ પછી કાર્ડિનલે પોતાની જગ્યાએ બેસી એક પત્ર લખ્યો તથા તે બંધ કરી તેના ઉપર પોતાની મહોર કરી. આટલું થયા પછી, તેણે ફરીથી ઘંટડી વગાડી અને પહેલાંનોજ અધિકારી ચોથી વખત અંદર આવ્યો.

"વિટ્રિને અંદર મોકલ. તેને કહેજે કે મુસાફરીની તૈરીયા કરીને જ આવે."

બોલાવેલો માણસ થોડાજ સમયમાં પ્રવાસની તૈયારી કરી કાર્ડિનલ સામે આવી ઉભો રહ્યો.

"વિટ્રિ, તું હમણાંને હમણાંજ લંડન જવા ઉપડ. રસ્તામાં એક ક્ષણ પણ ક્યાંયે થોભીશ નહિ. ત્યાં જઇ આ પત્ર મિલેડીને આપજે. આ ચેક દેખાડી મારા ખજાનચી પાસેથી બસો પિસ્ટલ લેતો જજે. છ દિવસમાં લંડન જઇ પહોંચી, મેં કહેલું કામ ખરોખર કરી, પાછો આવીશ તો બીજા એટલાજ વધુ પિસ્ટલ તને મળશે."

જાસૂસ ઉત્તરમાં એક શબ્દ પણ ન ઉચ્ચારતાં, નમી, મુજરો કરી, પત્ર અને ચેક લઈ બહાર પડયો. પત્રમાંનો મજકુર નીચે પ્રમાણે હતો:—

"મિલેડી, ડયુક ઑફ બકિંગહામને સૌથી પહેલીજ નાચ પાર્ટીમાં મળજે. તેણે બાર રત્નનો એક હાર તેના કંઠમાં પહેર્યો હોય, તો તારે તેની સાથે મેળ બેસાડી, તે હારમાંનાં બે રત્ન કાપી લેવાં; અને તું રત્ન મેળવે એટલે તરત જ મને ખબર આપજે."

---

## પરિચ્છેદ ૧૫.

### અથોનો છુટકો.



છલા પરિચ્છેદમાં કહેલી વાત બની તેને બીજે દિવસે પણ અથો પાછો આવ્યો નહીં; એટલે ડાર્ટોએ અને પોર્થોએ, એ વાત મોં. ડ ટ્રેવિલેને જણાવી. અરામી પાંચ દિવસની રજા લઇને ઘરગથ્થુ કામ માટે રોઇ ગામે ગયો હતો.

મોં. ટ્રેવિલે પોતાના હાથ નીચેનાં માણસો ઉપર સગા બાપના જેવો પ્રેમ રાખતો હતો. નાનો હો કે મોટો હો, પણ એક વખત જેને બંદુકદારનો પોષાક મળ્યો, તેને મોં. ડ ટ્રેવિલેની મદદ મળી ચૂકીજ સમજવી. અથોની હકિકત તેના જાણવામાં આવતાંજ તે કેદખાનાઓના મુખ્ય અધિકારી પાસે ગયો. ત્યાં તપાસ કરતાં તેના જાણવામાં આવ્યું કે, અથો હાલમાં 'લ ફોર્વેક ક'ના કિલ્લામાંના કેદખાનામાં છે.

બોનેશિયોની પેઠંજ અથોની પણ તપાસ ચાલી હતી. બોનેશિયો અને અથો, એ બન્નેની એકમેકની હાજરીમાંજ થએલી તપાસનો વૃત્તાન્ત વાચકવૃન્દ જાણે છે. આટલા વખત સુધી અથોએ ડાર્ટોના હિતને માટેજ પોતાના નામ સંબંધમાં મૌન સ્વીકાર્યું હતું; પરંતુ હવે તેણે તે મૌન છોડી દીધું, અને તે કહેવા લાગ્યો: "મારૂં નામ ડાર્ટો નથી પણ અથો છે. મોં. અથવા મેડમ બોનેશિયોને હું ઓળખતોજ નથી. તેમની સાથે

મારે કદી વાતચિત પણ થઇ નથી. વળી તે રાત્રે દશ વાગે હું હાર્ટોને ત્યાં ગયો તે પહેલાં મોં. ડ ટ્રેવિલેને ઘેર હતો અને ત્યાંજ જમ્યો હતો. એ વાત માટે જોઇએ તેટલા સાક્ષીઓ મોજુદ છે. ” આવા સાક્ષીઓમાં તે ડયુક ડ લા ટ્રેમિલે અને એવા બીજા મોટા લોકોનાં પણ નામ દેતો હતો.

એક અધિકારીએ તપાસ કર્યા પછી બીજા અધિકારીએ ફરીથી તેની તેવી જ તપાસ કરી; અને તેને પણ, અથોએ સરળતાથી કહેલી વાત સાંભળી આશ્ચર્ય ઉપજ્યું. પછી અથોને કાર્ડિનલ પાસે મોકલવામાં આવ્યો, પણ કાર્ડિનલ તે વખતે રાજમહેલમાં ગયો હતો. એજ વખતે મોં. ટ્રેવિલે પણ રાજમહેલમાં જઇ પહોંચ્યો. બંદુકદારોના ઉપરી તરીકે ગમે ત્યારે રાજાની પાસે આવવાની તેને છૂટ હતી.

એ વાત જગજાહેર હતી કે રાણી સંબંધમાં રાજાનો મત ખરાબ હતો. આ ખરાબ મત કાયમ રાખવા માટે કાર્ડિનલ યુક્તિ પુરઃસર મહેનત કરતો હતો. રાણીનો મેડમ શેવર્સ સાથેનો સ્નેહ, એ આ ખરાબ મતનું મુખ્ય કારણ હતું. સ્પેન સાથેની લડાઇ, ઇંગ્લંડ સાથેનું વૈમનસ્ય અને પૈસાની અડચણ—આ બધાંને લીધે કાર્ડિનલને જેટલી ચિંતાઓ રાખવી પડતી, તેના કરતાં આ બે સ્ત્રીઓને માટે તેને વધારે ચિંતા કરવી પડતી.

મેડમ ડ શેવર્સને તેણે હદપાર કરી હતી, પરંતુ તે પારિસમાં ચાર પાંચ દિવસથી આવીને રહેલી હતી. પોલિસખાતાને હાથતાળી આપીને તે નિરાંતે પાછી ફરી હતી. કાર્ડિનલે આ વાત રાજાને કહેતાં તેમનું ચિત્ત બળી ઉઠયું. મહારાજા પોતે જોકે સ્વચ્છંદી અને મિજાજી હતા, તોપણ લોકો પોતાને “ ન્યાયી

અને શુદ્ધ વર્તનનો લુઈ" કહે એવી તેમને બહુ હોંશ હતી. મેડમ ડ શેવર્સ પારિસમાં આવી પહોંચી એટલું જ નહીં, પણ તે રાણી સાથે કાંઇક છૂપી મસલત પણ કરી ગઇ; તેમજ તે મસલતના પુરાવા સાથે મેડમ ડ શેવર્સ પકડાઇ જવાના સંજોગોમાં હતી, તે વખતે એક બંદુકદારે અણીને વખતે વચમાં પડીને પોલિસ અધિકારીઓની સર્વ યુક્તિઓ નિષ્ફળ કરી હતી. આ વાત કાર્ડિનલને મોઢેથી રાજાના જાણવામાં આવતાંજ તેમનો ક્રોધાગ્નિ કેટલો ભભુકી ઉઠયો હશે એની વાચકોએ કલ્પના કરી લેવી. આમ છતાં હજુ તો કાર્ડિનલે ડયુક ઓફ બકિંગહામનું નામ પણ દીધું ન હોતું !

રાજાને અત્યારે ઘણીજ ચીઢ ચઢી હતી, અને તેવી અવસ્થામાં તે રાણીના મહેલ તરફ જવાના વિચારમાં હતા, ત્યાંજ ટ્રેવિલે તેમની સામે આવીને ઉભો રહ્યો. તે આ વખતે ઘણોજ શાંત હતો અને અદબથી ઉભો રહ્યો હતો. તેણે રાજાનો ચહેરો અને કાર્ડિનલનું સાન્નિધ્ય જોઇ, શું બન્યું હશે એનો તુરતજ તર્ક કર્યો; છતાં તે લગાર પણ ડગ્યો નહીં. તેને જોતાંજ રાજાએ કહ્યું: "વાહ ! ખરેખર વખતસર આવ્યા ટ્રેવિલે ! તમારા બંદુકદારો સંબંધી કેટલીક ચમત્કારિક વાતો મારા જાણવામાં આવી છે !"

"અને આપના પોલિસ લોકોના સંબંધી કેટલીક ચમત્કારિક બાબતો મારે પણ આપને જણાવવાની છે, સરકાર !"

"એમ ? શી બાબતો તમારે જણાવવાની છે ?"

"એ પોલિસોએ મારા—અથવા આપનાજ કહો ને—એક બંદુકદારને એક ઘરમાં કેદ કરી, અને રસ્તામાં તેની ફજેતી કરી તેને લ 'એવેકના કેદખાનામાં નાંખ્યો છે. વળી, જે હુકમને આધારે તેઓએ આ કૃત્ય કર્યું, તે હુકમ પણ તેઓએ મને દેખાડવા

સાફ ના પાડી! બીજું, એ બંદુકદાર પણ કાંઇ જેવો તેવો નથી. તેની વર્તણુક નિર્દોષ, અને કીર્તિ ઉજ્વલ છે. આપ સરકાર પણ તેને ઓળખો છો. અથોનું નામ તો સરકાર ભૂલ્યા હશે નહીંજ!"

"શું અથો? ઓહો! એને તો હું સારી પેઠે ઓળખું છું!"

ટ્રેવિલેઃ "આપને સાંભરતું હશે સરકાર, કે, દ્વંદ્વયુદ્ધમાં બિચારા કાહુસાકને એજ અથોની તરવારથી સખ્ત જખમ થયો હતો." પછી તેણે કાર્ડિનલ તરફ ફરી તેને કહ્યું: "કેમ ઉમરાવ સાહેબ, કાહુસાકનો જખમ સારી રીતે રૂઝાયો છે ને?"

કાર્ડિનલઃ "હા; આ ખબર પૂછવા માટે હું તમારો આભારીછું."

ટ્રેવિલેએ રાજાને કહ્યું: "અથો પોતાના એક મિત્રને મળવા માટે તેને ઘેર ગયો હતો. તેનો એ મિત્ર ઘેર નહોતો, તેથી તેની વાટ જોતો તે ત્યાં બેઠો અને એક પુસ્તક લઇને વાંચવા માટે ઉઘાડે છે, ત્યાંજ કેટલાક બેલિફ અને પોલિસના સિપાઇઓએ તે ઘરને ઘેરો ઘાલ્યો—દરવાજા તોડયા."

કાર્ડિનલે આ વખત રાજા તરફ જોઇ એવી અર્થસૂચક નિશાની કરી કેઃ "મેં આપને કહી તે બાબત સંબંધમાંજ એ બધું કરવામાં આવ્યું હતું." આ ઉપરથી રાજાએ ટ્રેવિલેને કહ્યું: "તે બધું મારા જાણવામાં છે; કારણ કે, મારાજ હિત માટે તેમ કરવામાં આવ્યું છે."

"ત્યારે શું આપનાજ હિત માટે તે પૂર્ણ નિરપરાધી બંદુકદારને પકડયો છે? તેમજ, તેને ભર રસ્તામાંથી એક ગુન્હેગારની માફક બે સિપાઇઓની વચ્ચે રાખી લઇ ગયા, તે પણ આપનાજ કામ માટે ને? આ શૂરા બંદુકદારે સરકારના કામ માટે દશ વખત પોતાનું લોહી જમિન પર વહેવરાવ્યું છે અને પ્રસંગ આવતાં હજી પણ વહેવરાવવા તૈયાર છે."

રાજા સાહેબે જરા ધીમા સ્વરે કાર્ડિનલને પૂછ્યું: "મો. ટ્રેવિલે કહે છે તેવી રીતે શું તેને પકડીને લઇ જવામાં આવ્યો હતો?"

કાર્ડિનલે નિંદાવ્યંજક સ્વરે કહ્યું: "એ શૂર અને નિરપરાધી બંદુકદારે કેદ થતાં પહેલાં એક કલાક ઉપર હાથમાં તરવાર લઇને મારા મોકલેલા ચાર સૈનિકો ઉપર હલ્લો કર્યો હતો, એ મોં. ટ્રેવિલે કહેતાં વિસરી જાય છે. મારાં માણસોને મેં અતિ મહત્ત્વની બાબતમાં તપાસ કરવા મોકલ્યા હતા."

ટ્રેવિલેએ ગાસ્કન્ લોકોના નિર્ભય સ્વભાવને અનુસરીને જવાબ આપ્યો: "તમે કહો છો તે વાત ખરી છે એમ ચોક્કસ સાબીત કરી શકશો?" ખરા સિપાઇ બચ્ચાને દરબારી રીતભાતનું ગોળગોળ બોલતાં કયાંથી આવડે? તે આગળ બોલ્યો:–"અથોનો જન્મ ઘણા મોટા કુળમાં થયો છે. તે, આ બનાવ બન્યો તે અગાઉ એક કલાક ઉપર મારી સાથે જમ્યો હતો અને મારાજ દિવાન-ખાનામાં કાઉંટ ડી શાલોન, ડ્યુક લા ટ્રેમિલે તથા મારી સાથે વાતચિત કરતો બેઠો હતો."

રાજા સાહેબે કાર્ડિનલ તરફ નજર કરી. કાર્ડિનલે રાજાના અબોલ પ્રશ્નનો ઉત્તર આપવાના ઇરાદાથી કહ્યું: "હું જે કાંઇ કહું છું, તે સંબંધમાં મારી પાસે લિખિત પુરાવો છે. એ બંદુક-દારે જે ચાર સિપાઇઓ ઉપર હલ્લો કર્યો હતો, તેમની જુબાનીઓ મહારાજાને સાદર કરવાની હું રજા લઉં છું."

ટ્રેવિલેએ ચીઢાઇને પ્રશ્ન કર્યો: "તપાસ કરનારા અધિકારીએ લીધેલી જુબાનીઓ અને મારા જેવા અમલદારના શબ્દો સરખીજ કિંમતના આંકો છે કે કાર્ડિનલ સાહેબ?"

રાજા: "ઠીક, ઠીક; ટ્રેવિલે! હવે શાન્ત થાઓ."

"કાર્ડિનલ સાહેબને મારા કોઇ બંદુકદાર પર ખરેખર જ

વહેમ આવતો હોય, તો હું એટલુંજ કહું છું કે, તે માટે ખુલ્લી તપાસ કરવી જોઇએ. ડયુક ટ્રેમિલેની સત્યપ્રિયતા સર્વત્ર પ્રસિદ્ધ છે."

ટ્રેવિલેના કથનની અસર કાર્ડિનલ ઉપર બિલકુલ થઇ નહીં. તે બોલ્યો: "જે ઘરમાં આ પ્રમાણે ન્યાયદેવતા પર હલ્લો કરવામાં આવ્યો, તે ઘરમાં બંદુકદારોનો કોઇ ગાસ્કન્ મિત્ર રહે છે, એમ હું ધારૂં છું."

ટ્રેવિલે: "તમે ડાર્ટો વિષે કહેતા લાગો છો."

"હા. તે તરુણ મનુષ્ય તમારો એક આશ્રિત છે, ખરૂં ને મો. ટ્રેવિલે?"

"હા. હું પણ તેમજ કહું છું."

"એ મનુષ્યે મો. અથોને ભળતુંજ કામ કરવા કહ્યું હોય, એમ શું તમે નથી ધારતા?"

"કોને? અથોને? નહીંજ; અથો ડાર્ટો કરતાં ઉમ્મરે બમણો મોટો છે. વળી ડાર્ટો તે રાત્રે મારે ત્યાં હતો."

રાજા: "વાહ! તે રાત્રે બધાયે તમારેજ ઘેર હતા એમ જણાય છે!"

ટ્રેવિલેએ ગુસ્સાથી લાલચોળ મુદ્રા ધારણ કરીને તરતજ જવાબ આપ્યો: "આપને શું મારા શબ્દો પર વિશ્વાસ નથી?"

"એમ કોણ કહે છે? વારૂ, કહો જોઉં, તે તમારા ઘરમાં કેટલા વાગે હતો?"

"વાહ! તે તો હું ખાત્રીપૂર્વક કહી શકીશ; કારણ કે, તે આવ્યો તે વખતે ઘડીઆળમાં ફક્ત સહાડા નવ વાગ્યા હતા, એમ મેં મારી જાતે જોયું હતું; પરંતુ, મારૂં તો ધારવું છે કે તે કરતાં પણ કાંઇક મોડું થયું હોવું જોઇએ."

"તમારે ઘેરથી તે કયારે ગયો?"

"સહાદ્દાં દશ વાગે; એટલે કે તેના આવ્યા પછી ખરેખર એક કલાકે."

કાર્ડિનલે પોતાનો પક્ષ નબળો પડતો જોઇને કહ્યું: "મોં. ટ્રેવિલેના સત્યકથન માટે ક્ષણ માત્ર પણ શંકા લાવી શકાય તેમ નથી; પણ અહીં અજાયબી માત્ર એ છે કે, ત્યારે પછી મોં. ડાર્ટાને ઘેરથી મોં. અથોને શી રીતે પકડવામાં આવ્યો?"

"એક મિત્ર પોતાના બીજા મિત્રને મળવા માટે તેને ઘેર જાય, એ શું કાયદાથી ઉલટું છે?"

"જાય; પણ સંશયને લીધે પોલિસની નજર તળે રહેલા ઘરમાં ન જવું જોઇએ."

રાજા: "કદાચ એ વાતની તમને ખબર નહીં હોય કે એ ઘર ઉપર પોલિસનો છૂપો પહેરો છે."

"નહીજ સરકાર; મને એ વાતની બિલકુલ ખબર નથી. તે ઘર પોલિસની નજર નીચે હશે; પણ ડાર્ટા રહે છે, તે ભાગ ઉપર તો સંશય લેવાનું કાંઇપણ કારણ નથી; કારણ, હું આપને ખાત્રી-થી કહું છું કે, જો ડાર્ટા કહે છે તે ખરૂં હોય તો તેના જેવો સ્વામિનિષ્ઠ સેવક આપને બીજો મળશે નહી; અને કાર્ડિનલ સાહેબ, તેના જેટલો તમારી પ્રશંસા કરનારો પણ બીજો કોઇ નહીં હોય."

રાજા: "જુસાક્રને થોડાક દિવસ ઉપર જેણે સખ્ત જખમ કર્યો હતો તે જ એ ડાર્ટા? તેણે બીજે દિવસે બેનીજોને પણ જખમી કર્યો હતો, ખરૂં ને?" રાજાએ આ પ્રશ્ન કાર્ડિનલ તરફ જોઇને કર્યો હતો. કાર્ડિનલ આ પ્રશ્ન સાંભળતાં અંદરખાનેથી ઉભોને ઉભો બળી ગયો. તેને મૌન રહેલો જોઇને ટ્રેવિલેએ જવાબ દીધો: "હા સરકાર; તેજ એ ડાર્ટા. આપને સ્મરણ કેવું સારૂં રહે છે!"

રાજા: "ઠીક, ત્યારે હવે આનો નિકાલ શી રીતે કરવો?"

કાર્ડિનલ: "સરકારના ધ્યાનમાં આવે તેવી રીતે! હું તો સ્પષ્ટપણે કહું છું કે તે અપરાધી છે—"

ટ્રેવિલે: "અને હું પણ તેટલી જ સ્પષ્ટતાથી કહું છું કે તે નિરપરાધી છે. મહારાજાના રાજ્યમાં ન્યાયાધીશો છે. તેઓ આ બાબતનો નિકાલ કરી શકશે."

રાજા: "ખરૂં કહ્યું. આ બાબત મુખ્ય ન્યાયાધીશ સમક્ષ મોકલો. ન્યાય કરવાનું કામ તેનું છે, અને મને ખાત્રી છે કે તે યોગ્ય ન્યાય આપશે જ."

ટ્રેવિલે: "આ બાબતમાં મને એટલું જ દુઃખ થાય છે કે, હાલના સમયમાં સદ્ગુણી અને સદાચરણી માણસોને પણ દુઃખ અને ત્રાસ પડયા સિવાય રહેતાં નથી! પોલિસ લોકોના એવા વર્તનને લીધે સૈન્યમાંના સૈનિકોને આવી હાલતમાં મૂકાવું પડશે એ વાત સૈનિકોને રૂચિકર થઇ પડશે નહીં; એટલું જ આપ નામદારને કાને હું નાંખું છું."

ટ્રેવિલેનું આ બોલવું બહુ ડહાપણભર્યું નહોતું; પણ, તે તેણે જાણી જોઇને કહ્યું હતું. તે ધુંધવાઈ રહેલા અગ્નિનો એકદમ ભડકો કરવા ઇચ્છતો હતો. કેમકે, ભડકો થાય એટલે તેથી ચારે પાસ બધું સળગે એટલું જ નહિ પણ તેથી સ્વચ્છ પ્રકાશ ફેંકાય.

રાજા સાહેબ ટ્રેવિલેના શબ્દ સાંભળી એકદમ બૂમ પાડી ઉઠયા: "પોલિસના વર્તનમાં તમે શું સમજો મોં. ટ્રેવિલે? તમે તમારા બંદુકદારોના સંબંધમાં ફાવે તેમ બોલો; પણ આવી રીતે મને ગુસ્સે કરો નહીં. તમારા કહેવા મુજબ તો મારે એમ સમજવું કે—જો ભૂલથી કોઇક બંદુકદારને કેદ કરવામાં આવે, તો આખા ફ્રાન્સ દેશપર દુઃખનાં વાદળાં જ તુટી પડે! અહીં તો માત્ર એક બંદુકદારની જ વાત છે. તેમાં તમે આટલી બધી ધ-

મકી કેમ આપો છો ? મને ફાવશે તો હું દસ બંદુકદારને કેદ કરાવીશ—અરે કદાપિ સોને પણ કરાવીશ; માત્ર સો નહીં, પણ ફાવશે તો બધાયે બંદુકદારોને કેદમાં નાંખીશ; અને તે સામે કોઇથી એક ચૂંકાર સરખોયે થઇ શકશે નહીં, સમજ્યા ? ”

ટ્રેવિલેઃ “ આપ હજુરને બંદુકદારોપર જે ક્ષણથી વહેમ આવ્યો, તે ક્ષણથી જ તેઓ અપરાધી ઠરે છે એમ જ હું સમજું છું; અને તેથી હું મારી તરવાર આપશ્રીને સ્વાધીન કરવા તૈયાર છું. કારણ, આજે મારા સિપાઇઓપર આરોપ મૂકાયા છે, તો કાલે મારા ઉપર આરોપ મૂકતાં કાર્ડિનલ સાહેબ ચૂકશે નહીં, એમાં મને શંકા નથી. એટલા માટે આ ઘડીથી જ મોં. અથો સાથે મને પણ આપ નામદારનો કેદી ગણી લેશો. મોં. ડાર્ટાનો પણ ઘણું કરીને જલદીજ કેદ થવાનો વારો આવશે. ”

રાજાઃ “ શું આ માથાનું ફાટેલપણું ! બસ રાખશો હવે ?”

ટ્રેવિલે પહેલાંના જેટલા જ મોટા અવાજથી બોલ્યો, “ સરકાર, કાંતો મારા બંદુકદારને મુક્ત કરવાનો હુકમ આપો, કે પછી તેનો ન્યાય થવા દો. ”

“ તેનો ન્યાય થશે. ”

ટ્રેવિલેઃ “ ઠીક ત્યારે: નામદાર ! તેમ થશે એટલે તેના વતી તેના ધારાશાસ્ત્રી તરીકે અદાલતમાં ઉભા રહેવાની સરકાર પાસે હું પરવાનગી માગું છું. ”

રાજાને ફરી પાછી બ્હીક લાગી કે, ટ્રેવિલે તપી જશે તો કાંઇક ધાંધલ થશે; આથી તે બોલ્યાઃ “ આ બાબતમાં શ્રીમાન્ કાર્ડિનલને અંગત સંબંધ ન હોત તો—”

રાજા આગળ શું બોલશે તે કાર્ડિનલ સમજી ગયો; તેથી તે વચમાં જ બોલ્યોઃ “ ક્ષમા કરો નામદાર ! મારૂં મન કલુષિત

થયું છે, એમ જો આપ નામદારનું સમજવું હોય, તો આ બાબત ઉપરથી હું મારો હાથ ઉઠાવું છું."

રાજા: "ટ્રેવિલે! તમે મારા પિતાના સોગંદ લઇને કહો કે, આ બનાવ બન્યો તે વખતે અથો તમારી સાથે હતો તેમજ આ બનાવ સાથે તેને કાંઇ સંબંધ ન હતો."

ટ્રેવિલે: "આપશ્રીના વૈભવશાળી પિતાના અને આપ નામદારના પોતાના પણ સોગંદ ખાઇને હું કહું છું કે, આ બનાવ બન્યો તે વખતે અથો મારે ત્યાંજ બેઠેલો હતો. કૃપાળુ! તેને આ બનાવ વિષે બિલકુલ માહિતી જ નથી.

કાર્ડિનલ: "મહારાજા સાહેબને આ બાબતમાં મારે એટલુંજ કહેવાનું છે કે, આવી રીતે જો કેદીઓને છોડી દેવામાં આવે તો પછી ગુન્હાઓ શોધવામાં પોલિસનાં માણસોને ઘણીજ મુશ્કેલીઓ નડે."

ટ્રેવિલે: "પણ ન્યાયાધીશ સન્મુખ અથોને હાજર થવા જ્યારે ફરમાન થશે ત્યારે તે જરૂર હાજર થશે. તે નાસી ન જાય તેને માટે હું જવાબદાર છું."

રાજાએ કાર્ડિનલ તરફ જોઇ, ઝીણા અને વિનતિભર્યા સ્વરે કહ્યું: "ટ્રેવિલેનું કહેવું ખરૂં છે. અથોને હું ઓળખું છું. તે ક્યાંયે નાસી જાય તેવો નથી. વળી બંદુકદારોને તેના છૂટકાથી રાજ્ય પ્રત્યે વિશ્વાસ રહેશે. તેઓ એમ સમજી શકશે કે, આ રાજ્યમાં નિર્દોષની સલામતિ સચવાય છે. આવી આશ્વાસનભરેલી રાજનીતિ ગ્રહણ કરવામાં આપણને લાભ છે."

તેરમા લુઇની આ રાજનીતિ જાણીને કાર્ડિનલને હસવું આવ્યું. તેણે કહ્યું: "આપ નામદારની ઇચ્છામાં આવે તેવો હુકમ કરો. ક્ષમા આપવાનો અધિકાર આપને જ છે."

ટ્રેવિલેએ અત્રે વળી જરાક જોશથી કહ્યું: "ક્ષમા અપરાધીને કરવાની હોય છે. મારો બંદુકદાર તો નિરપરાધી છે. આપના હુકમને હું દયા તરીકે નહીં પણ ન્યાય તરીકે જ સ્વીકારું છું."

રાજાઃ "તેને લ ઇવેક કિલ્લામાં રાખેલો છે કે?"

ટ્રેવિલેઃ "હા, નામદાર. તેને એકાન્ત કેદમાં એક તુચ્છમાં તુચ્છ ગુન્હેગારની માફક પૂરી મૂકેલો છે."

રાજાઃ "એતો બહુજ ત્રાસદાયક! ખરેખર, હવે શું કરવું?"

કાર્ડિનલે નિશ્ચિતપણાનો ડોળ કરીને કહ્યું: "તેને છોડી દેવાના હુકમ ઉપર આપ સહી કરશો એટલે આ પંચાતનો નિવેડો આવી જશે. અથો માટે મોં. ટ્રેવિલેએ ભારે મહેનત કરી!"

કાર્ડિનલે સરલતાનો દેખાવ કરીને કહેલી આ વાત ટ્રેવિલેને રુચિકર થઈ પડી નહીં; કારણ કે તેને વહેમ ગયો કે, આ સરલતાના પડદા પાછળ કોઈ બીજું જબરું ધાંધલ અવશ્ય ઉભું થવાનું.

રાજાએ હુકમનામા ઉપર સહી કરી. ટ્રેવિલે તે હુકમનામું લઇને તરત જ લ ઇવેક કિલ્લા તરફ ગયો. ટ્રેવિલેની મહેનત અંતે સફલ થઈ અને અથોનો એકદમ છૂટકો થયો. અથોની શાન્ત પ્રકૃતિમાં અત્યારે પણ એક રતિભાર ઘટાડો થયો ન હતો!

ટ્રેવિલે, રાજાજીની રજા લઇને તેમની પાસેથી વિદાય થયા બાદ કાર્ડિનલે બહુજ ગંભીર મુદ્રા ધારણ કરી રાજાને કહ્યું: "આપ નામદાર હવે રાજકાજમાંથી નિવૃત્ત થયા છો અને જયારે સ્વસ્થપણે એકાન્તમાં છો ત્યારે એક વિશેષ મહત્ત્વની વાત આપને કહેવા માગું છું. ડયૂક ઑફ બકિંગહામ આપણી રાજધાનીમાં આવીને પાંચ દિવસ રહ્યા બાદ આજ સહવારે જ અહીંથી ચાલ્યા ગયા છે!"



## પરિચ્છેદ ૧૯.

## મહારાણીનું અપમાન !



કાર્ડિનલે રાજાને બકિંગહામ સંબંધી જે વાત કહી, તેની રાજા ઉપર શી અસર થઇ હશે, એની કલ્પના કરવી અશકય ન હતી. ઘડીકમાં તે લાલચોળ થઇ જતા તો ઘડીકમાં ફિક્કાફચ્ચ પડી જતા. થોડીકવાર આ સ્થિતિમાં રહ્યા બાદ રાજાએ કહ્યું: “ ડયૂક ઓફ બકિંગહામ પારિસમાં આવ્યો હતો ? શા માટે ? ”

કાર્ડિનલ: “ આપના પાખંડમતવાદી શત્રુઓ અને સ્પેનિશોની સાથે કાવતરાં કરવા માટે ! ”

રાજા: “ એમ ? એની તો મને બિલકુલ ખબર નથી ! મૅડમ ડ શેવર્સ અને મેડમ ડ લોગવિલે દ્વારા રાણી સાથે મસલતો કરી, મારા નામને બટ્ટો લગાડવાનોજ તેનો કાંઇ ઇરાદો હોવો જોઇએ. ”

કાર્ડિનલ: “ આપ નકામો વહેમ લઇ જાઓ છો ! રાણી સાહેબનું ચારિત્ર વિશુદ્ધ છે અને આપના ઉપર તેમની અત્યંત પ્રીતિ છે. ”

રાજા: “ સ્ત્રી જાત ચંચલ છે. વળી રાણી મારા ઉપર કેટલો પ્રેમ રાખે છે તે તો હું એકલોજ જાણું છું ! ”

કાર્ડિનલ: “ પણ મારૂં કહેવું તો એજ છે કે, ડયૂક ઓફ બકિંગહામ રાજકીય ચળવળ માટેજ અહીં આવ્યા હોવા જોઇએ ”

રાજા: “ મારી પણ ખાત્રી છે કે, તે બીજાજ કામ માટે આવ્યો હતો. રાણી અપરાધી હશે, તો તેને ખબર પડશે કે, મારે હાથે અપરાધીની અવદશા કેવી રીતે થાય છે. ”

કાર્ડિનલ: “ આ બાબતમાં વધુ ચર્ચા કરતાં મને બહુ ના ખુશી ઉપજે છે; તો પણ આપને ખાતર મારે તે ચર્ચા બંધ કરવી ન જોઇએ એમ મને લાગે છે. ગઇ કાલે રાત્રે રાણી સાહેબ ઘણા વખત સુધી જાગ્યાં હતાં અને સહવારે તો તે ખૂબજ રડયાં હતાં. વળી આજે આખો દિવસ તે કાંઇક લખ્યાં કરતાં હતાં, એમ મેડમ ડ લનોય કહેતી હતી. આપના હુકમ મુજબ, આવી બધી હકિકતોની બાતમી મેળવવા માટેજ મેં મેડમ ડ લનોયને તેમની પાસે રાખી છે, એ આપશ્રી જાણો છો. ”

રાજા: “ બરાબર ! તે તેનેજ પત્ર લખતી હોવી જોઇએ. કાર્ડિનલ સાહેબ ! કાંઇ ચિન્તા નહી. રાણીના બધા કાગળો મારે જોવા પડશે. ”

કાર્ડિનલ: ‘ પણ સરકાર, એ બને કેવી રીતે ? મારી ખાતર આપ તે કાગળો જોવા આ પ્રકારની તકલિફ ઉઠાવો, એ મને તો ઠીક લાગતું નથી. ”

રાજા: “ આવી બાબતોમાં પૂર્વકાળમાં કેવી રીતે કામકાજ થતું તે તમે કયાં નથી જાણતા ? મશેંલ ડ એંક્રેની ઝડતી આવા જ સંશયોને લીધે લેવાઇ હતી. પ્રથમ તેની ઓરડીની અને પછી તેના શરીરની પણ ઝડતી લેવામાં આવી હતી. આ દાખલો શું તમને યાદ નથી ? ”

કાર્ડિનલ: “ તે સ્ત્રી તો માત્ર એક જાગીરદારની સ્ત્રી હતી; પણ અહીં તો ફ્રાન્સનાં મહારાણીનો પ્રશ્ન છે. ”

રાજા: “ તેથી શું થઇ ગયું ? અપરાધ તે તો અપરાધ જ છે ! જેમ માણસ ઘણું મોટું તેમ તેના અપરાધની શિક્ષા પણ ઘણીજ મોટી. હવે હું આ સંબંધમાં ઘણોજ કંટાળી ગયો છું; આથી મારે તેનો કોઇને કોઇ રીતે નિકાલજ કરી દેવો છે. રાણીની તહેનાતમાં કોઇક લા પોર્ટ નામનો દૂત છે, ખરૂં ને ? ”

કાર્ડિનલ: “ એજ માણસ આ કારસ્થાનોમાં વચલું સાધન છે, એમ હું ધારૂં છું. ”

રાજા: “ ત્યારે તો આ બધી બાબતોની તમને ખબર હોય, એમ લાગે છે ! ”

કાર્ડિનલ: “ મેં આપને વારંવાર કહ્યા કર્યું છે કે, રાણી સાહેબ રાજદ્વારી ભાંજગડમાંજ ગુંથાયલાં છે. તેમના ચારિત્રને ઉદ્દેશીને મેં કશુંયે કહ્યું નથી, નામદાર ! ”

રાજા: “ ત્યારે હું એમજ ધારી લઉં છું કે, તે બન્ને જાતની ભાંજગડમાં પડેલી છે. રાણીની મારા ઉપર પ્રીતિ નથી—બીજા કોઇની ઉપરજ છે. વળી તે બીજો કોઇ માણસ, ડ્યૂક ઑફ બકિંગહામજ છે. તે પારિસમાં હતો તે વખતે તમે તેને કેમ પકડયો નહીં ? ”

કાર્ડિનલ: “ ઇંગ્લાંડના રાજાના પ્રધાનને આપણાથી કેમ પકડી શકાય ? નામદાર, એવું કરીએ તો ભારે ધાંધલ મચી રહે. હજી પણ મારૂં માનવું છે કે, રાણી સાહેબના ચારિત્ર માટે આપનો સંશય ખરો નથી. ”

રાજા: “ ત્યારે તે લપાતો છૂપાતો, ચોરની માફક આ દેશમાં કેમ આવ્યો હતો ? એટલા માટેજ તેને—”

મહારાજા અહીં બોલતાં અટકી ગયા. કાર્ડિનલ લાંબી ગર્દન કરીને જીજ્ઞાસા વૃત્તિથી તેમના સામે જોઇ રહ્યો. કેટલીકવાર સુધી

રાજાએ કાંઇ શબ્દોચ્ચાર ન કર્યો એટલે કાર્ડિનલે કહ્યું: "તેને—શું ?"

રાજા: "કાંઇ નહીં. પણ કાર્ડિનલ સાહેબ ! પારિસમાં તે હતો ત્યાં સુધી તમે તેના ઉપર નજર રાખી હતી ?"

"હા, સરકાર !" "તે કયાં ઉતર્યો હતો ?"

"ડ લા હાર્પ રસ્તા ઉપર નં. ૭૫ ના ઘરમાં !"

"એ રસ્તો કયાં આવ્યો ?" "લુકસુંબર પાસે."

"રાણી સાથે તેનો મેળાપ થયો નથી, એની તમને ખાત્રી છે ?"

"હું ધારૂં છું કે, રાણી સાહેબને પોતાના કર્ત્તવ્યનું પૂરે પૂરૂં ભાન છે."

"પણ તેમની વચ્ચે પત્રવહેવાર થયો હોવો જોઇએ. આજ આખો દિવસ તે તેનેજ પત્ર લખતી હોવી જોઇએ. ડયૂક રિશેલ્યુ ! મને એ પત્રો મળવાજ જોઇએ."

"પણ, નામદાર !—"

"ત્યારે એમજ કહો ને કે તમે તેના પક્ષના છો ? શા માટે તમે મારી વિરૂદ્ધ પડો છો ? તમે અંગ્રેજો સાથે મળી ગયા હશો; તમે, મેડમ ડ શેવર્સ અને રાણી, એ ત્રણે જણ કાવતરાંખાજ છો !"

"મારા ઉપર પણ આ વાગ્બાણો છૂટશે, એવી મેં આશા રાખી ન હતી !"

"મારે બીજું કાંઇ સાંભળવું નથી. મને રાણીના પત્રો મળવાજ જોઇએ."

"તે મેળવવાનો એકજ માર્ગ છે." "કિયો ?"

" સરકારી મહોર રાખનાર અધિકારી મોં. ડ. સિગ્વરને આ કામ સોંપવું જોઇએ."

" તાબડતોબ તેને બોલાવો. "

" ઘણે ભાગે તે અત્યારે મારા ઘરમાંજ હશે; કારણ કે, મેં તેને બોલાવ્યો હતો. હું અહીં આવતી વખતે મારા નોકરોને કહેતો આવ્યો હતો કે, મોં. સિગ્વર આવે એટલે એને બેસાડી રાખજો. "

" તાબડતોબ તેને બોલાવો. "

" જેવી સરકારની આજ્ઞા; પણ..."

" પણ—શું ? "

" રાણી સાહેબ પોતાના પત્રો તપાસવા દેશે નહીં તો ? "

" મારો હુકમ હોવા છતાં પણ ? "

" હા. મોં. સિગ્વર આપના હુકમથીજ તપાસ કરનાર છે, એવું રાણી સાહેબને ખુલ્લે ખુલ્લું કહેવામાં નહીં આવે તો તેઓ આ તપાસ નહીંજ કરવા દે. "

" ત્યારે તો હું જાતે જઇને તેને કહી આવું છું કે, સિગ્વરની તપાસમાં ખલેલ કરવી નહીં. "

" કૃપાળુ ! આટલી બધી હદ સુધી આ વાત જાય, એમ થતું અટકાવવાને મેં બનતી શકતો યત્ન કર્યો છે, એ આપના ધ્યાનમાં રહેશેજ ! "

" હા, ડ્યૂક ! હા. તમે રાજાની દયા પામ્યા છો. એ મારા ધ્યાનમાં રહેશે. હું એ વિષે [illegible] ફુરસદે તમારી સાથે વાતચિત કરીશજ."

" આપની સેવામાં ગમે ત્યારે પણ હું હાજર રહીશ. ફ્રાન્સ દેશનાં રાજા રાણી વચ્ચે સંપ રહે, એ માટે હું બહુ

ઉત્સુક છું. એ સંપ રાખવા માટે ગમે તે કાંઇ કરવું પડશે, તે હું ઘણા અભિમાનથી અને આનંદથી કરીશ. ”

“ હવે તમે જાઓ અને સિગ્વરને અહીં મોકલો; પછી બીજી વાત. હું રાણી પાસે જઉં છું.”

રાજાસાહેબ, તે પછી, રાણીના મહેલમાં ગયા. રાણી પોતાની દાસીઓ સાથે ત્યાં બેઠેલાં હતાં. એક દાસી મોટેથી કાંઈક વાંચતી હતી અને બાકીની બધી તેના તરફ ધ્યાન આપી રહી હતી. રાણીનું ધ્યાન વાંચન તરફ નહોતું. પોતે કાંઇક ઔર વિચારમાં તલ્લીન હતાં. પોતાના વિચારોમાં કાંઇ અંતરાય ન આવે એ હેતુથી તેમણે દાસીને મોટે સાદે વાંચવાની આજ્ઞા આપી હતી.

રાણીના વિચારોમાં આનંદનો અંશ ઘણોજ થોડો હતો. બલ્કે, દુઃખનો ભાગ સવિશેષ હતો. પોતાના પ્રત્યે રાજાના અવિશ્વાસને લીધે અને કાર્ડિનલ તરફથી થતા છૂપા ત્રાસને લીધે તેમને ઘણી ગભરામણ થયા કરતી. કાર્ડિનલ રાણીને શા માટે ત્રાસ આપતો હતો એનું ગુહ્ય કારણ જોવા જઇએ તો તે કેવળ સ્વાર્થી જ હતું. રાણી આગળ કાર્ડિનલે એક વખત પ્રેમયાચના કરી હતી: પરન્તુ રાણીએ તેનો ચોખ્ખો તિરસ્કાર કર્યો હતો ! રાણીના ત્રાસનું ખાસ કારણ આ જ હતું. રાણીનાં સાસુ મેરી મેડિસિને પણ કાર્ડિનલે આવોજ ત્રાસ આપ્યો હતો, એની રાણીને ખબર હતી; પણ રાણીનાં સાસુ કરતાં ખુદ રાણી ઉપર કાર્ડિનલને વિશેષ વેર હતું; કારણ કે, સાસુએ પુત્રવધૂની પેઠે કાર્ડિનલને બખડાવ્યો નહતો !

કાર્ડિનલ અંગત સંતાપનું વેર આ રીતે ઑસ્ટ્રિયાની એન ઉપર રાજદ્વારી પ્રપંચના રૂપમાં વાળતો હતો. અનેક બહાનાં કાઢીને તેણે રાણીના મિત્રો અને વિશ્વાસુ નોકરોને દૂર

કર્યો હતા. કેટલાક જીવ એવા દુર્દૈવી હોય છે કે, તેમના ઉપર કોઇની થયલી કૃપા પણ સંકટોનાં નિમન્ત્રણ રૂપ થઇ પડે છે. મેડમ ડ શેવર્સ અને મેડમ ડ વર્ને રાણીનાં કૃપાપાત્ર બન્યા હોવાથી તેમને તો હદપાર કરવામાં આવ્યાં હતાં અને રાણીના વસ્ત્રભંડારના મુખ્ય અધિકારી લા પોર્ટને હમેશાં દહેશત રહેતી કે રખેને પોતાને હમણાંજ કેદ કરવામાં આવશે. આ વાત રાણીથી અજાણી નહોતી. તે આવા આવા અનેક સંકટાગમ અને દુઃખના વિચારોમાં ગર્ક રહેતાં. અત્યારે પણ તેમના ચિત્તને એજ વિચારો મુંઝવી રહ્યા હતા; એટલામાં દરવાજો ઉઘડયો અને રાજાસાહેબ ત્યાં આવીને ઉભા રહ્યા.

દાસીઓ એકદમ સફાળી ઉભી થઇ ગઇ. વાચન બંધ પડ્યું અને સર્વે નિઃસ્તબ્ધ બની ગયાં. રાજાએ આ વખતે હંમેશનો પોતાનો શિષ્ટાચાર તોડયો નહીં. તેઓ સિદ્ધા રાણી પાસે ગયા અને ધ્રુજતા અવાજે બોલ્યાઃ "હમણાંજ અહીંઆ મો. સિગ્વર આવશે અને મેં તેમને આપેલો હુકમ તમને કહેશે."

રાણીઃ "એમ કેમ? મો. સિગ્વર મને હુકમ કહી સંભળાવે તેના કરતાં આપજ તે કહોને?"

મહારાજા કાંઇ પણ ઉત્તર ન દેતાં એકદમ ત્યાંથી જતા રહ્યા. આ કમનસિબ રાણી બહુ મુંઝવાઈ ગયાં. મોં. સિગ્વર કેવી જાતનો હુકમ કહી સંભળાવશે, એને માટે તેમના હૃદયમાં બહુ તર્કવિતર્ક થઇ રહ્યા. એટલામાં પહેરેગીરે આવીને કહ્યુંઃ "મો. સિગ્વર અંદર આવવાની પરવાનગી માગે છે." રાણીઃ "આવવા દે."

આટલું કહીને તેઓ ભવ્યમુદ્રા ધારણ કરીને એક ખુરશી ઉપર બેઠાં. બધી દાસીઓને પણ તેમણે પોતાની આસપાસ

બેસવાનો હુકમ કર્યો અને એટલામાંજ રાજ્ય મહોરનો અધિકારી મો. સિગ્વર આવી પહોંચ્યો.

રાણીએ તેને કહ્યું: "કેમ? તમારે અહીં શા માટે આવવું પડયું?"

સિગ્વર: "મહારાજા સાહેબના હુકમથી આપ નામદારના બધા કાગળો મારે તપાસવાના છે. મને આશા છે કે, આપ એ હુકમ મુજબ, મને એ કાર્ય કરવા દેશો. આપને હું ખાત્રી આપું છું કે, તેમ કરતાં આપનો યોગ્ય માનમરતબો જાળવવામાં મારા તરફથી જરાકે ખામી આવશે નહીં."

રાણી: "શું ફ્રાન્સની રાણીના કાગળો, રાજ્યનો તેના તાબાનો એક નોકર તપાસશે? ખરેખર, આવી શરમભરી વાત તો મેં ક્યાંયે સાંભળી નથી!"

સિગ્વર: "માનવન્તા મહારાણીશ્રી! હું આપનો તેમજ રાજાસાહેબનો નોકર છું. તે નામદારનો હુકમ મારે બજાવવોજ જોઇએ, એનો વિચાર કરીને આપ મને ક્ષમા કરશો. હું લાચાર છું કે, મારી ફરજ બજાવવા જતાં મારે કોઈ હોદ્દા પ્રત્યે લક્ષ આપવાનું નથી. મહારાજા સાહેબ તેથીજ આપને મોઢામોઢ પોતાનો હુકમ સંભળાવી ગયા છે."

રાણી: "મહારાજા મને ગુન્હેગારજ ધારી બેઠા લાગે છે! સારૂં, બજાવો તમારી ફરજ! એસ્ટેફના, મારાં ટેબલ, કબાટ વગેરેની કુંચીઓ આપી દે, આ અધિકારીને!"

મો.. સિગ્વરને કાર્ડિનલે બહુ વિચાર કરીનેજ આ કાર્ય માટે પસંદ કર્યો હતો. આ અધિકારીને શું મેળવવાનું છે, એની મૂળથીજ ખબર હતી. તે સારી પેઠે જાણતો હતો કે, રાણીનો એક ખાનગી કાગળ પોતાને લઇ જવાનો છે. વળી તે જાણતો

હતો કે, એવા ખાનગી કાગળો રાણી ટેબલ કે કબાટમાં કદી પણ મૂકે નહીં· એટલે તેમાંથી તો કાંઇ મળનારજ નથી, એની તેને પ્રથમથી ખાત્રી હતી. આમ છતાં તેણે ટેબલ અને કબાટમાંના કાગળીઆં તપાસ્યાં પણ તે તપાસ વ્યર્થ નીવડી. હવે તેણે રાણીના અંગની ઝડતી લેવાનું કાર્ય કરવાનું હતું. તે રાણીજી તરફ વળીને બોલ્યોઃ "હવે માત્ર એકજ મોટું કામ કરવાનું બાકી રહે છે."

"કિયું ?"

"નામદાર મહારાજાને ખાત્રી છે કે, આજે આપે અમુક કાગળ લખ્યો છે. એ કાગળ આ બધા કાગળોમાં નથી એટલે ચોક્કસ તે આપની પોતાનીજ પાસે હોવો જોઇએ."

રાણીએ ડોળા કાઢીને કહ્યું: "ત્યારે શું તમારે મારી આબરૂ ઉપર હાથ નાંખવો છે ?"

"હું સરકારનો તાબેદાર નોકર છું. રાણીસાહેબ ! સરકારનો હુકમ મારે અક્ષરે અક્ષર પાળવો જોઇએ."

"ખરૂં છે. કાર્ડિનલના ગુપ્ત દૂતોએ આંખમાં તેલ આંજીને સ્વામિનિષ્ઠા બતાવ્યાં કરી છે, એમાં તો શક નથી ! તમે જે કાગળની વાત કરી તે ખરી છે. વારૂ. તે કાગળનું શું છે ? એ કાગળ આ રહ્યો મારી પાસે !"

આમ કહીને તેમણે પોતાના વક્ષઃસ્થળ ઉપર હાથ મૂક્યો.

"આપને મારી વિનતિ છે કે, તે કાગળ મને આપી દેશો."

"મહારાજા સિવાય બીજા કોઇને તે મળી શકશે નહીં."

"તેમ હોત તો તે નામદાર પોતેજ એ પત્ર આપની પાસેથી માગી લેત; પરંતુ તેમ ન કરતાં એ કાર્ય તેમણે મને સોંપ્યું

એટલે મારે તે બજાવવુંજ જોઇએ."

"એ કાગળ હું ન આપું તો ?......"

"હું તે ઝુંટવી લઇશ. મને તેમ કરવાનો સ્પષ્ટ હુકમ છે."

"તમે શું બોલો છો તેનો કાંઇ વિચાર આવે છે ?"

"હા, નામદાર ! આપના શરીરની પણ ઝડતી લેવાનો મને હુકમ થયેલો છે."

રાણીઃ "શરમ છે ! આ હુકમ બહુજ ભયંકર છે !"

સિગ્વરઃ "ત્યારે આપ નામદાર સમજી જઇને આ બાબતનો નિવેડો લાવશો, એવી મારી આપને વિનતિ છે."

"પણ મર્યાદા બહારની આ આજ્ઞા વિષે શું કહેવું ?"

"મહારાણીશ્રી ! આમાં મારો કાંઇ ઇલાજ નથી !"

"હું એ તો સહન કરી શકીશ નહીં. આના કરતાં તો મરવું બહેતર !"

સિગ્વરે ઘણીજ નમ્રતાથી રાણી આગળ પોતાની ગર્દન ઝુકાવી. જેમ એક પારધી પોતાનો શિકાર લેવા આગળ વધે, તેમ તે એક પગલું આગળ ગયો અને રાણીના શરીર તરફ તેણે પોતાનો હાથ લંબાવ્યો. ફિક્કા ચહેરા સાથે રાણી દૂર ખસી ગયાં. તેમણે પોતાના ડાબા હાથવતી મજકુર પત્ર પોતાના વક્ષઃસ્થળમાંથી બહાર કાઢયો અને સિગ્વર તરફ ફેંકીને કહ્યું: "લે આ કાગળ ! એકદમ અહીંથી તારૂં મ્હોં કાળું કર !"

પત્ર લઇ, રાણીને નમન કરી, સિગ્વર જતો રહ્યો. રાણી બેશુદ્ધ થઇ કોચ ઉપર પડી ગયાં.

સિગ્વરે રાજા પાસે જઇ, તે પત્ર તેમને આપ્યો. ધ્રુજતે

હાથે રાજાએ તે શકદમ ઉઘાડીને જ્યારે વાંચ્યો ત્યારે સ્પેનના રાજાપર તે લખેલો જણાયો ! તે પ્રેમ–પત્ર નહતો,'તેથી તેમને કાંઇક રાહત વળી.

કાગળ : બીજું કાંઇ નહોતું. રાણીએ કાર્ડિનલને તેના હાલના અધિકારથી દૂર કરવાની ખટપટ કરવા માટે તેમાં એવી સૂચના કરી હતી કે, પોતાના ભાઇએ અને ઓસ્ટ્રિયાના રાજાએ બન્નેએ મળીને કાર્ડિનલનાં કારસ્થાનને લીધે પોતાના રાજ્યને થએલું નુકસાન ભરપાઇ કરવા માટે ફ્રાન્સ દેશ સાથે યુદ્ધ શરૂ કરવાનું બહાનું કાઢવું; અનેએમ કરતાં ફ્રાન્સના રાજા ગભરાઇ જાય એટલે કાર્ડિનલને તેના અધિકારપરથી દૂર કરવા તેમને ફરજ પાડવી–આવો ભાવાર્થ તે પત્રમાં હતો; પરંતુ પ્રેમવિષયક વાતની તેમાં ગંધ સરખી પણ નહોતી !

પત્ર વાંચી રાજાને ઘણો આનંદ થયો. તેણે કાર્ડિનલ હજી રાજમહેલમાં છે કે નહીં, તેની તપાસ કરાવી. તે હજુ રાજમહેલમાં તેની કામ કરવાની ઓરડીમાં જ છે, એ વાત જાણતાંજ રાજાએ તેની પાસે જઇને કહ્યું: “ આ જુઓ, ડ્યૂક ! મારો અંદેશો ખોટો પડયો અને તમે કહેતા હતા તેજ ખરૂં નીકળ્યું ! આમાં સર્વ કારસ્થાન તમારી વિરૂદ્ધ છે; પરંતુ પ્રેમવિષયક એક અક્ષર પણ નથી. માત્ર એટલુંજ કે, તેમાં તમારી સંભાવના ઘણીજ ન્યારી કરી છે ! ”

કાર્ડિનલે તે પત્ર લીધો અને લક્ષપૂર્વક વાંચ્યો. એક વખત છેવટ સુધી વાંચી, ફરી બીજી વખત તે સાદ્યંત વાંચ્યો. પછી તે બોલ્યોઃ “ જોયું સરકાર, મારા શત્રુઓ ક્યાં સુધી પહોંચી ગયા છે ? આપ જો મને નોકરીપરથી કાઢી નહીં મૂકો, તો પછી

આપને બે દેશના રાજાઓ સાથે લઢાઇ કરવી પડશે. હું જો આપની જગ્યાએ હોત, તો સરકાર, મેં તો ક્યારનોએ મારા પ્રધાનને ઘેર બેસાડયો હોત. ખરેજ; હવે તો મને જરાકે મહેનત કરવી ગમતી નથી, અને ખુશીથી હું મારો ઓદ્ધો છોડી દેવા તૈયાર છું. ”

“ તમે આ શું કહો છો, ડયૂક ? ”

“ કામના અસહ્ય દબાણથી અને હંમેશની ચાલૂ મહેનતને લીધે હાલમાં મારી તબિયત સારી રહેતી નથી. લા રોશેલ શહેરને ઘેરો ઘાલવાનું કામ, મને લાગે છે કે, હવે મારા હાથથી થશે નહીં; એટલા માટે તે કામપર બીજો કોઇ સિપાઇ બચ્ચો આપ નીમશો તો ઘણું સારૂં થશે ! હું એક ધર્માધિકારી હોવાથી, વાસ્તવિક રીતે જોતાં, મારૂં કામ રાજમહેલમાં પડી રહેવાનું નથી. વળી, મને રજા આપવાથી આપના ગૃહરાજયમાં શાંતિ ફેલાશે અને તેથી ઘર બહાર તેમજ રાજયની બહાર પણ આપને આનંદ મળશે. ”

“ ડયૂક ! તમારી ગુંચવણ હું સમજયો પણ તમે ખાત્રી રાખજો કે, આ પત્રમાં જેનો જેનો સંબંધ આવે છે તે સર્વને યોગ્ય શિક્ષા થશે; વધુ તો શું, પરન્તુ રાણીને પણ તેવી શિક્ષામાંથી મુકત રાખવામાં આવશે નહીં. ”

“ સરકાર, આપ આ શું બોલો છો ! પરમેશ્વર કરે અને મારે માટે રાણી સાહેબને બિલકુલ ત્રાસ કે દુઃખ ભોગવવું ન પડે ! તેઓ તો હંમેશાં મને પોતાનો શત્રુજ સમજતાં આવ્યાં છે; તોપણ સરકાર આપ જાણો છો કે, હું હંમેશાં આપની મરજીથી પણ વિરૂદ્ધ જઇ, તેમની તરફથી બોલું છું ! હા, તેમણે પોતાના નામને બટ્ટો લાગે એવું વર્તન કર્યું હોય તો તે વાત

જૂની છે અને તેવે સમયે હું સર્વની પહેલાં એ બાબતમાં બિલકુલ ક્ષમા ન કરવા માટે આપને કહીશ, પણ આનંદની વાત છે કે, અહીં તેવું કાંઇ છેજ નહીં; અને તે સંબંધમાં આજરોજ સરકારના હાથમાં આવેલા આ નવીન પુરાવાથી ખાત્રી થઇજ હશે.”

“તે ખરૂં, કાર્ડિનલ સાહેબ ! હંમેશ મુજબ આજે પણ તમારૂંજ કહેવું ખરૂં ઠર્યું છે પરંતુ હજુ પણ રાણી ઉપરનો મારો ક્રોધ કાયમજ રહેશે અને તે યોગ્ય પણ છે.”

“સરકાર ! ખરૂં જોત તો આજની વાતમાં રાણી સાહેબજ આપનીપર રોષ કરે, એવી આપની કૃતિ હતી. આપે આજ તેમની સાથે ઘણીજ કઠોરતાથી વર્તન ચલાવ્યું છે, અને એટલા માટે તેમને આજ ઘણો જ ક્રોધ ચઢયો હોય, તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી.”

“હું મારા અને તમારા શત્રુઓ સાથે તો હંમેશાં આવીજ રીતે વર્તીશ—પછી તે ગમે તેટલા મોટા હોય, અગર તેમ કરવાથી મારાપર ગમે તે સંકટ આવી પડે, તેની મને પરવા નથી.”

“રાણી સાહેબ મારાં શત્રુ હશે, પણ આપનાં તો નથીજ. આપના પ્રત્યે તો તેમની ઘણી પ્રીતિ છે. તેઓ સ્વભાવે નમ્ર અને વર્તનમાં શુદ્ધ છે; એટલા માટે તેમના તરફથી એક વિનતિ કરવાની આપ મને પરવાનગી આપશો ?”

“પ્રથમ તેનેજ નમીને મારા પાસે આવવા દો. પછી જોઇશું.”

“ના સરકાર. આપજ તેમ કરીને દાખલો બેસાડો. પહેલી ભૂલ પણ આપનીજ છે.”

“શું ? પ્રથમ હું તેની પાસે જઉં ? નહીં, બિલકુલ નહીં.”

“સરકાર, તેમ કરવાને હું આપને વિનતિ કરૂં છું.”

“પણ, હું પ્રથમ તેની પાસે જઇને કરૂં શું ?”

"તેમને રૂચિકર થઇ પડે એવી કોઇ વાત કરો."

"કઇ વારૂ ?"

"રાજમહેલમાં નૃત્ય–સમારંભ કરાવો. આપ જાણો જ છો કે રાણી સાહેબને નૃત્યનો ઘણો શોખ છે. એવી બાબતો આગળ એક ક્ષણવાર પણ તેમનો ક્રોધ ટકી શકશે નહીં."

"ડયુક ! તમે જાણો છો કે મને હવે એવી બાબતોનો કંટાળો આવ્યો છે."

"એવી બાબતોનો આપને કંટાળો આવ્યો છે; તે છતાં પણ આપ તેથી રાણી સાહેબને આપનાં વધુ આભારી બનાવશો. વળી એ પ્રસંગે આપે તેમને આપેલી પેલી રત્નપદકોની માળા પહેરવાનો પણ લાભ મળશે. આપે તેમને જ્યારથી તે માળા આપી છે, ત્યાર પછી એકકે વખતે તે પહેરવાનો પ્રસંગ તેમને મળ્યો નથી."

"ભલે, ઠીક છે; તેનો વિચાર કરીશું." રાજાએ આવો જવાબ આપ્યો તેનું કારણ એ કે, પોતાના મનમાં ધોળાતો કાંઇ પણ ભયંકર અપરાધ રાણી તરફથી બન્યો નથી, એ વિચારથી તે રાણી સાથે થયેલી તકરાર પતાવવાને બની શકતો પ્રયત્ન કરવા અંદરખાનેથી તૈયાર હતા. તેમણે થોડીવાર પછી કહ્યું: "ગમે તેમ, પણ કાર્ડિનલ, તમે રાણીનો ઘણોજ પક્ષ તાણો છો એમાં તો શક નથી."

"સરકાર, ક્ષમાશીલતા એ રાજાનો મોટો ગુણ છે. આપ તેનો ઉપયોગ કરો અને ફાયદો કરી લ્યો. સખ્તાઇ વાપરવાનો સમય આવે ત્યારે તે કામ પ્રધાનનેજ સોંપવું સારૂં."

એટલામાં અગીઆરના ટકોરા વાગવા માંડયા. તે સાંભળીને કાર્ડિનલે રાજાને નમન કરીને જવાની રજા માગી. જતાં જતાં રાણીને સમજાવવા માટે ફરી એક વખત રાજાને વિનતિ કરવા

તે ભૂલ્યો નહીં.

રાજાએ તે પછી રાણીની મુલાકાત લઇ, તેના અપમાન માટે પશ્ચાત્તાપ કરી, નૃત્ય–સમારંભની વાત કહી.

નૃત્ય સમારંભનો દિવસ નક્કી ઠર્યો નહતો; આથી રાજા દરરોજ કાર્ડિનલને દિવસ નક્કી કરવા કહેતા પણ કાર્ડિનલ કાંઇને કાંઈ બહાનાં કાઢી, તે વાત આગળને આગળ મુલત્વી રાખતો હતો.

એમ કરતાં કરતાં આઠમા દિવસે એટલે સપ્ટેંબરની ૨૦ મી તારીખે કાર્ડિનલ ઉપર લંડનની પોસ્ટની છાપવાળો એક પત્ર આવ્યો. તેમાં માત્ર એટલોજ મજકુર હતોઃ " મારા હાથમાં આવ્યાં. પણ, પૈસાની અડચણને લીધે મારાથી અહીંઆંથી નીકળી શકાય તેમ નથી. પાંચસો પિસ્ટલ મોકલો. તે હાથમાં આવતાંજ ચાર પાંચ દિવસમાં હું પારિસમાં આવી પહોંચીશ. "

આ પત્ર હાથમાં આવ્યો તે દિવસે કાર્ડિનલે રાજાના રોજના પ્રશ્નના ઉત્તરમાં અકટોબરની ત્રીજી તારીખે નૃત્ય સમારંભ કરવો એવું કહ્યું અને રાણીસાહેબે તે દિવસે પેલો રત્નહાર પહેરવા ભૂલવું નહીં એવું સ્મરણ તેમને આપવાની રાજાને વિનંતિ કરી. અકટોબરની ત્રીજી તારીખ કાર્ડિનલે કેમ નક્કી કરી હતી એ અમારા ચતુર વાચકોને અમારે સમજાવવું જોઇએ. મિલેડીને તેણે લંડન મોકલીને બકિંગહામને રાણીએ આપેલા રત્નહારનાં બે રત્ન કાઢી લેવા સૂચન કરેલું. મિલેડીએ તે પ્રમાણે કાઢી લીધા બાદ, ઉપર જણાવેલો જવાબ લખ્યો. એ પ્રમાણે પૈસા લંડન પહોંચે તેના પાંચ દિવસ–લંડનથી મિલેડી પારિસ આવે તેના પાંચ દિવસ અને ત્રણ દિવસ વધારે–આ હિસાબે કાર્ડિનલે અકટોબરની ત્રીજી તારીખની મુદત ઠરાવી હતી.

# પરિચ્છેદ ૧૭.

## મહારાણીની મહાસેવાનો પ્રસંગ !




ત્ન માલાના સંબંધમાં કાર્ડિનલે બીજી વખત સૂચના કરી, ત્યારે એ વાત રાજાના લક્ષમાં આવ્યા સિવાય રહી નહીં કે, આમાં કાંઇક ગુપ્ત રહસ્ય છે. આવાં ઘણાં રહસ્યો કાર્ડિનલે અણીને સમયે રાજા સામે ઉકેલી દેખાડયાં હતાં અને રાજાને નીચું જોવ-રાવ્યું હતું. એટલે, રાણી સાથે વાતચિત કરતાં એ રહસ્યનો કાંઇ પત્તો લાગે છે કે કેમ, એ જોવાના ઉદ્દેશથી રાજા રાણીના મહેલ તરફ ગયા અને રાણીની આસપાસનાં માણસો સંબંધમાં ફાવે તેમ બોલવાની તેમણે શરૂઆત કરી. રાણીએ તે બધું નીચું મોઢું ઘાલીને સાંભળ્યા કર્યું; પણ રાજાને તે જોઇતું નહોતું. તેમનો તો એવો હેતુ હતો કે, રાણી સામો જવાબ આપે અને એવી રીતે પ્રશ્નોત્તર થતાં થતાં તેમાંથી કાર્ડિનલના રહસ્યનો પત્તો લાગી જાય તો ઠીક. રાજાએ રાણી સાથે પણ વધુ ઝઘડો કરવાનો સપાટો ચાલુ રાખ્યો તેથી છેવટે કંટાળીને રાણી એમ બોલ્યાં: "મહારાજ આપના મનમાં છે શુ તે તો કહો ? એવું તે મેં શું કર્યું છે ? મારા હાથથી કયો ગુન્હો થયો છે તે તો મને જાણવા દો ? હું નથી ધારતી કે, મેં મારા ભાઇને એક પત્ર લખ્યો તે માટેજ આટલી બધી ધમાધમી ચાલે છે !"

આ સિદ્ધા પ્રશ્નનો જવાબ આપવાની રાજાજીને પંચાતી પડી. પરંતુ, તે વખતે તેમને બીજું કાંઇ સુઝયું નહીં અને તેમણે રાણીને નૃત્ય–સમારંભને દિવસે પોતે આપેલો રત્નહાર પહેરવાની

પુનઃ સૂચના કરી.

આ ઉત્તર રાણીને ભયંકર લાગ્યો. તે સમજ્યાં કે, રાજા સર્વ વાત જાણી ગયા છે અને તેથી તે ફિક્કાં પડી ગયાં. તેમણે રાજાને સામો એક શબ્દ પણ કહ્યો નહીં.

તેમની આ ગભરાએલી અવસ્થા જોઇ—તેમ થવાનું કારણ પોતાને ખબર ન હોવા છતાં પણ—રાજાને આનંદ થયો. તેમણે કહ્યું: "કેમ ? મેં કહ્યું તે સાંભળ્યું ને ?"

"હા મહારાજ, સાંભળ્યું."

"ત્યારે તમે નૃત્ય-સમારંભમાં આવશોને ?" "હા."

"રત્નહાર પહેરીને ?" "હા"

આ ઉત્તર આપતાં રાણી વધુ ફિક્કાં પડયાં. રાજાએ તે જોયું અને તેમને વિશેષ ગમ્મત પડી.

રાજાઃ "કેમ ત્યારે હવે ચોક્કસને ? મારે એટલુંજ કહેવાનું હતું."

"પણ આ સમારંભ કયારે કરવાનો ઠરાવ્યો છે ?"

સહજ રાજાને એમ લાગ્યું કે આ પ્રશ્નનો ઉત્તર ન આપવો એટલે તેમણે કહ્યું: "થોડાજ દિવસમાં. નક્કી દિવસ મને સાંભરતો નથી. કાર્ડિનલને પૂછીને કહીશ."

"આ સમારંભ કરવાને કાર્ડિનલેજ આપને કહ્યું હતું કે ?"

"હા, કેમ વારૂ ?"

"ત્યારે તો તે દિવસે રત્નહાર પહેરવા માટે મને વિનંતિ કરવાની પણ, તેણેજ સૂચના કરી હશે !"

"એટલે તેનો અર્થ એવો કે—"

"તેનુંજ, મહારાજ, તેનુંજ આ કામ !"

"પણ તેમાં થયું શું? તેણે સૂચના કરી તેમાં બગડયું શું? રત્નહાર પહેરવાનું કહેવામાં કાંઇ પાપ તો નથી ને?"

"પાપ શેનું?" "ત્યારે તમે આવશો ને?"

"મહારાજ, મેં કયારનીયે હા કહી દીધી છે. ઘડીએ ઘડીએ શું પૂછયા કરો છો?"

"વારૂ ત્યારે, ઘણી સારી વાત." રાજા, એ પછી બહાર નીકળ્યા. રાણીએ રિવાજ મુજબ ઘુંટણ વાળીને, નીચે લળીને, રાજાને નમન કર્યું.

રાજાના ગયા પછી તે સ્વગત જ બોલવા લાગ્યાં: "બસ! થઇ રહ્યું! મારો નાશ થઇ ચૂકયો! સર્વ વાત કાર્ડિનલના જાણવામાં આવી છે, એ નિઃશક છે. તેજ મહારાજાને ચઢાવે છે. હજુ મહારાજા બધી વાત જાણતા નથી, પણ તે હવે જલદીથીજ જાણશે. પછી મારો સર્વસ્વ નાશ થશે, એ નક્કી છે. અરે ભગવાન! મારાપર આ શાં દુઃખ!"

દુઃખના સમયમાં સહુ કોઇને એકલો આધાર પરમાત્માજ લાગે છે. રાણી જે સ્થિતિમાં બેઠાં હતાં, તેજ સ્થિતિમાં તે પરમેશ્વરની સ્તુતિ કરવા લાગ્યાં. ખરેખર, તેમની સ્થિતિ અત્યારે ભયંકર હતી. બકિંગહામ લંડન પાછો ગએલો છે, મેડમ ડ શેવર્સ બહાર ગએલી છે, લા પોર્ટે રાજમહેલ છોડી જવા અશક્ત છે અને પોતાનાપર પણ હંમેશ કરતાં વધુ બારિક નજર રખાય છે! જરૂર, પોતાનું રહસ્ય પોતાનાજ કોઇ માણસે ફોડયું છે, એવો રાણીને શક ગયો, પણ, તે માણસ કોણ, એનો કાંઇ પત્તો મળયો નહીં. આવી સ્થિતિમાં કોઇની પાસે ખુલ્લું મન કરી વાત કરવાથી પણ વિશેષ હાનિ થાય! હવે શું કરવું? અબળા બિચારી

લાચાર હતી. રાણીની આંખમાંથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં. પણ એટલામાં કાળાં વાદળામાં રૂપેરી ચમકારો જણાયો. કોઈકે કહ્યું: "બાઈ સાહેબ, હું શું આપને કાંઈ પણ ઉપયોગી નહી થઈ શકું ?"

રાણી પોતાના દુઃખમાં નિમગ્ન હતાં, ત્યાં ઉપરના શબ્દ તેમને કાને પડયા. એ મમતાભર્યા મધૂર શબ્દ ઉચ્ચારનાર મેડમ બોનેશિયો હતી. તે રાણીના મહેલમાં અંદરની ઓરડીમાં હતી. રાજા અંદર આવ્યા તે વખતે તે પોતાનાં કપડાં ગોઠવવાના કામમાં ગુંથાએલી હતી. આથી રાજા ક્યારે આવ્યા તેની તેને ખબર રહી નહીં. રાજાના આવ્યા પછી તેનાથી બહાર નીકળી શકાયું નહીં, પણ રાજાનું સર્વ ભાષણ તેણે સાંભળ્યું હતું.

રાણીએ પાછળ વળીને જોયું. તેમના એકાન્ત વિચારોમાં ભંગ પડયાથી તે ચોંકયાં; કારણ કે તેમને કલ્પના પણ નહોતી કે પોતાની એકાન્ત દશામાં આવી રીતે ભંગ પડશે! મેડમ બોનેશિયો તેમની સમીપ ગઇ અને બોલી: "રાણી સાહેબ, આપ ગભરાશો નહીં. મારો દેહ આપનોજ સમજજો. મારો દરજ્જો ગમે તેટલો હલકો હશે, તોપણ આ વખતે મને એક યુક્તિ સુઝી છે અને હું ધારૂં છું કે, તેથી આપ આપના અત્યારના સંકટમાંથી મુક્ત થશો."

"કોણ? તું કે? અહીં મારી પાસે આવ. અરેરે! અત્યારે જ્યાં દરેક જણ મારો વિશ્વાસઘાત કરે છે, ત્યાં હું તારાપર પણ કેવી રીતે વિશ્વાસ મૂકી શકું ?"

"બાઇ સાહેબ, એમ ન કહો. પ્રાણ જશે પણ હું આપને દગો નહીં જ દઉં. મારા આ શબ્દો ઉપર આપ વિશ્વાસ રાખો."

અંતઃકરણપૂર્વક ઉચ્ચારેલા શબ્દો સાંભળી રાણીને ખાત્રી થઇ કે તે વિશ્વસનીય દાસી છે.

મેડમ બોનેશિયોએ કહ્યું: "અહીંઆં કેટલાંક લુચ્ચાં માણસો છે, એમાં તો સંશય નથીજ; પરંતુ હું આપને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે આપને ઉપયોગી થઈ પડવામાંજ હું મારા જન્મને સાર્થક સમજું છું. સરકાર કહે છે તે રત્નહાર આપે ડયૂક સાહેબને આપ્યો છે, ખરૂંને ? તે હાર ચંદનની પેટીમાં હતો અને તે પેટી ડયૂક સાહેબના હાથમાં હતી, એ હું જાણું છું."

રાણી ભય પામી આટલાજ ઉદ્‌ગાર કાઢી શક્યાં: "અરે ! પ્રભૂ !"

"એમ ગભરાશો નહીં. તે હાર આપણે પાછો લાવવો જ જોઇએ."

"તે ખરૂં, પણ તે બને કેવી રીતે ?"

"કોઇ માણસને ડયૂક સાહેબ પાસે મોકલવો જોઇએ."

"કોને મોકલવો ? હું વિશ્વાસ મૂકી શકું, એવું કોણ છે અહીંઆં ?"

"તે કામ મને સોંપો. મારાપર વિશ્વાસ રાખો. હું જરૂર એક માણસ શોધી કાઢીશ."

"પણ ત્યાં આપવા માટે મારે એક પત્ર લખી આપવો પડશે."

"હા, પત્ર સિવાય તો ચાલશે જ નહીં. આપના હાથના બે અક્ષરો અને તે પર આપની મહોર—એટલું હશે તો પૂરતું છે."

"પણ, એ બે અક્ષરોથી જ મારો સમૂલ નાશ કેમ નહીં થાય, વારૂ ?"

"હા, તે પત્ર કોઇ દુષ્ટ માણસના હાથમાં પડે તો તેમ થાય ખરૂં; પણ, તે કોઇ એવા ભળતા જ માણસના હાથમાં ન પડે, તેનું જોખમ હું મારે માથે લેઉં છું."

"ત્યારે તો, મારી આબરૂ અને મારૂં જીવન તારા હાથમાં જ મારે સોંપવાં પડશે !"

"હા સરકાર, તેમ કરવું જ જોઇએ અને હું તેને જરાકે આંચ નહીં આવવા દઉં."

"પણ, તે તું કરીશ કેવી રીતે એ તો મને કહે ?"

"મારા વર આજ બે ત્રણ દિવસ થયાં ઘેર પાછા આવ્યા છે. હજુ મારો તેમને મેળાપ પણ થયો નથી. તેઓ મારે માટે ગમે તે કરશે. હું કહીશ કે, તુરત જ તેઓ આ પત્ર લઈ, ત્યાં પહોંચતો કરશે. પત્રમાં શું છે તે જાણવાની તે ઇચ્છા પણ કરશે નહીં. વધુ તો શું ? પણ તે કોના તરફનો છે એટલું પણ તે પૂછશે નહીં."

રાણીએ તે તરુણીના બન્ને હાથ પ્રેમથી ઝાલ્યા અને તે બધું અંતઃકરણની લાગણીથી કહે છે એવું જોઇ, તેમનું હૃદય ભરાઇ આવ્યું. રાણીએ તેને કહ્યું, "તું આટલું કર એટલે તેં મારી આબરૂ અને મારા પ્રાણ બચાવ્યાં, એમ સમજીશ."

"મારા હાથે આપની જે કાંઇ અલ્પ સેવા થાય તે માટે આપે આટલું બધું આભારદર્શન કરવું ન જોઇએ. હું તે વળી કોણ આપની આબરૂ બચાવનાર ? એમજ ધારી લ્યો કે, દુઃખી નો બેલી, પ્રભૂ આપની મદદે છે. ઘાતકી લોકોનાં કારસ્થાનોથી આપના પર આ બધી નક્કામી આપત્તિઓ આવી પડે છે, એ આપની આ તાબેદાર નોકરડી ક્યાં જાણતી નથી ?"

" તું કહે છે તે ખરૂં છે, બહેન."

" પત્ર લખી આપો ત્યારે; વખત વહ્યો જાય છે."

રાણી એક નાના ટેબલ પાસે ગયાં. ત્યાં શાહી, કાગળ, કલમ વિગેરે સર્વ વસ્તુઓ હતી. તેમણે બે ઓળો લખી, તે પત્ર બંધ કરી, એક કવરપર પોતાની મહોર મારી, અને પત્ર તેમાં મૂકીને, મેડમ બોનેશિયોને આપ્યો. પછી તેમણે કહ્યું: " પણ, ખરી જરૂરની વાત તો આપણે ભૂલી જઇએ છીએ !"

" કઇ વારૂ, રાણી સાહેબ ?"—" પૈસાની."

" તે ખરૂં છે. હું કબૂલ કરૂં છું કે મારા વર—"

"—ગરીબ છે. એમ જ ને ?"

" છેક જ ગરીબ છે એમ તો નહીં. પણ તેમનો સ્વભાવ ઘણો જ લોભી છે. એજ તેમની મોટી ખોડ છે. પણ, તેથી આપે કાંઈ ગભરાવું નહીં. તે માટે વળી કાંઇ યુક્તિ કરી શકાશે."

" મારી પાસે પણ પૈસા નથી. પણ ઉભી રહે-" આમ કહી રાણી પોતાના દાગિનાના કબાટ પાસે ગયાં અને તેમાંથી એક રત્નજડિત વીંટી લાવીને તેમણે તે મેડમ બોનેશિયોના હાથમાં આપી અને કહ્યું: " આ વીંટી ઘણી કિંમતી છે. તે મારા ભાઇ—સ્પેનના રાજાએ મને આપી છે; તે મારી પોતાની છે તેથી તેનું ગમે તે કાંઇ કરવાની મને છૂટ છે. તું એ લઇ જા અને બજારમાં વેચી જે પૈસા આવે તે તારા પતિને આપજે અને તેમને તરત જ જવાનું કહેજે."

" એક કલાકમાં જ હું આપની આજ્ઞા મુજબ કરૂં છું."

" પત્રપરનું સરનામું જોયું ને ? લોર્ડ ડયૂક ઓફ બકિંગહામ." રાણી આ શબ્દો એટલા બધા હળવે સાદે બોલ્યાં કે મેડમ બોનેશિયોને પણ તે સાંભળવાની પંચાતી પડી.

"ખુદ તેમના જ હાથમાં આ પત્ર મૂકાશે; એને માટે આપ નિર્ભય રહેશો."

"ઉદાર છોકરી! શાબાશ! જા, જા!" પછી તે સ્વગત બોલ્યાં: "તેના ઉપર મારો ખરો પ્રેમ નથી, એથી તો ઇશ્વર મને આ સંકટમાં સહાય નહીં થયો હોય! નિર્દોષ માણસોની લાજ સાચવનાર એજ દયાળુ સરજનહાર છે, એમાં તો શક નથી."

એ પછી મેડમ બોનેશિયોએ રાણીના હાથને ચુંબન કર્યું; પત્ર પોતાના પોલકામાં સંતાડયો અને પછી તે ઓરડી બહાર નીકળી. દસ મિનિટમાં તે પોતાને ઘેર જઇ પહોંચી. રાણીને કહ્યા મુજબ, તે અત્યાર પહેલાં પોતાના ધણીને, તેની કેદ પૂરી થયા પછી મળી નહોતી. આથી, તેના ધણીને અને કાર્ડિનલને થયેલો સ્નેહ તેના જાણવામાં નહોતો. કાર્ડિનલ તરફથી રોકફર પણ બે ત્રણ વખત બોનેશિયો પાસે આવી ગયો હતો.

મોં. બોનેશિયો ઘેર જ હતો. અત્યારે, તે બિચારો પોતાનો સામાન ગોઠવવાની પંચાતીમાં પડયો હતો. તેના ઘણા સામાનની ભાંગફોડ થઇ હતી. કેટલોક સામાન ગુમ પણ થયો હતો. તેણે કેદમાંથી પાછા આવીને તરત જ પોતાની સ્રી ઉપર સંદેશો મોકલ્યો હતો. આજ તેને પાંચ દિવસ થયા હતા. બોનેશિયોને પોતાની સ્રીની હવે કાંઇ લાગણી નહોતી; કારણ કે, કાર્ડિનલની મુલાકાતથી અને તે પછી રોકફરના તેને ઘેર આવવા જવાથી કાર્ડિનલની મહત્તા વિષે વિચાર કરવાનો તેને ઘણો જ વખત મળ્યો હતો. અમુક વિચારોમાં ફેરફાર થાય અને તે પછી, તેના ફેરફારને લગતું પોષણ નબળા મનના માણસને મળે છે, એટલે તેના મન ઉપર અસર થતાં વાર લાગતી નથી, એ અનુભવસિદ્ધ છે.

મેડમ બોનેશિયોને પણ વિચારનો વખત મળ્યો હતો. તેના વિચારોનો ઘણોખરો ભાગ રાણીના કામ સંબંધી હતો અને બાકીનો મોં. ડાર્ટી સંબંધી હતો. ડાર્ટી તરુણ, સાહસિક અને સુંદર હતો, એમ તેના મન ઉપર ઠસી ગયું હતું. મેડમ બોનેશિયોની ઉમર આ વખતે માત્ર ત્રેવીસ વર્ષની જ હતી. અઢારમે વર્ષે મોં. બોનેશિયો સાથે તેનાં લગ્ન થયાં હતાં.

બન્ને જણ પોતપોતાના વિચારમાં જ મશગુલ હતાં; છતાં, મેડમ બોનેશિયોને જોતાં જ મોં. બોનેશિયોને ખૂબ આનંદ થયો. મેડમ બોનેશિયોએ કહ્યું: "મારે તમને કાંઇક કહેવાનું છે."

તેણે આશ્ચર્યથી પૂછ્યું: "શું?"

"તે ઘણું મહત્ત્વનું છે."

"મારે પણ તને કેટલાક મહત્ત્વના પ્રશ્નો પૂછવાના છે. તું ગુમ કેવી રીતે થઇ, એ બધું મને ખુલાસાથી કહે."

"એ વાત હમણાં નહી કરીએ, તો કાંઇ અડચું રહેવાનું છે?"

"ત્યારે તું મહત્ત્વનું જે કહે છે, તે શું? મને પકડી ગયા તે સંબંધી?"

"તે વાત તો, જે દિવસે બની તે જ દિવસે મેં જાણી હતી, પરંતુ, તેમાં તમારો અપરાધ જ નહોતો, એટલે પછી મને તેનું કાંઇ વિશેષ દુઃખ થયું નહીં. તમે છૂટી જશો એમ હું ધારતી જ હતી."

"એમ? ત્યારે તને તો તેનું કાંઇ જ લાગ્યું નથી એમ જણાય છે; પણ, મેં એક દિવસ અને એક આખી રાત બેસ્ટિલ કિલ્લામાં કેવા અપાર દુઃખમાં કાઢી, એ તું જાણે છે કે?"

"એક દિવસ અને એક રાત તો સપાટામાં વહી ગઇ હશે; પણ, હવે હું જે કામ માટે આવી છું, તે સંબંધમાં આપણે વાત કરીએ તો ઠીક."

"ત્યારે તું કાંઇ મને મળવા માટે નથી આવી ?"

"વાહ ! તમારૂં તો મારે પહેલું જ કામ છે !"

"ઠીક; તું શું કહે છે ?"

"હું કહેવાની છું તે ઘણી મહત્ત્વની વાત છે. કદાચ તેથી આગળ ઉપર તમારૂં નસિબ પણ ઉઘડે !"

"તારી અને મારી આ પૂર્વે મુલાકાત થઇ, ત્યારથી જ આપણા નસિબનો રંગ બદલાઇ ગયો છે; અને થોડા દિવસમાં લોકો આપણા નસિબની ઇર્ષ્યા કરવા માંડશે, તો મને તેમાં આશ્ચર્ય ઉપજશે નહીં."

"હા. હું કહું છું તેમ તમે કરશો, તો ખરેખર લોકો આપણી ઇર્ષ્યા કરશે."

"બોલ ત્યારે, મારે શું કરવાનું છે ?"

"એક મોટું કામ કરવાનું છે. તેને લીધે પૈસા પણ ઘણા મળશે."

મેડમ બોનેશિયો જાણતી હતી કે પોતાના પતિદેવને પૈસાની વાતો બહુ ગમે છે; પરંતુ બોનેશિયો લોભી હોય તોયે શું ! જેની કાર્ડિનલ રિશલ્યુ સાથે દસ મિનિટ જ મુલાકાત થઇ, તે મનુષ્ય પહેલાંના જેવો રહે એજ અશક્ય ! કાર્ડિનલ રિશલ્યુનો ચમત્કાર જેવો તેવો ન હતો !

બોનેશિયોઃ "ઘણા પૈસા મળશે ?"

"હા, ઘણાજ."—"આશરે કેટલા ?"

"કદાચને એક હજાર પિસ્ટલ !"

"ત્યારે તો તેના બદલામાં કામ પણ તેવું જ હશે?"

"હા." "તે છે શું પણ?"

"તમારે હમણાં જ મુસાફરીએ નીકળવું જોઇશે. હું તમને એક પત્ર આપું, તે એક જણને આપવાનો છે. ગમે તે થાય; તો પણ તે બીજાના હાથમાં જવો જોઇએ નહીં."

"ક્યાં જવાનું છે?"—લંડન.

"શું લંડન? જા, જા; તું મારી મશ્કરી કરે છે. લંડનમાં વળી મારૂં શું કામ?"

"તમારૂં નહીં; પણ બીજાનું છે."

"પણ તે બીજું કોણ? જો, હું તને ચોખ્ખું કહી દઉં છું કે, હવે પછી જે કામ હું પુરેપુરૂં જાણતો હોઉં નહીં તે મને સોંપીશ નહીં. હું તે નહીં કરૂં. હું કયા કામે અને કોના કામે જાઉં છું, તે બધું મારે પહેલેથી જ જાણવું જોઇએ."

"એક મહાન્ વ્યક્તિ તમને મોકલે છે. જવાનું છે તે પણ એક ઘણા મોટા માણસ પાસે! બસ, હાલ તુરત હું તમને એટલું જ કહી શકીશ. તમે ધારતા હશો, તેના કરતાં પણ આ કામમાં તમને અલભ્ય લાભ થશે."

"કાવતરૂં! વળી પાછી કાવતરૂં! બસ કર. હું બધુંયે સમજ્યો. કાર્ડિનલ સાહેબે હવે આવી બાબતો વિષે મારા મગજમાં સારો પ્રકાશ પાડયો છે."

"કાર્ડિનલ સાહેબે! તમે તેમને મળ્યા કે શું?"

"તેમણે મને પોતાની મુલાકાતે બોલાવ્યો હતો અને તે માટે મને ગર્વ ઉપજે છે."

"વાહ! ઘણીજ હોશિયારી વાપરી! જવામાં ભારે ડહાપણ ડહોળ્યું!"

" જવું ન જવું એ મારી ઇચ્છાની વાત હતી જ નહીં; કારણ કે, એ સિપાઇઓ મને જબરદસ્તીથી લઇ ગયા હતા. તેમજ એ પણ ખરું કે, તે વખતે મારી અને તેમની ઓળખાણ નહોતી તેથી તેમની મુલાકાત લેવાનું ટાળવામાં મને ઘણો આનંદ પણ થયો હોત ! "

" ત્યારે શું તેમણે તમને ત્રાસ આપ્યો ? વળી બ્હીક પણ દેખાડી હશે ! "

" ના, રે ! ઉલટું તેમણે મારી સાથે હસ્તાંદોલન કર્યું અને મને કહ્યું કે 'તું મારો મિત્ર છે.' સમજી કે, તે મોટા અમલદારે–તે મોટા ગૃહસ્થે, મને પોતાનો મિત્ર કહીને બોલાવ્યો ! "

" મોટો ગૃહસ્થ ? "

" હા, મોટો ગૃહસ્થ ! એમાં વળી શો સંશય ? તે મહાન્ પુરુષ છે. તું કદાચ તેમ નહીં કહે, તો તેની મને દરકાર નથી !"

" હું કાંઇજ કહેતી નથી; પણ એટલું જ કહું છું કે રાજમંત્રીની કૃપા ઝાંઝવાનાં જળ જેવી સમજવી. તેના નાદે લાગવું, એ કાંઈ ડહાપણનું કામ નથી. "

" ગમે તેમ હો; પણ મને તો તેમની જ નોકરી કરવી ભૂષણયુક્ત લાગે છે. "

" તમે તેમની નોકરી કરશો ? "

" હા; અને તેમના નોકર તરીકે, હું તને સ્પષ્ટ કહું છું કે રાજ્યને આંચ આવે એવી કોઇ પણ ખટપટમાં હું તને પડવા દઇશ નહીં. તેમજ, જે સ્ત્રી અંતઃકરણથી ફ્રેંચ નથી, પણ સ્પેનિશ છે, તેની ભાંજગડમાં પણ હું તને નહી પડવા દઉં. એ તો ઠીક છે કે, કાર્ડિનલ જેવો મોટો માણસ હંમેશ જાગૃત રહીને

રાજ્યનું રક્ષણ કરે છે; પણ જો તે જાગૃત ન હોત તો વાત કેટલે સુધી પહોંચી ગઇ હોત, તે માત્ર ઇશ્વર જ જાણે છે !"

ઉપરનું છેવટનું વાક્ય બોનેશિયોએ રોકફરને મોઢેથી સાંભળ્યું હતું અને તેજ વાક્ય તેણે અહીંઆં ગોઠવી દીધું. ગરીબ બિચારી મેડમ બોનેશિયો આ બધું ક્યાંથી જાણે ? તેણે પોતાના વર ઉપર વિશ્વાસ રાખીને રાણીનું એક મહાન્ કાર્ય માથે લીધું હતું. પણ અહીં તો આ ગમારને મોઢેથી જૂદીજ જાતનાં ફૂલ ગરતાં હતાં ! એ વખતે તેને કેવું લાગ્યું હશે એની કલ્પના કરવી બહુ મુશ્કેલ નથી; છતાં પણ, તે પોતાના ધણીનો લોભી સ્વભાવ પક્કી રીતે જાણતી હોવાથી, હજુ પણ તેનું મન પોતાના કામ તરફ વાળવાની આશાથી બોલીઃ

"ત્યારે તો તમે કાર્ડિનલના પક્ષના છો, એમાં તો શક નથી ! વાહ ! વાહ ! જેનાં માણસોએ તમારી સ્ત્રીને ખૂબ ત્રાસ આપ્યો, અને વળી જે માણસ રાણી સાહેબનું પણ અપમાન કરવા માટે સદા તૈયાર રહે છે, તેની તમે સેવા કરશો ? ઘણી જ સારી વાત !"

"સાર્વજનિક હિતપાસે વ્યક્તિનું હિત કાંઇ વિસાતમાં નથી ! હું તો જે રાજ્યનું રક્ષણ કરશે તેની બાજૂનો છું ! ' આ વાક્ય પણ બોનેશિયોએ રોકફર પાસેથી સાંભળીને, જેવું ને તેવું જ ઉચકીને અહીં રજૂ કર્યું હતું !

"પણ, રાજ્ય એટલે તમે શું સમજો છો ? આપણે વળી એવી મોટી વાતોની શી જરૂર ? જે બાજૂએથી આપણને વધારે ફાયદો થાય, તે બાજૂનું કામ કરી, આનંદ માની બેસવામાં શું ખોટું ?"

"પણ, આ કોથળી તો જો ?" કાર્ડિનલે આપેલી કોથળી મો. બોનેશિયો આનંદાવેશમાં ખખડાવવા લાગ્યો.

"એ પૈસા ક્યાંથી આવ્યા ?"

"તું ક્યાંથી આવેલા ધારે છે ?"

"કાર્ડિનલ કનેથી !"

"ખરૂં કહ્યું ! મારા સ્નેહી કાઉંટ ડ રોકફર તરફથી આવ્યા એમ પણ કહે ને ?"

"કાઉંટ ડ રોકફર ! અરે, તેજ મને ઉંચકી ગયો હતો !"

"કદાચ-ઉંચકી ગયો હશે !"—"ત્યારે શું તમે એવા માણસે આપેલા પૈસા લયો છો ?"

"પણ તેંજ હમણાં એમ નથી કહ્યું કે, તને કાંઈક રાજ-કીય કારણ માટે ઉપાડી જવામાં આવી હતી ?"

"હા. પણ એવી રીતે મને ઉપાડી જઇ, રાણી સાહેબને હલકાં પાડવાનો તે લોકોનો વિચાર હતો. તેમજ, વળી મને દુઃખ દઇ, રાણી સાહેબનો નાશ થાય એવી વાતો મારી કને કહેવરા-વવાનો તેમનો પ્રપંચ હતો."

"આમ જો. તું નાહક રાણીનું ઉપરાણું લઇશ નહીં. તે ઘાતકી સ્પેનિયર્ડ છે. કાર્ડિનલ સાહેબ કહે છે તેજ ખરૂં છે."

"તમે બ્હીકણ, લોભી અને મૂર્ખ છો, એટલું તો હું જાણું છું; પરંતુ આટલા બધા નીચ પણ હશો, એ જાણતી નહોતી."

"શું ! તું શું કહે છે ?" પોતાની સ્ત્રીને બોનેશિયોએ કદી આટલી બધી ગુસ્સે થએલી જોઇ નહોતી. આજ તેના ક્રોધથી તે ગભરાઇ ગયો.

"હું કહું છું કે તમે લુચ્ચા છો. તમે રાજકીય ખટપટમાં

નથી પડતા, ખરૂં ને? પણ કાર્ડિનલની તરફેણમાં તમે ક્યારના બોલો છો. એથી તમારી દાનત ચોખ્ખી કળી શકાય છે? વળી, એમ જ કહો ને કે, તમે તમારાં શરીર અને આત્મા પૈસા માટે સેતાનનેજ વેચી આવ્યા છો?"

"ના; પણ મેં કાર્ડિનલ સાહેબને—"

"તેનુંજ નામ તે. રિશલ્યુ એટલેજ સેતાન."

"ચૂપ રહે; ચૂપ રહે; કોઇ સાંભળશે."

"હા. તે પણ ખરૂંજ છે. તમારી આ નીચતા કોઇ બીજાને કાને જશે, તો મારેજ નીચું જોવું પડશે."

"ત્યારે તું મને કહે છે શું? કહે તો ખરી, જે કહેવું હોય તે?"

"મારે કહેવાનું હતું તે મેં કહેલુંજ છે. તમારે હમણાં ને હમણાં લંડન જવા ઉપડવું જોઇશે; અને હું કહું તે કામ પ્રામાણિકતાથી કરવું જોઇએ. આટલું કરશો તો મારો ક્રોધ દૂર થશે. એટલુંજ નહીં, પણ મારો તમારા ઉપર પહેલાંના જેવો પ્રેમ પણ રહેશે."

મોં. બોનેશિયો બ્હીકણ અને લોભી હતો ખરો, પણ તેનો પોતાની સ્ત્રી પર ખરો પ્રેમ હતો; તેથી તેણે તુરતજ તેનો હાથ પોતાના હાથમાં લીધો. પચાસ વર્ષની ઉંમરના ધણીને પોતાની ત્રેવીસ વર્ષની સ્ત્રી પર ઘણો વખત સુધી ક્રોધ રહે, એ અશક્ય છે. મેડમ બોનેશિયોના લક્ષમાં આવ્યું કે, પોતાનો વર એવા વિચારોમાં ઝોલાં ખાય છે કે, "આ કામ કરૂં કે ન કરૂં?" તેણે તેને પૂછ્યું: "બોલો, શો નિશ્ચય કર્યો?"

" આમ જો. લંડન ઘણું દૂર છે. વળી તું કહે છે તે કામ કરવામાં સંકટો આવી પડવાનો પણ ઘણો સંભવ છે; એટલા માટે થોડો વિચાર તો કર ? "

" સંકટો આવી પડે તો તેથી શું ? પણ તેમાંથી પાર પડયા પછી તમને જે ફાયદો થશે તેનો વિચાર કર્યો ? "

" બસ થયું ! બસ થયું ! જા, હું સાફ કહું છું કે, હું જતો નથી. એવાં કારસ્થાનોથી હું બહુ ડરૂં છું. એક વખત મેં બેસ્ટિલ તુરંગની હવા ખાધી તેટલીજ બસ છે. ત્યાંની સ્થિતિની કલ્પના આવતાં મારા શરીરનાં રોમાંચ ઉભાં થાય છે. તેઓએ મને ત્રાસ આપવાની કેટલી બધી ધમકી આપી હતી ? તેઓ કેવી રીતે ત્રાસ આપે છે, તે તું કયાંથી જાણે ? માટેજ હું સાફ કહી દઉં છું કે હું જઇશ નહીં; પણ, હું તને પૂછું છું કે, તું ખરેખર જ પુરુષ છે ! સ્ત્રી નથી ! અને પુરુષ પણ જેવો તેવો નહીં......"

" અને તમે–તમે સ્ત્રી છો–દરિદ્રી અને મૂર્ખ છો. તમને અંતઃકરણ નથી. શું તમે રાણી સાહેબના ક્રોધનો વિચાર કર્યો છે ? ઠીક છે ! આ ક્ષણેજ તમે નહીં જાઓ, તો રાણી સાહેબના હુકમથી હું તમને કેદ કરાવીશ, અને જે બેસ્ટિલ કેદખાનાની તમને આટલી બધી બ્હીક લાગે છે, તેજ કેદખાનામાં તમને નંખાવીશ ! સમજયા ? "

મોં. બોનેશિયો વિચારમાં પડી ગયો. તેણે બન્ને બાજૂ સારી રીતે ધ્યાનમાં ઉતારી, અને કાર્ડિનલનીજ બાજૂ મજબૂત છે, એવો પોતાના મનમાં અંતિમ નિશ્ચય કર્યો. પછી તે બોલ્યો, " તારે ફાવે તો તું મને રાણી સાહેબના તો શું પણ ગમેતે

કોઇ બીજાના હુકમથી કેદ કરાવ; પણ કાર્ડિનલ સાહેબ મારી પીઠ પાછળ ખડા છે; એટલે મને કોઈની બ્હીક નથી. ”

હવેજ મેડમ બોનેશિયોના લક્ષમાં આવ્યું કે પોતે ઝબ્બર ઘણું ખેંચ્યું, તેમજ પોતાના ધણીને આટલું બધું જણાવ્યું, એ પણ ખોટું થયું. એટલે બાજી ફેરવી વાળવાનો વિચાર કરી તે બોલી, “ હશે, તમે કહો છો તેવુંયે કેમ ન હોય ? વળી તમે કહો છો તે ખરૂં હોવાનો પણ સંભવ છે. સ્ત્રીઓ કરતાં પુરુષોમાં વધારે અક્કલ હોય છે એ કાંઇ ખોટું નથી. તેમાં વળી, તમે પ્રત્યક્ષ કાર્ડિનલ સાહેબની મુલાકાત લઇ આવેલા છો, એટલે મારા કરતાં તમને કાંઇક વધારેજ ખબર હોવી જોઇએ. ખરેજ હોં ! મને એવો વિશ્વાસ હતો કે, તમે મારૂં એકાદ કામ સહજ કરશો; પણ આ કામમાં તો તમે મને ઘણી નિરાશ કરી. ”

“ એનું કારણ એટલુંજ કે, હમણાં હમણાંનાં તારાં કારસ્થાન ઘણાંજ વધી પડયાં છે; અને તેમાં જોખમ છે, એ પણ હવે મને લાગવા માંડયું છે. ”

“ વારૂ; હવે હું એ બધી પંચાત જ છોડી દઉં છું. હવે ખુશી થયાને ? જો જો, હવે એ સંબંધમાં એક અક્ષર પણ બોલશો નહીં. ”

“ લંડનમાં એવું તે શું કામ હતું, તે તો મને કહે ? ” અત્યાર સુધી પોતાની સ્ત્રી પાસેથી તેનાં રહસ્ય જાણી લેવાનું રોકફર્રે પોતાને કહેલું હતું, એ વાત આ મૂર્ખ માણસ તદ્દન ભૂલી ગયો હતો. હમણાં જ તેને તે સાંભરી આવ્યું. પણ, હવે તો બહુ મોડું થયું હતું !

મેડમ બોનેશિયો તેના કરતાં હજાર દરજ્જે વધુ ઉસ્તાદ

હતી. તેના પ્રશ્નના ઉત્તરમાં તેણે તેને રોકડું પરખાવ્યું: " તે કહેવામાં કાંઇ માલ નથી. ત્યાં કેટલીક વસ્તુઓ ખરીદવાની હતી અને તેથી ઘણો ફાયદો થયો હોત; પણ તમે ના કહી દીધી છે, એટલે મૂકો બધી પંચાત ! "

મોં. બોનેશિયોએ વધારે ને વધારે પ્રશ્નો કરી જોયા; પણ તેને એક ખબરદાર સ્ત્રી સાથે પાનું પડયું હતું, એની કયાંથી ખબર હોય ? તે કશુંયે રહસ્ય મેળવી શકયો નહીં; એટલે પછી, આ વાત કાંઇ ઘણી મહત્ત્વની હોવી જોઇએ અને તાબડતોબ રોકફરને કાને નાંખવી જોઇએ, એવો વિચાર કરીને તે ઉઠયો અને બહાર જવા મંડયો. જતી વખતે તેણે પોતાની સ્ત્રીને કહ્યું: " તું ઘેર આવવાની છું તે હું જાણતો નહતો; તેથી મેં આ વખતે એક મિત્રને ત્યાં જમવા જવાનું કબૂલ કર્યું હતું. હું ત્યાં જમીને હમણાં જ પાછો આવું છું; ત્યાં સુધી તું બેસજે હોં કે ? મારા આવ્યા પછી હું તને રાજમહેલમાં પહોંચાડવા આવીશ. "

" શામાટે ? હું એકલી જ પાછી જઇશ. તમે મારૂં કામ કરતા નથી, તો પછી પહોંચાડવા શા માટે આવશો ? "

" ભલે; જેવી તારી મરજી. ફરી પાછી ઘેર કયારે આવીશ ?"

" ચાર પાંચ દિવસમાં મને પાછો થોડોક વખત મળશે એમ હું ધારૂં છું. તે વખતે આવીને ઘરમાં બધી વ્યવસ્થા કરી જઇશ. "

" વાહ ! ઠીક. મારા પરનો રોષ તો દૂર થયોને ? "

" હા. હા. કયારનોયે ! "

આ ઉત્તર સાંભળવાની વાટ ન જોતાં કાપડીઓ બહાર

નીકળી પડયો. તે બારણું વાસીને ગયો, તે વખતે મેડમ બોને-શિયો સ્વગત બોલી: " આને તે શું કહેવું ? રાણી સાહેબ હવે મને શું કહેશે ? મેં તેમને તેમનું કામ કરવાનું વચન આપ્યું છે; અને આ કાર્ડિનલને પૂંછડે વળગેલો છે! રાણી સાહેબ જરૂર મને બીજા ગુપ્ત દૂતો જેવી સમજશે ! આજ સુધી આ બૂબખ પ્રત્યે મને બહુ પ્રેમ નહોતો જ; પણ હવે તો મને તેના ઉપર બહુજ તિરસ્કાર આવ્યો છે! ઠીક છે, મોંશ્યો, આનું પ્રાયશ્ચિત તારે ભોગવવું પડશે, એ ખૂબ ધ્યાનમાં રાખજે! પ્રભૂ ! પ્રભૂ ! ! હવે શું કરવું ?"

તેનું આ આત્મગત ભાષણ પૂરૂં થયું ન થયું એટલામાં તે જયાં બેઠી હતી ત્યાં ઉપરની છતમાંથી એક મોટો ખખડારો સંભળાયો. તેણે ઉંચું જોયું; એટલે પરિચિત સ્વરે કોઇકે કહ્યું: " સુન્દરી ! ગલીમાંનો નાનો દરવાજો ઉઘાડો. હું નીચે તમારી પાસે આવવા માગું છું."



## પરિચ્છેદ ૧૮.

### કોણ સરસ-પ્રિયકર કે પતિ ?



મેડમ બોનેશિયોએ બારણું ઉઘાડી ડાર્ટીને અંદર દાખલ કર્યો પછી ડાર્ટીએ તેને કહ્યું, "ખરેખર, તમારા પતિ ઘણા ખરાબ છે, એમ કહું તો તમને ખોટું તો નહીં લાગે ને ?"

"અમારી વાતચિત તમે સાંભળી ?"

"હા, બધુંયે સાંભળ્યું." "કેવી રીતે ?"

"તે હુંજ જાણું. કાર્ડિનલના સૈનિકો સાથે થયેલું તમારૂં ભાષણ પણ મેં તેજ યુક્તિથી સાંભળ્યું હતું."

"ત્યારે પછી, અમારી વાતચિત ઉપરથી તમે શું સમજ્યા ?"

"બધુંયે સમજ્યો. પહેલી વાત એ કે, તમારા પતિ ભોળા અને મૂર્ખ છે. બીજી એ કે, તમે મુશ્કેલીમાં છો, એ જોઇને મને આનંદ થાય છે; કારણ કે, તેથી તમને ઉપયોગી થઇ પડવાની મને તક મળશે. ત્રીજી એ કે, રાણી સાહેબને એક શૂરવીર, હોશિયાર અને વિશ્વાસુ માણસની લંડન જવા માટે જરૂર છે. આ ત્રણ પૈકી પાછલા બે ગુણ તો મારામાં છે, એ તમે જાણો જ છો. રાણી સાહેબની સેવા માટે હું તૈયાર છું."

મેડમ બોનેશિયોએ કાંઇ જવાબ આપ્યો નહીં; પણ તેને આનંદ થયો અને કાંઇક અનેરી આશા પણ તેના મનમાં ઉભી થઇ.

છેવટે તેણે કહ્યું, "હું તમને એ કામ સોંપુ તો તમે તે પ્રામાણિકપણે પાર પાડશો એની શી ખાત્રી ?"

"બીજી તે શી ખાત્રી ? મારી તમારાપર પ્રીતિ છે, એજ ખાત્રી. બોલો, હુકમ કરો; જે કરવાનું હોય તે કહી દો."

"પણ એવી ગુપ્ત વાત હું તમને કેવી રીતે કહું ? તમે તો હજુ કુમળા બાળક છો."

"મારે માટે કોઇએ તમને ભલામણ કરવી જોઇએ, એમ જણાય છે."

"હું કબૂલ કરૂં છું કે, તેમ થાય તો મારા જીવને નિરાંત વળશે."

"તમે અથોને ઓળખો છો ?"

"ના." "પોર્થોને ?"–"ના."–"અરામીને ?"–"તેને પણ નથી ઓળખતી. એ ગૃહસ્થો કોણ છે ?"

"તે ત્રણે જણ રાજાના બંદુકદાર છે. તમે બંદુકદારોના ઉપરી અધિકારી, મોં. ડ ટ્રેવિલેને તો ઓળખતાં જ હશો ?"

"હા. તેમને ઓળખું છું. તેમની મને અંગત ઓળખાણ નથી; પણ, રાણીસાહેબ હંમેશાં તેમનાં ઘણાં વખાણ કરે છે."

"તમે શું એમ ધારો છો કે તેઓ તમારી ગુપ્ત વાત કાર્ડિનલને કહેશે ?"

"ના. બિલકુલ નહીં."

"વારૂ ત્યારે. તમે તે વાત તેમને કહો અને તેમને પૂછો કે, આ ગુપ્ત વાત ગમે તેટલી ભયંકર અને ગમે તેટલી મહત્ત્વની હશે તોપણ, મને કહેવામાં કાંઇ હરકત છે કે કેમ ? એ પછી તેઓ કહે તેમ કરજો; આ ખાત્રી પૂરતી છે ?"

"પણ એ ગુપ્ત વાત મારી નથી અને એવી રીતે મારાથી ઉઘાડી પાડી શકાય તેમ પણ નથી."

"પણ તમે તે વાત મેં. ઓનેશિયોને કહી દેવાની તયારીમાં હતાં ને ?"

"પણ તેમને તે વાત કહેવી, એ ઝાડના પોલાણમાં એકાદ કાગળ નાંખવા જેવું હતું. આપણે શીખવેલા પક્ષીના કે કુતરાના ગળામાં એક કાગળ બાંધીને મોકલીએ, તો તેઓ તે આગળ વાંચશે એવી શંકા કદી પણ આપણા મનમાં આવે છે ખરી ?"

"પણ મારા માટે તમને શંકા આવે છે ! તમારાપર મારી પ્રીતિ છે, એ તમે જુઓજ છો."

"તમે તેમ કહો છો એટલુંજ !"

"પણ, હું ખરૂંજ બોલું છું."

"તે હું કબૂલ કરૂં છું."

"હું શૂરો છું એવું મારે મોઢેથી હું કેમ કહી શકું ?"

"તે હું જાણું છું."

"તો પછી મારી પરીક્ષા શા માટે કરતાં નથી ?"

મેડમ ઓનેશિયો ક્ષણભર વિચારમાં પડી. પણ, પછી તેણે ડાર્ટોનો ઉત્સાહ અને નિશ્ચય જોઇ, તેને પોતાનું કામ કહેવાનું ઠરાવ્યું અને કહ્યું, "હું કહું છું તે સાંભળો. તમારા શબ્દો પર વિશ્વાસ રાખીને હું તમને મારૂં કામ સોંપું છું; પણ જો તમે મને ફસાવશો, તો આપણી આ વાર્તાચિત સાંભળનાર સર્વશક્તિમાન્ પરમેશ્વરના સોગંદ ખાઇને કહું છુ કે, શત્રુના હાથમાંથી છૂટયા બાદ તુરતજ હું તમારી સામે આવી આત્મહત્યા કરીશ અને તે હત્યાનું પાપ તમારે ભોગવવું પડશે."

"હું પણ પરમેશ્વરના સોગંદ ખાઇને કહું છું કે, તમે હમણાં મને જે કાંઇ કહેવાનાં છો તે મુજબ કામ કરતાં હું પકડાઇ જઇશ તો, મરીશ એ બહેતર; પરંતુ કોઇને નુકસાન થાય એવો એક પણ અક્ષર મારા મોઢામાંથી બહાર કાઢીશ નહીં."

તે તરુણીએ તેને જે કામ કરવાનું હતું, તે કહી સંભળાવ્યું. ડાર્ટોને એથી ઘણો આનંદ થયો અને અભિમાન પણ ઉપજ્યું. કારણ, મેડમ બોનેશિયોએ પોતાનાપર વિશ્વાસ રાખ્યો હોવાથી ડાર્ટોને લાગ્યું કે તેની પોતાના પ્રત્યે સાચી પ્રીતિ છે. પ્રીતિના વિચારોથી બમણું જોર મેળવીને તે બોલ્યો, "હું આ આલ્યો. અત્યારે જ હું નીકળી પડું છું."

"પણ તમે જશો કેવી રીતે? તમારે તમારા ઉપરીની રજા લેવી પડશે ને?"

"હા, ખરી વાત. હું તો તે તદ્દન જ ભૂલી ગયો. પ્રિય કોન્સ્ટન્સ, તેં મને ઠીક યાદ કરાવ્યું. રજા લેવી જોઇએ, એ વાત ખરી."

"વળી બીજી પણ એક અડચણ છે"

"કઇ?"—"કદાચ તમારી પાસે પૈસા નહીં હોય."

"હા. નથીજ."

"ત્યારે આ કોથળી લ્યો." આમ કહી, મેડમ બોનેશિયોએ તેના ધણીને કાર્ડિનલે આપેલી કોથળી ડાર્ટોના હાથમાં મૂકી. અર્ધો કલાક પહેલાં જ મોં. બોનેશિયો ઘણા ઉત્સાહથી તેમાંનાં નાણાં ખણખણાવતો હતો.

ડાર્ટો: "આ તો કાર્ડિનલવાળી કોથળી છે!"

મેડમ બોનેશિયો: "હા. તે કાંઇ તદ્દન જ હલકી નથી."

"ના. ત્યારે તો ઘણી મઝા પડવાની! કાર્ડિનલના પૈસા અને તેનાથી રાણીસાહેબની આબરૂ બચાવવાની? ઘણી જ સારી વાત!"

"સાંભળો." "શું?"

"રસ્તામાં કોઇ બોલતું લાગે છે."

" આ અવાજ તો—"

" –મારા વરનો !"

ડાર્ટો દોડતો દોડતો આગળના દરવાજા તરફ જઇ, અંદરથી સાંકળ વાસી આવ્યો. પછી તે પાછો આવી બોલ્યો: " મારા જતા પહેલાં તે અંદર ન આવવો જોઇએ. મારા ગયા પછી તમે બારણું ઉઘાડજો."

" પણ, તેના આવતા પહેલાં મારે પણ અહીંથી જવું જોઇએ; કારણ કે, હું અહીં રહું તો પછી આ કોથળી કેવી રીતે ગુમ થઇ, એનો મારે ખુલાસો કરવો પડે ને?"

" હા. તમે કહો છો તે ખરું છે. આપણે બન્નેએ અહીંથી જવું જોઇએ."

" બહાર કેવી રીતે નીકળીશું? તેઓ આપણને જોઇ જશે !"

થોડીક વાર વિચાર કરી ડાર્ટોએ કહ્યું: " તમારે મારી ઓરડીમાં આવવું પડશે."

" પરંતુ, તેમ કરતાં મને ભય રહે છે કે—" મેડમ બાનેશિયોની આંખોમાં આ વાક્ય બોલતાં બોલતાં આંસુ આવી ગયાં. તે આગળ બોલી શકી નહીં; પણ બુદ્ધિશાળી વીરકેસરી તેનો હેતુ કળી ગયો. તે ઘુંટણ વાળીને તેની સન્મુખ બેઠો અને બોલ્યો: " મારી ઓરડીમાં આવતાં તમે કાંઇ પણ શંકા લાવશો નહીં. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, ત્યાં આવ્યા પછી તમે મંદિરનાં દેવીની પેઠેજ પવિત્ર રહેશો."

" તમારા શબ્દો પર મને વિશ્વાસ છે. ચાલો, હું આવું છું."

ડાર્ટોએ સાવચેત રહીને આગળના દરવાજાની સાંકળ ઉઘાડી નાંખી અને બન્ને જણ પોતાનાં પગલાંનો જરાકે અવાજ ન થવા

દેતાં, ગલીના દરવાજામાંથી બહાર નીકળ્યાં અને દાદરે ચ
હાર્ટોની ઓરડીમાં આવી પહોંચ્યાં.

ત્યાં આવ્યા પછી હાર્ટીએ તે ઓરડીનો દરવાજો બંધ કર
અને સાંકળ વાસી દીધી. બાદ બારી પાસે જઇને એક કાણામાં
તેણે જોયું તો, બોનેશિયોને, કાળા ઝભ્ભામાં વીંટળાયલા એ
માણસ સાથે વાતચિત કરતો જોયો. એ માણસને જોતાં જ હા
ચમકયો. તેણે પોતાની તરવાર મ્યાનમાંથી અડધી બહાર કાઢ
તે ફલંગ મારીને દરવાજા તરફ ધસ્યો. કાળા ઝભ્ભાવાળો બીજ
કોઇજ નહી પણ તેનો મ્યુંગવાળો શત્રુ હતો! મેડમ બોનેશિ
હાર્ટોની આ વિચિત્ર હીલચાલ જોઇ બોલીઃ "તમે તે આ
માંડયું છે? બધાંનો નાશ કરવો છે કે શું?"

' પણ, તે માણસને ઠાર મારવાના મેં સોગંદ લીધા છે!

"આ ઘડીથી તમારૂં જીવન બીજાના કામમાં વીતાડવા
તમે પ્રતિજ્ઞા લીધી છે; એટલે, તે કામ સિવાય બીજા કશા
માટે પણ તમારે તમારો જીવ જોખમમાં નાંખવાનો નથી.
તમને રાણીસાહેબના નામથી આ આજ્ઞા કરૂં છું."

"તે પણ ખરૂં છે."

"સાંભળો. સાંભળો. તેઓ મારા સંબંધમાં કાંઇ બોલ
હોય તેમ લાગે છે."

હાર્ટીએ બારી પાસે આવી કાન માંડયા.

મોં. બોનેશિયોએ આગલું બારણું ઉઘાડી, ઘરમાં કોઇ
કે નહીં, તેની તપાસ કરી અને પછી બહાર ઉભા રહેલા માણ
સને કહ્યું, "તે અહીં નથી. તે રાજમહેલમાં જ હશે."

"તમે બહાર ગયા, એનો તેને બીજો કાંઇ સંશય તે
આવ્યો નથી ને? તમને આ બાબતની પક્કી ખાત્રી છે?"

"હા. પૂરી ખાત્રી છે. તેનામાં તેટલી પહોંચ નથી!"

"પેલો તારણ બંદુકદાર ઘેર છે કે?"

"હોય તેમ જણાતું નથી. તેના મેડાની બારી વાસેલી છે. અંદર અજવાળું પણ જણાતું નથી."

"છતાં પણ, તેની ખાત્રી કરી લેવી સારી."

"કેવી રીતે ખાત્રી કરવી?"

"જાઓ, તેને બૂમ મારી જુઓ."

"હું તેના નોકરને પૂછી જોઉં?" બોનેશિયો ડાટીવાળા દાદરે ચઢયો અને તેની ઓરડીનાં બારણાં ખખડાવવા લાગ્યો. અંદરથી કોઇએ જવાબ આપ્યો નહીં. તેનો નોકર પણ ક્યાંયે જણાયો નહીં; એટલે પાછો આવી તે પેલા ગૃહસ્થને કહેવા લાગ્યો: "ઉપર કોઇ નથી."

"ચાલો ત્યારે; આપણે તમારી ઓરડીમાંજ જઇને વાતચિત કરીએ. આ સરિયામ રસ્તામાં વાત કરવી સારી નહીં."

ડાટો સ્વગત બોલ્યો: "વાહ! આ તો ઘણુંજ સારું; અહીંથી તો તમારી વાત અમે સારી રીતે સાંભળી શકીશું."

તેણે પહેલાંની માફક જમિન આગળ કાન ધરીને નીચેની વાતચિત સાંભળવા તૈયારી કરી; અને મેડમ બોનેશિયોને પણ તેમજ કરવાનું કહ્યું.

"ઘરમાં કોઇ નથી એવી તમારી ખાત્રી છે?"

"હા હા.—તમારી સ્ત્રી?"

"તે તો રાજમહેલમાં ગઇ!"

"ત્યાં જતાં પહેલાં આ વાત તેણે બીજા કોઇને પણ કહી નથી, એમ તમે ચોક્કસ જાણો છો ને?"

"હા. તેની મને ખાત્રી છે."

"આ જ મુદ્દાની વાત છે; સમજ્યા ?"

"ત્યારે શું મેં તમને કહેલી વાત મહત્ત્વની છે !"

"ઘણીજ મહત્ત્વની છે. તમારાથી હું શામાટે છૂપાવું ?"

"ત્યારે તો કાર્ડિનલ સાહેબ મારાપર ખુશ થશે ખરાને ?"

"જરૂર"—"તેઓ સાહેબ મોટા માણસ છે !"

"તમારી સ્ત્રીએ તમને કહેલી હકિકતમાં કોઇનું નામ દીધુ નહોતું ખરૂને ?"

"ના નહોતું દીધું."

"મેડમ ડ શેવર્સ કે ડયૂક ઑફ બકિંગહામનું નામ નહોતું દીધું ને ?"

"ના. તેણે તો મને એટલુંજ કહ્યું કે, કોઇ મોટા માણસના કામ માટે લંડન જવાનું છે."

મેડમ બોનેશિયો, ડાર્ટીના ખંડમાંથી આ હકિકત સાંભળીને સ્વગત બોલીઃ "શરમ છે તને, વિશ્વાસઘાતી !"

"ચૂપ; બોલો નહીં." આમ કહીને ડાર્ટીએ તેનો હાથ પોતાના હાથમાં લીધો. મેડમ બોનેશિયોએ પોતાનો હાથ પાછો ખેંચી લેવા જરાકે યત્ન કર્યો નહીં.

પેલો અજાણ્યો ગૃહસ્થ બોલ્યોઃ "કાંઇ ચિન્તા નહીં; પણ તમે તે કામનો સ્વીકાર કર્યા જેવું ન દેખાડવામાં મોટી ભૂલ કરી. જો તમે તેનું કામ સ્વીકાર્યું હોત તો એ પત્ર આ વખતે તમારા હાથમાં હોત. એથી રાજ્ય ઉપર આવેલું સંકટ દૂર થયું હોત તો તમને—"

"મને—શું ?"

"કાર્ડિનલ સાહેબે તમને સરદાર બનાવ્યા હોત."

"એમ તેઓ કહેતા હતા કે ?"

"તમને સરદારી આપવાની તે નામદારની ઈચ્છા હતી, એ હું સારી પેઠે જાણું છું."

"કાંઈ હરકત નહીં. હજુ મારી સ્રીના મનમાં મારે માટે આદર છે; એટલે થએલી ભૂલ સુધારવાનો સમય છે ખરો."

મેડમ બોનેશિયો ગણગણીઃ "ભોળો બિચારો!" ડાર્ટોએ તેનો હાથ દાબ્યો અને કહ્યું: "અરે, બોલો નહીં!"

બોનેશિયોને પેલા મનુષ્યે પૂછ્યું: "તમે એ પત્ર હવે કેવી રીતે મેળવશો?"

"હું રાજમહેલમાં જઈ મારી સ્રીને મળું છું અને તેને કહું છું કે, મેં ફરી વિચાર કરી જોયો છે અને લંડન જવા તૈયાર છું. હું આમ કહીશ, એટલે તે તરતજ મને પેલો પત્ર આપશે. તે પત્ર મારા હાથમાં આવશે કે તુરતજ હું કાર્ડિનલ સાહેબને આપી આવીશ."

"વાહ! ઘણું જ ઉત્તમ! જાઓ ત્યારે જલ્દીથી. તમે શું કર્યું તેની ખબર કાઢવા માટે થોડાક વખતમાં હું પાછો અહીં આવીશ."

આ પછી અજાણ્યો ગૃહસ્થ બહાર નીકળ્યો.

મેડમ બોનેશિયો પોતાના ધણીને ઉદ્દેશીને સ્વગત બોલીઃ "હું કાગળ આપીશ ત્યારે જ તે લેશે ને?"

ડાર્ટોએ ફરીથી એકવાર તેનો હાથ દાબીને કહ્યું: "અરે, બોલશો નહીં!" પણ તેટલામાં તો કોથળી ગુમ થએલી જોઈને બોનેશિયોએ નીચેથી બૂમાબૂમ પાડવાની શરૂઆત કરી. તેણે ઘણું બૂમરાણ કર્યું, પણ કોઈ પણ પાડોશી ત્યાં આવ્યું નહીં; કારણ કે, એવું બૂમરાણ વારંવાર થતું હોવાથી લોકોને તેની કાંઈ ગણત્રી જ નહોતી. તેમાં વળી બોનેશિયોના ઘરના તોફાન સંબંધમાં

તુરતનો જ બૂમાટો થયેલો હતો. કોઇ આવ્યું નહીં, એવું જોઇને બોનેશિયો બહાર નીકળ્યો અને રાજમહેલને રસ્તે જવા લાગ્યો.

મેડમ બોનેશિયોએ ડાર્ટીને કહ્યું: "હવે તે ગયો. તમારે પણ જવાનો વખત થયો. ધૈર્યથી પણ સાવધ રહીને આ કામ કરજો; કારણ કે, રાણીસાહેબ પર કેવો પ્રસંગ આવ્યો છે, તે તમે જાણોજ છો. તમે ખાત્રી રાખજો કે રાણીસાહેબ તમારી સેવા ભૂલશે નહીં."

"તમે હવે તેની ફીકર ન રાખશો. રાણીસાહેબની માફક તમે પણ મારી સેવા ભૂલશો નહીં, એની મને ખાત્રી છે." મેડમ બોનેશિયોએ આના જવાબમાં માત્ર મંદ હાસ્ય કર્યું. થોડાક જ વખતમાં ડાર્ટી બહાર નીકળી પડયો. ડાર્ટી, રસ્તામાં જ્યાં સુધી દ્રષ્ટિએ પડયો ત્યાં સુધી મેડમ બોનેશિયો એક સરખી નજરે તેના સામું જોઈ રહી હતી. તે અદ્રશ્ય થયા પછી ઘુંટણીએ પડી, હાથ જોડી, તે બોલી: 'ભગવાન્, રાણીસાહેબનું અને મારૂં રક્ષણ કરજો!"

પ્રથમ ખંડ
સમાપ્ત.